## ભીલ લોકમહાકાવ્ય

# ગુજરાંનો અરેલો


સંપાદક

**ભગવાનદાસ પટેલ**





Central Institute of Indian Languages

and

Bhasha Research and Publication Centre

## અર્પણ

અત્યારે નથી પણ જેમણે ગાયેલું

લોકમહાકાવ્ય : ગુજરાંનો અરેલો

પુનઃ અક્ષરરૂપે જન્મધારણ કરે છે એવા

જીવાભાઈ ગમારને...

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

હું ઇચ્છું છું કે બધા પ્રદેશોના સાંસ્કૃતિક પવન શક્ય તેટલી છૂટથી મારા ઘરમાં વહે.  પણ હું એમાંના કોઈ પણ દ્વારા ભોંય પરથી મારા પગ ઉખડવા નહીં દઉં. હું તો ચાહું કે આપણા યુવાનો અને યુવતીઓ અંગ્રેજી અને બીજી ભાષાઓ એ ઇચ્છે તેટલા પ્રમાણમાં શીખે અને આશા રાખું કે તેઓ એના જ્ઞાનનો લાભ ભારતને અને જગતને આપે. પરંતુ એવો એકેય ભારતીય ન હોય જે એની માતૃભાષાને વિસરે, અવગણે કે તેનાથી શરમાય કે એને એમ લાગે કે પોતાની લોક ભાષામાં વિચાર કે અભિવ્યક્તિ નહિ કરી શકે.

(મહાત્મા ગાંધી, અંગ્રેજી પાક્ષિક ‘યંગ ઈન્ડિયા’, તા. ૦૧-૦૬-૧૯૨૧)

પારંપરિક રીતે ભારત દેશને સહુ નાની મોટી ભાષાઓને સહાયક એવા બહુલતાવાદી સમાજ તરીકે જોવામાં આવે છે. માતૃભાષામાં શિક્ષણ મેળવવા સહિતના ભાષિક અધિકારને આપણું બંધારણ વરેલું છે. શિક્ષણ વ્યવસ્થાએ અંગ્રેજી ભાષાના વિકાસને ઉત્તેજન આપ્યું છે અને વ્યવહારમાં મોટા ભાગની નાની ભાષાઓને સમાવાઈ નથી. આના પરિણામે વિવિધ ભાષિક સમુદાયો હાંસિયે મૂકાયા છે અને તેમની ભાષાઓને વધુ ડર લાગે છે. તાજેતરના યુનેસ્કો અહેવાલને માનીએ તો એવું જણાય છે કે નષ્ટ થવાની સંભાવનાવાળી ભાષાઓથી માંડી બધા જ પ્રકારની ભાષાઓ લુપ્ત થવાના આરે છે.

ચોક્કસ ચિત્ર ત્યારે જ આપી શકાય જો બધાં રાજ્યોના ભાષિક પરિવેશનું સર્વેક્ષણ થાય અને બધાં અંદરના સ્થાનિય ભાષકોને અહેવાલ માટે જોતરાય. આ ભાષાઓના સંરક્ષણ માટે આ ભાષાઓમાં અને ભાષકોમાં બળ પૂરવા સુરેખ



યોજનાઓ ઘડી કાઢવાની જરૂર છે. આમાં ભાષાઓને સાક્ષરતા અને શિક્ષણ સાથે, તાંત્રિકી અને આર્થિક તકો સાથે જોડવી પડશે. સદ્‌નસીબે ભારતની બધી ભાષાઓ માટે તેમના આધિકારીક દરજ્જા કે આઠમી અનુસૂચિમાં સમાવેશ થવા ઉપરાંત પણ વિકસાવી શકે તેમ સંસ્થાકિય વ્યવસ્થા પણ છે. ભારતીય ભાષા સંસ્થાનની સ્થાપના ભારતીય ભાષાઓના વિકાસમાં મદદ અને સંકલન, કરવા વૈજ્ઞાનિક અભ્યાસ અને આંતરભાષાકિય સંશોધન દ્વારા ભારતીય ભાષાઓ વચ્ચે તાત્વિક એકતા આણવા, ભાષાઓની પારસ્પરિક સમૃદ્ધિ વધારવા અને એ રીતે દેશના લોકોની ભાવાત્મક એકતા માટે કાર્યશીલ થવા માટે કરવામાં આવી હતી. આ ભૂમિકા ઠરાવતાં અનેક મોરચે એવી અપેક્ષા રખાય કે એમાં અનુસૂચિત જનજાતિઓની ભાષાઓનો વિકાસ પ્રેરવાનું કાર્ય પણ હાથ ધરવામાં આવે. ભારતીય ભાષા સંસ્થાનએ હકીકતમાં એ દિશામાં મોટું પ્રદાન કર્યું છે અને એના લઘુભાષાઓના દસ્તાવેજીકરણ, વર્ણન અને વિકાસના કાર્યે એને એવી સંસ્થા તરીકેની ઓળખ આપી છે કે જે વૈવિધ્યને મુલ્યવાન ગણે છે સાથોસાથ માતૃભાષામાં ઊંડાં મૂળ સાથે બહુભાષિકતાને આગળ ધપાવનારી સંસ્થા તરીકેની ઓળખ એને આપી છે.

બધી ભાષાઓને સમાન ગણવાની પ્રતિબદ્ધતા બાબતે ભીલી ભાષાઓમાં થયેલું કાર્ય એક ઊદાહરણ છે. વર્ષો સુધી ભારતીય ભાષા સંસ્થાનએ રાજસ્થાનની વાગડી ભાષા બોલનારી જનજાતિઓમાં પ્રયોગ ધોરણે કાર્ય હાથ ધર્યું છે. એ પ્રક્રિયા દરમ્યાન તેમણે દ્વિભાષી પ્રાથમિક પુસ્તકો, શિક્ષકોને તાલીમ આપી તૈયાર કર્યાં છે. અનેક અભિસ્થાપન શિબિરો આ જનજાતિઓના શિક્ષણમાં શિક્ષકો માટે યોજી છે. વળી રાજભાષાઓની સહભાગી તરીકે આ ભાષાઓને મૂકવાના પ્રયાસમાં તેની યોગ્યતા બતાવવા, કસોટી અને મુલ્યાંકન પણ ઉપાડ્યાં છે. આ કાર્ય દાદરાનગર હવેલીની વારલી જનજાતિની ડુંગરવારલી અને દાદરવારલી ભાષાઓને અનુક્રમે મરાઠી અને ગુજરાતી સાથે સાંકળવાનું કામ પણ થયું. આ હેતુમાં એ રાજ્યોને પણ જોતરાયાં. આ રાજ્યોએ તેમની લાંબા ગાળાની નીતિમાં એ સામગ્રી અને પદ્ધતિને અપનાવી નહીં એ પરથી એ સ્પષ્ટ થાય છે કે આ મુદ્દો કેટલો જટિલ છે અને એવા નવતર વિચારો સામે કેટલું સજ્જડ પ્રતિરોધક બળ છે.



આ સંજોગોમાં અમારા લક્ષ્યને મુલ્યવાન ગણતા સહભાગી સાથીઓની શોધ ભારતીય ભાષા સંસ્થાન કરે છે અને ગણેશ દેવીની વડોદરા સ્થિત સંસ્થા, ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર એવી વિશ્વસ્ત સાથી છે જે અમને અમારું લક્ષ્ય અકબંધ રાખવામાં મદદ કરે છે. એમણે શિક્ષકોને મુલ્યવાન બને તેવી સામગ્રી તૈયાર કરીને સ્થિતિ સુધારવાનો ઉપક્રમ લીધો છે. એ ભાવનાનો ખુબ મોટો પુરાવો આ પુસ્તકોનો સંચય છે જેથી નાની માતૃભાષાઓનું સશક્તિકરણ થાય છે. મારી અવધારણા છે કે આ કાર્ય વિધાયક છે અને તેથી ભીલ અસ્મિતાને હકારાત્મક મુલ્ય પ્રાપ્ત થયું છે.

વસતિગણતરીના આંકડા દર્શાવે છે તેમ ભીલી માતૃભાષાઓ ૧૭ માતૃભાષાઓના ૨૦૦૧ ની વસતિ ગણતરીમાં દરેકના ૧૦૦૦૦ થી ભાષકો ઉમેરાવાથી ૨૬% (૧૯૭૧-૧૯૮૧) થી ૨૯% (૧૯૮૧-૧૯૯૧ )ને જવલંત ૭૧% (૧૯૯૧-૨૦૦૧) સુધી પહોંચી છે.

**ભીલી માતૃભાષાઓનો દશકીય વિકાસ (૨૦૦૧ ની વસતિ ગણતરીના આધારે) ભિલી/ભિલોડી ૧૭ માતૃભાષાઓ**

| **૧૯૭૧** | **૧૯૮૧** | **૧૯૯૧** | **૨૦૦૧** |
|---|---|---|---|
| ૩૩,૯૯,૨૮૫ | ૪૨,૯૩,૩૧૪ | ૫૫,૭૨,૩૦૮ | ૯૫,૮૨,૯૫૭ |

**દશકીય વૃદ્ધી**

| **૧૯૭૧-૮૧** | **૧૯૮૧-૯૧** | **૧૯૯૧-૨૦૦૧** |
|---|---|---|
| ૨૬.૩૦% | ૨૯.૭૯% | ૭૧.૯૭% |

જોખમ હેઠળની ભાષા વિશેના આંકડાઓમાં યુનેસ્કોના વિશ્વનકશા સાથે સરખાવતાં કોઈ પણ ભીલી ભાષા જોખમ હેઠળ દર્શાવાઈ નથી, ત્યારે આ કિસ્સાનો અભ્યાસ એ રીતે રસપ્રદ બને છે કે ભારતીય ભૂપટલ પર એક ભાષા અને એના બોલનાર લોકો એમની હાજરીને બતાવી નિશ્ચિત કરવા ચાહે છે. સૂચિ બહારની સૌથી મોટી ભાષા છે તેથી સમયની કસોટીએ ચઢીને ટકી છે તેથી એની ભાષાઓ



વિકાસના મક્કમ પંથે ચઢાવવી જોઈએ. આ સમુદાયો સાથે કાર્ય કરતા શિક્ષિકોએ આ ભાષાઓને સમજવાનો પ્રયાસ કરવો જોઈએ અને પોતાની બહુભાષીય સજ્જતા વધારવી જોઈએ.

હું આશા રાખુ છુ કે આ પુસ્તકો તેવોને યોગ્ય ગૌરવની સાથે તેઓની મોટે પાયે લોકતાંત્રિક ભાગીદારી માટેનો માર્ગ બનાવશે. એકલવ્ય કૃતનિશ્ચિય ભીલ હતો, તે ગુરુપ્રત્યેના ઋણભાવથી પ્રેરાઈ પોતાના હાથનો એક અંશ આપવા તૈયાર હતો પણ પોતાના લક્ષ્યને અચૂક રીતે આંબનાર ધનુષ્ય અને બાણને ત્યજવા તૈયાર ન હતો. અને તેના ઉડ્ડયનશીલ આત્માને અનુરૂપ તેનાં કૌશલ્યોએ કૂદકો ભર્યો.

અમારી આશા છે કે વાચકો પોતાના અંતરમાં ઊતરશે અને પોતાનાજ શબ્દની તાકાતને શોધીને આનંદ લે એવી શુભેચ્છા રાખીએ છીએ.

રાજેશ સચદેવ
નિદેશક, ભારતીય ભાષા સંસ્થાન

(મૂળ અંગ્રેજીથી ગુજરાતી અનુવાદઃ પ્રો. કાનજીભાઈ પટેલ)



# આદિવાસીઓનું અક્ષર આંદોલન

પાછલા બે-ત્રણ દાયકામાં જ્યાં જ્યાં આદિવાસી વસ્તી છે એવાં રાજ્યોમાં એક નવું આંદોલન, જેને 'અક્ષર આંદોલન' કહી શકીશું એવું નિર્માણ થતું જોવા મળે છે. આપણે ત્યાં, પશ્ચિમ તરફનાં આદિવાસી રાજ્યોમાં, ખાસ કરીને રાજસ્થાનમાં ઉદયપુર અને મધ્યપ્રદેશમાં ભોપાળ ખાતે આદિવાસી સંસ્કૃતિના સંદર્ભમાં જે સાહિત્ય ભેગું કરવામાં આવ્યું, પ્રકાશિત કરવામાં આવ્યું, તે પ્રયોગોની માહિતી આપણને છે. ઉપરાંત દિલ્હી સ્થિત રમણીકા ફાઉન્ડેશન, જે ઝારખંડી આદિવાસી સંસ્કૃતિ માટે સક્રિય છે અને છત્તીસગઢમાં કાર્યરત 'છત્તીસગઢી લોકાક્ષર' વગેરે વિષે પણ આપણને એમનાથી થયેલા પરિચય દ્વારા માહિતી છે. મધ્યપ્રદેશમાંથી આવતું 'ચૌમાસા', રાજસ્થાનમાંથી આવતું 'અરાવલી ઉદ્‌ઘોષ', ઝારખંડનું 'આમ આદમી', છત્તીસગઢનું 'છત્તીસગઢી લોકાક્ષર', જેવાં પ્રમુખ સામયિકો અન્ય સામયિકોની સરખામણીમાં વધારે પ્રભાવશાળી, વધારે પ્રસાર ધરાવતાં રહયાં છે. પણ તેમના જેવાં ઘણાં બધાં બીજાં સામયિકો પણ ભારતના આદિવાસી વિસ્તારમાં ગયા બે-ત્રણ દાયકાથી પ્રકટ થતાં આવે છે જ. હાલમાં જ હું ઝારખંડ ગયો હતો ત્યાં આદિવાસી ભાષાઓ સાથે ઘનિષ્ઠતાથી જોડાયેલા એવા સૌથી પણ અક્ષર-કર્મીને મળવાની તક મળી. માત્ર ઝાડી-બોલી માં જ પ્રકટ થતાં પાંચ-છ નવાં સામયિકોની જાણકારી ત્યાંથી મને મળી.

ઓરિસા, બિહાર, છત્તીસગઢ, આંધ્ર અને મહારાષ્ટ્ર રાજ્યોમાં સૌ પ્રકારનાં સામયિકોની સામટી ગણત્રી કરીશું તો આદિવાસીનાં પોતાનાં પ્રકટ થતાં એવાં સોથી વધુ સામયિકો છે. તે ઉપરાંત, આદિવાસી ભાષામાં છપાતાં નાનાં-મોટાં સમાચાર પત્રો પણ છે. ઉત્તરપૂર્વના અરુણાચલ અને નાગાલેંડ જેવાં રાજ્યોમાં કુર્કબારી, અંગામી, આઓ-નાગા જેવી પ્રમુખ ભાષાઓમાં સાહિત્ય સર્જન તો



થાય છે જ, પણ સાથે સાથે તે રાજ્યોમાં સર્જીત સાહિત્યને શાસકીય તંત્ર આર્થિક આધાર પૂરો પાડે છે અને વિદ્યાપીઠની પાટલી પર તે સાહિત્ય ભણવા માટે સ્વીકાર્ય છે. આપણે જાણીએ છીએ કે જે રીતે અરુણાચલમાં ત્યાંની ભાષાની લિપિને સંદર્ભમાં રાખી લોક આંદોલનો થયેલાં, તેવી જ રીતે સંપૂર્ણ સંતાલ વિસ્તારમાં થોડાં વર્ષ પહેલાં, જેઓને સંતાલ ભાષાની લિપિ-નિર્મિતિનું શ્રેય આપવામાં આવે છે એવા પંડિત મૂર્મૂની સ્મૃતિમાં એમની જન્મશતાબ્દીની ઉજવવામાં આવી હતી.

૧૯૯૬ માં કેંદ્રિય સાહિત્ય અકાદમી માટે ભારતીય આદિવાસી ભાષા-સાહિત્યના ગ્રંથોની એક શ્રેણી સંપાદિત કરવાનું કાર્ય મેં જ્યારે હાથમાં લીધું ત્યારે મને એક નવો અનુભવ મળ્યો. તે પહેલાં મને ખબર ન હતી કેએટલી સંખ્યામાં એટલા મોટા પ્રમાણમાં આદિવાસીના સાહિત્યમાં રસ ધરાવનારાઓની આપણા દેશમાં સંખ્યા છે. જેમ જેમ મારે એમની સાથે પત્ર-વ્યવહાર વધતો ગયો, તેમ તેમ 'આદિવાસી સાહિત્ય'ની જે ખાસ અને ઊંડાણ સુધી 'સામાજિક વ્યાપ્તિ' છે તે હું નજીકથી જોઈ શક્યો, સમજી શક્યો.

આદિવાસી અક્ષરોથી જે પણ જોડાયલા રહ્યા છે એવા સર્વ અક્ષર-કર્મીઓમાં મને એક અત્યંત નોંધપાત્ર એવો વિશેષ ગુણ જોવા મળ્યો છે, અને તે છે આવા અક્ષરકર્મીઓની અંદર રહેલ રાજકીય સભાનતા અને સાંસ્કૃતિક આત્મવિશ્વાસનો ખુબ મોહક સંગમ. આ અક્ષરકર્મીઓ પાસેથી મેં નથી ક્યારે સાંભળ્યો આત્યંતિક આક્રોશ કે આદિવાસીની સંસ્કૃતિ હવે જતી રહેવાની, હવે તેનું નામોનિશાન પણ રહેવાનું નથી, એ પૂર્ણતઃ ભુંસાઈ જવાની વગેરે. તેમજ અશાશ્વતીનો ભય, માત્ર ગેર-આદિવાસીના મનમાં હોય છે. આદિવાસી એવા ભયથી ગ્રસ્ત છે એવું ક્યારે લાગ્યું નથી. જરૂર વગરનો આક્રોશ, કારણ વગરનું રૂદન અને વિવેક વગરના દોષારોપ, આદિવાસી નથી કરતા. એટલે જ આદિવાસી સાહિત્યમાં રાજકીય સભાનતા હોવા છતાં ય પણ ત્યાં આદિવાસીએ પોતા પરનું સંયમન અને લાગણીઓનું સંતુલન ક્યારે પણ ખોયું છે એવું જોવા મળતું નથી. આપણે કહેવાનું રહ્યું કે આજસુધી પ્રસ્થાપિત થયેલા દલિત સાહિત્યથી આદિવાસીના આ નવા 'અક્ષર આંદોલન' ની પ્રકૃતિ તદ્દન ભિન્ન રહેશે.

થોડાક સમય પહેલાં, કેરળ રાજ્યના વાયનાડ જિલ્લામાંથી, ડૉ. બેકી નામના



જાણીતા આદિવાસી કાર્યકર્તા તેઓના વિદ્યાર્થી કલાકારોને સાથે લઇ તેજગઢ આવ્યા હતા. બાળકોએ ડૉ. બેકીએ રચેલાં ગીતો ગાયાં. સરસ મનોરંજન થયું, પણ સાથે સાથે જ આદિવાસી અસ્મિતાનો તીવ્ર અનુભવ પણ મળ્યો. 'આદિવાસી એકતા પરિષદ'ના વાર્ષિક સંમેલનનાં ગીતો-નૃત્યો પણ રજૂ કરવામાં આવ્યાં ત્યાં પણ 'અસ્મિતા' જ કેંદ્રનો અનુભવ હોય છે. સાથે સાથે પરિપક્વતાનો એકસંપ અભિગમ જેમાં ઉતાવળ, બિનજરૂરી આક્રોશ, અધીરતા જરાય હોતાં નથી. પછી ગયા એપ્રિલ મહિનામાં દિલ્હી ખાતે, ભાષા કેંદ્રે અને ઇંદિરા ગાંધી રાષ્ટ્રીય કલા કેંદ્રે સંયુક્ત ઉપક્રમે જે વિચરતી જનજાતિ અને આદિવાસીની રાષ્ટ્રીય પરિષદ યોજેલી ત્યાં પણ આ જ અનુભવ થયો. ભલે સ્કૂલ-ઇન્સ્પેક્ટરના હિસાબે મોટા ભાગના આદિવાસી નિરક્ષર હશે, પણ આદિવાસી હૈયામાં એક ખુબ જ મોહક રાજકીય ડહાપણ અને સાંસ્કૃતિક સાક્ષરતા પૂરેપુરાં રહેલાં છે.

'ઢોલ' સામયિક પ્રસ્થાપિત કરવા પાછળના જે વિવિધ હેતુ તે સમયે હતા તેમાં ઉપરોક્ત આદિવાસી સાક્ષરતાનું નવું આંદોલન નિર્માણ કરવાનો હેતુ પ્રમુખ હતો. 'ઢોલ'ની સ્થાપનાનો પ્રાથમિક નિર્ણય ૧૯૯૭માં કરવામાં આવ્યો. ૨૦૦૫ સુધી 'ઢોલ' અગિયાર ભાષા સુધી વિસ્તર્યું. આદિવાસી ભાષાઓ ઉપરાંત 'ઢોલ' મરાઠી અને ગુજરાતી ભાષોઓમાં પણ પ્રકટ થયાં. આ પ્રારંભના વર્ષોમાં 'ઢોલ' ના પ્રયત્ન હતા કે ગુજરાત અને ઉત્તર-પશ્ચિમ મહારાષ્ટ્રના આદિવાસી બોલી ભાષાઓને અક્ષર-રૂપમાં રજુ કરવા, તેવા ભાષાઓમાં પ્રયત્નશીલ રહેલા અક્ષર કર્મીઓ માટેનો એક સાંસ્કૃતિક-સાહિત્યિક મંચ નિર્માણ કરવો; અને દરેક આદિવાસી સંસ્કૃતિ-ભાષા-સાહિત્ય વિશેની માહિતી અને સભાનતા તેમજ તેઓનાં રીતિ અને રિવાજની માહિતી અન્ય આદિવાસી સમાજ સુધી પહોંચાડવી. આ બધા પ્રયત્નથી સમાજ પર, સંસ્કૃતિ પર કશી અસર થઈ, કેટલા પ્રમાણમાં થઈ વગેરેની ચર્ચા કરવાનું કામ ઇતિહાસકારો માટે છોડું છું.

આ આદિવાસી પ્રતિભાની અભિવ્યક્તિના નવા ઉન્મેષ પ્રકટ થવાની શરૂઆત થઈ તેનાથી ઘણાં પહેલાં ગુજરાતમાં ડૉ. ભગવાનદાસ પટેલે લગભગ એકલા હાથે આ બધું કામ શરૂ કર્યુ હતું. ગઈ સદીના છેલ્લા દાયકામાં એક પછી એક આદિવાસી મહાકાવ્ય પ્રકટ થવાનું શરૂ થયું. તે સમયે ગુજરાતી સાહિત્ય



માટે આ એવા પ્રકારની કૃતિઓ લગભગ 'અહો-બત કિમ્ આશ્ચયમ્' એવા પ્રકારની હતી. સાહિત્ય સર્જનને, સાહિત્ય વિભાવના અને દિઙ્મૂઢ કરી નાખે એવી એ કૃતિઓ હતી. રાજસ્થાન અને ગુજરાતની સરહદે મળી આવેલ આદિવાસી મહાકાવ્ય પરંપરા એ તમામ કૃતિઓનું સંપાદન ડૉ. ભગવાનદાસ પટેલે કર્યું હતું. ખેડબ્રહ્મા જેવા શહેરી વિસ્તારથી દૂર રહેલા ગામમાં હાઈસ્કૂલના આચાર્ય પદે સેવા આપતા આ તેજસ્વી અને પ્રતિભાવાન કર્મયોગીએ લગભગ પચ્ચીસ વર્ષ નિષ્ઠાથી આદિવાસીઓના મહાકાવ્યોનું સંપાદન કરવાનું જારી રાખ્યું હતું અને તેના પરિણામ સ્વરૂપે ગઈ સદીના છેલ્લા વર્ષોમાં ગુજરાતી સાહિત્યમાં આદિવાસી મહાકાવ્યો અવતરવા લાગ્યાં.

હું પહેલી વાર ભગવાનદાસ પટેલને મળ્યો તે સાપુતારા ખાતે આદિવાસી કલા અને સાહિત્ય પર ૧૯૯૬ માર્ચમાં યોજાયેલા એક પરિસંવાદના નિમિત્તે. મેં જોયું કે આ એક અત્યંત વિનયશીલ અને સ્નેહભાવથી પરિપૂર્ણ એવું એક વ્યક્તિત્વ હતું. તેઓની આંખમાં તેજ સ્ફૂલ્લિંગ હમેશનું વસેલું છે. આદિવાસીઓ વિશે તે લાગણીથી ઓતપ્રોત રહેલા છે. આપણે ક્યારેય વેદવ્યાસને જોયા નથી. વ્યાસ કેવા હશે વગેરે કલ્પના કરવી પણ શક્ય નથી. પરંતુ આદિવાસીઓના આ આધુનિક વ્યાસને આપણે જોઈ શકીએ છીએ તેનો મને અદ્ભૂત આનંદ થયો. લગભગ તે દિવસથી જ ભગવાનભાઈ અને મારી મિત્રતા ધીમે ધીમે બંધુત્વમાં રૂપાંતરિત થતી ગઈ. આજે એમને મળ્યે પંદર વર્ષનો સમયગાળો વીત્યો છે, અને અમે બંન્ને એક-બીજાનાં સુખ અને દુઃખના સાક્ષી રહ્યા છીએ.

આજ પંદર વર્ષ દરમ્યાન આદિવાસી અકાદમીની નિર્મિતિ થઈ. ભાષા કેન્દ્રે તેત્રીસ જેટલી આદિવાસી ભાષાઓમાં પુસ્તકો પ્રકટ કર્યા. સોની સંખ્યામાં આદિવાસી કલાકાર,સર્જક, અને સંસ્કૃતિ પ્રેમીઓ સાથે મળવાનું થયું. સંપૂર્ણ દેશભરમાં આદિવાસી સાહિત્યને પ્રતિષ્ઠા મળે તે માટે કાર્યરત રહ્યા. આજે આદિવાસી સાહિત્યનાં સંમેલનો અને મહાસંમેલનો દેશભરમાં લગભગ દર અમાસ-પૂર્ણિમાના રોજ આયોજિત કરવામાં આવી રહ્યાં છે. દરેક આદિવાસી ભાષામાં નાટ્યકૃતિ, કાવ્યકૃતિ અને આત્મચરિત્ર સર્જન વિપુલ પ્રમાણમાં થઈ રહ્યું છે. એક સમયે ભારતીય સાહિત્ય ઇતિહાસ વિશે લખતી વખતે મેં પશ્ચિમના



સાહિત્ય માટે બગીચાનું રૂપક પ્રયોજયું હતું. આજે કહેવાનું મન થાય છે કે જ્યારે આદિવાસી ભાષા સાહિત્યની સર્જકતામાં નવા ઉન્મેષ જોવા મળે છે, ત્યાં વિવિધ રંગના ફુલછોડ આવી રહ્યા છે. વિવિધ સર્જકતાનાં વૃક્ષો જોવા મળે છે તેઓ વચ્ચે સૌથી મહાન હતો આદિવાસી મહાકાવ્યો રહેલાં છે. ‘રાઠોડ વારતા’, ‘રૉમસીતમાની વારતા’, ‘ગુજરાંનો અરેલો’, ‘ભીલોનું ભારથ’ દુનિયાને આપનાર ડૉ. ભગવાનદાસ પટેલ આ સાહિત્યના દંડકારણ્યમાં સૌથી પ્રાચીન અને સૌથી ઊંચા વૃક્ષનું પ્રતિનિધિત્વ કરી રહ્યા છે. આપણે કહી શકીશું કે ભારતીય સાહિત્યમાં નિર્માણ થયેલા આદિવાસી સાહિત્યયુગની પ્રેરકમૂર્તિઓમાં ડૉ. ભગવાનદાસ પટેલ સૌથી પ્રમુખ રહ્યા છે. તેઓના મહાકાવ્યોના ગ્રંથોનું પુનઃ પ્રકટન કરવાની તક ભાષા કેન્દ્રને મળે છે તેથી હું કેન્દ્રના સંસ્થાપકના રૂપમાં જાત માટે ધન્યતા અનુભવું છું.

ગણેશ દેવી

વડોદરા



## સ્વકીય (પ્રથમ આવૃત્તિ પ્રસંગે)

અહીં ગુજરાતના ખેડબ્રહ્મા તાલુકામાં, દાંતા તાલુકામાં અને રાજસ્થાનના કોટડા તાલુકામાં વિસ્તરેલી અરવલ્લી પહાડની શિખરાવલીઓની તળેટીમાં વસતા ડુંગરી ભીલ આદિવાસીઓનું આસો માસમાં આવતું નૉરતું અને દિવાળીના મહત્ત્વના પર્વ પર નૃત્ય સાથે વિલંબિત લયે ગવાતા 'અરેલા' પરનો અભ્યાસ છે. આ સમયે ગવાતા 'દેવિયાવાળાના અરેલા'માંથી અહીં ફક્ત 'ગુજરાંનો અરેલો' પૂરતું જ સંશોધન છે, અને આ 'ગુજરાંનો અરેલો' એ રાજસ્થાનના 'બગડાવત-દેવનારાયણ'નું ભીલી રૂપાંતર છે.

વાઘજીના પુત્રો ભોજો (સવાઈ ભોજ) અને મેયો (મેહો) તથા તેમના અનુગામી દેવજીકુંવર અથવા દેવનારાયણ 'બહુજનહિતાય' કરેલાં વીરોચિત કાર્યોને લીધે લોકહૃદયમાં લોકનાયક તરીકે સ્થાપિત થયા હશે. તેમના તરફ એક પૂરા પ્રદેશના લોકોની પ્રગાઢ આસ્થા હોવાના કારણે તેમના ચરિત્રમાં દિવ્યતા પ્રવેશી હશે. આ લોકનાયકોના ચરિત્રોમાં અત્યારે તો લોકોત્તરતા કે દિવ્યતાનો પક્ષ એટલો બધો બળવાન બની ગયો છે કે ઉત્તર ગુજરાતના દાંતા અને ખેડબ્રહ્મા તાલુકાથી રાજસ્થાન સુધી વિસ્તરેલા એક પૂરા ભીલ પ્રદેશમાં વસતા લોકોના હૃદયમાં દેવતા તરીકે સ્થાન પામી ગામેગામ દેવરાના મંદિરમાં સ્થાપિત થયા છે. દિવાળીના પર્વ સમયે જેમના મહિમાના અરેલા ગાવામાં આવે છે તે જ ભોજો અને મેયો મહા માસમાં દેવરાની મૂર્તિઓના સ્થાપન સમયે કાળા-ગોરા ભેરવ અને દેવનારાયણ, દેવરાના ઠાકોર તરીકે સ્થાન પામે છે. તેમના તરફ પ્રગાઢ લોકશ્રદ્ધા હોવાના કારણે દેવરાના રાતીજગા સમયે ગવાતાં તંબૂર-ભજનો અને ઢોલના તાલ પર કરવામાં આવતાં દેવ-દેવીઓની ઉપાસનાનાં અસંખ્ય ગીત-નૃત્યોના તેઓ જન્મદાતા બન્યા છે, પણ આપણો અનુબંધ 'ડુંગરી ભીલોનો ગુજરાંનો અરેલો' પૂરતો જ છે.



અહીં સંપાદિત કરેલ 'ડુંગરી ભીલોનો ગુજરાંનો અરેલો' એ ગુજરાત અને રાજસ્થાનની સરહદ પર આવેલા બહેડિયા ગામમાંથી ૧૯૮૩માં ધ્વનિમુદ્રિત કરેલો છે. આ અરેલો ધ્વનિમુદ્રિત કરતાં પહેલાં પાંચમહુડા (તા. ખેડબ્રહ્મા) ગામના માહિતીદાતા ગમાર રાજાભાઈ ધૂળાભાઈ (અત્યારે સ્વ.) અને બનાસકાંઠાના દાંતા તાલુકાના મચકોડા ગામના માહિતીદાતા ભકતાભાઈ રોહીસા (અત્યારે સ્વ.) પાસે બેસીને તેઓની માહિતી તપાસી હતી, પણ તે બંનેની માહિતી અધૂરી લાગતાં બહેડિયા ગામના વતની અને આ મૌખિક પરંપરાના અરેલાના સમર્થ ગાયક ગમાર જીવાભાઈ ઝાલાભાઈ પાસેથી દિવાળીના પર્વ સમયે ધ્વનિમુદ્રિત કર્યો હતો. તેમણે અને તેમને સાથ આપનાર રાગિયોઓએ પૂરી ધાર્મિક આસ્થા સાથે અરેલાનાં ચરિત્રો અને પ્રસંગો સાથે તદ્રૂપ બનીને 'ગુજરાંનો અરેલો' ધ્વનિમુદ્રિત કરાવ્યો હતો.

ઘણા દિવસોથી અરેલાના ધાર્મિક ચરિત્રો સાથે તદ્રૂપ બનેલો ગાયક સ્વયં ચરિત્ર કેવી રીતે બની જાય છે, તેનો છેલ્લો પ્રસંગ ચિત્તમાં એવો ને એવો અકબંધ છે !

આ અરેલાના ઉત્તરાર્ધમાં દેવનારાયણનો છેલ્લો પ્રસંગ આવ્યો ત્યારે માહિતીદાતા જીવાકાકાએ મારી પાસે પાંચ નાળિયેર મંગાવ્યાં હતાં.

છેલ્લા દિવસે રાત્રે આઠ વાગે જીવાકાકાની ઓસરીમાં દેવનારાયણના અધૂરા અરેલા માટે બેઠક યોજી. બીજા દિવસે સવારે સાત વાગે સૂર્યનાં ઊગતાં કિરણોમાં દેવનારાયણનો ડોળીરાણ ખેડી નાખવાનો પ્રસંગ પૂરો થવાની સાથે જ ગાયકના દેહમાં એક આધિભૌતિક આવેશ પ્રકટચો. આજુબાજુ બેઠેલા રાગિયાઓએ હોંકારા-પડકારા શરૂ કર્યા અને માહિતીદાતાને ધૂણવાની વેળ ઊપડી.

આ સાથે જ ચરિત્ર સાથે તેમનું અદ્ભુત તાદાત્મ્ય સધાયું અને મુખ્ય ગાયક જાણે કે સ્વયં દેવનારાયણ બની ગયા. તેમની સન્મુખ એક પથ્થર મૂકીને ગઈ રાત્રે લાવેલાં નાળિયેર વધેરવામાં આવ્યાં. રાગિયા દેવને કાલાવાલા કરવા લાગ્યા, ''ખમ્મા માલકાંનં, અમાર ભલી કરઝે દેવજીકુંવર ! અમે તો અવરએં બોલીએ નં ગવરએં બોલીએ, પૉણ તું સ અમારો બેલું હેં ! થાર વેંણું તો તખલુંય તોરી હકીએ નેં !'' જીવાકાકા કે જે અત્યારે દેવનારાયણ બની ગયા હતા, આશીર્વચનો બોલતા



હતા, ''તમે બત્તાએ કેંણા (ઘણા) દિ'હી મારો સેવાભાવ કરો હેં, ઝૉ'લા તમાર બત્તાનું ખે'માકહોર થાહેં ! લીલી વારી ફૂલહેં !'' પછી મને ઉદ્દેશ્યીને બોલ્યા હતા કે ''થારુંય રૉમા-સૉમા થાહેં !''

આ પછી તેઓ ધીમે ધીમે સામાન્ય બનીને મને કહેવા લાગ્યા હતા, ''પગા, મનં ઝોગ (જોગ-યોગ) લાગો તે મારા બા (બાપ) ઝાલા કનહો આ અરેલો લીત્તો નં મારા ભોટા (દાદા) વાલા કનહો મારા બાયે લીત્તો. તનં ઝોગ લાગો નં આતરાં બત્તાં વેળાં-ખાદરાં અડોળીનં ખેર(ખેડબ્રહ્મા)હો આવીનં માર કનહી ઑણી ખેંસેટ(કેસેટ)મા પૂરો. મારા હરદા(હૃદય)મા તો વેંણ લખા બાર સૉપરા પરા હેં. ઉં બાર અરેલા ઝૉણું. બાર મઈના ગાઉ નં નાસું એતરું બત્તું માર હરદામા હેં. ઝંગ્ગી(જિંદગી)મા બાર બાયલીઓ(પત્નીઓ)નો તણી (ઘણી) થો નં માર મૂળો (ઘણા) સૈયા હેં નં ઉં મૂળો કળા ઝૉણું પૉણ માર વડા દીકરા રાયસંદા સવાય મારી એક પૉણ કળા માર સૈયાં નેં હીખા. ઑણા તો નાસા (નાચ્યા) નં ગાયા વેંણા સ મરી ઝાવાના હેં. પૉણ તનં પાઈ ગણું તો પાઈ નં તરમ (ધરમ)નો સૈયો ગણું તો સૈયો, થું માર સૉપરી બણાવણાનો નં ઉં અમ્મર થાઈ ઝાવાનો !''

મેં પણ ભાવાવેશમાં આવીને આ સરળ હૃદયીને વચન આપ્યું હતું, ''એ મોટા આદમી ! ઉં થારી સૉપરી નખ્ખા બખની સપાવણાનો સ ! (હું તમારી ચોપડી ઘણી જ સુંદર છપાવવાનો જ!) પણ આ સમયે એવો ખ્યાલ નહોતો એક મોટા ગ્રંથની પ્રસિદ્ધિની આર્થિક જવાબદારી મારા શિરે આવી પડશે. એક વર્ષની જહેમત પછી કેસેટ્સ પરથી તૈયાર કરેલી હસ્તપ્રત લઈને જીવાભાઈ પાસે કેટલાક શબ્દોના અર્થ પૂછવા ગયો ત્યારે મેં તેમના ગાયેલા અરેલાના અંશો વાંચી સંભળાવ્યા ત્યારે તેઓ આશ્ચર્ય અને આનંદથી અડધા અડધા થઈ ગયા હતા, અને તેઓને પાકા પાયે ખાત્રી થઈ કે, હવે તો તેઓની સોપડી થશે જ થશે.

યથા શક્તિ-મતિ પ્રમાણે તૈયાર થયેલી હસ્તપ્રત એમ.એસ.યુનિ., વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિર વિભાગમાં મોકલી આપી. પણ છ માસ પછી કેટલાક સાચા-ખોટા વાંધા-વચકા સાથે હસ્તપ્રત પાછી ફરી ત્યારે પુસ્તક પ્રસિદ્ધિનો આનંદ માહિતીદાતાને આપેલા વચનના નૈતિક બોજમાં ફેરવાઈ ગયો.

૧૯૮૭માં અમદાવાદની રંગબહાર સંસ્થા સાથે ઇઝરાયલ, ફ્રાન્સ, ઇંગ્લૅંડ,



બેલ્જિયમ, સ્પેન જેવા દેશોની યુરોપની સાંસ્કૃતિક યાત્રાએ જવાનો અવસર પ્રાપ્ત થયો. ત્રણ એક માસ પછી સ્વદેશ પાછા ફર્યા પછી જીવાકાકાને વિદેશની વાતો કરવા અને વિદેશમાં તેમના માટે ખરીદેલી ચીજ-વસ્તુઓ આપવા બહેડિયા ઊપડ્યો. દકાળિયા વહેળાના પૂર્વ તરફના કિનારે તેમનો મોટો દીકરો રાયચંદ ઘઉં માટેનું ખેતર તૈયાર કરતો હતો. મને જોઈને હળ ઊભું રાખીને મારા પાસે આવ્યો. તેણે હેતથી મારા વાંસે હાથ ફેરવતાં કહ્યું, ''પગાપાઈ, આતરા દિ' કેં ગો' તો ?'' (''ભગાભાઈ, આટલા દિવસ સુધી ક્યાં ગયો હતો ?'') મેં કહ્યું, ''પરદેસ ગો'તો. કાકો ઝીવો હું કરે ?'' તે ત્યાં જ બેસી પડ્યો. તેની સાથે હું પણ બેઠો. તેણે કહ્યું, ''થું ઝૉણતો સ નહીં ? બા તો ઝાતો રો !'' મેં પૂછ્યું, ''કેં ?'' રાયચંદે કહ્યું, ''ઉપર માલકાંના કેંર !'' (ઉપર માલિકના ઘેર !) બંનેના ગળે ડૂમો ભરાઈ આવ્યો. પાંચ પાંચ વર્ષ સુધી ચિત્તતંત્રમાં ભોજો, જેળુ, દેવનારાયણ જેવાં ધાર્મિક ચરિત્રોની જેમણે મને સાંસ્કૃતિક યાત્રા કરાવી હતી તેવા વત્સલ પિતા જેવા જીવાકાકાની અનેક સ્મૃતિઓ આંખોમાં ઊભરાવા લાગી.

સ્વસ્થ થયા પછી જ્યાં જીવાકાકાની 'હમાધ' (સમાધિ) રચવાની હતી એ જગ્યાએ ગયા. બાર-બાર સત્ત્વશીલ મહાકાવ્યોનો ધણી આજે ધરણી પર પોઢ્યો હતો. અર્થાભાવના કારણે હું તો માત્ર ત્રણ જ ધ્વનિમુદ્રિત કરી શક્યો હતો. મારી આંખો ફરીને ઊભરાઈ. તેમના આત્માને શ્રદ્ધાંજલી આપવા માટે મારી પાસે બે પાંચ આંસુ સિવાય શું હતું ? તેઓની બે હયાત વિધવા પત્નીઓ હુજકીબહેન અને નાજુરીબહેન તથા તેમનાં સંતાનોને આશ્વાસનના બે શબ્દો બોલી પાછો ફર્યો.

આજે ૧૯૯૩, લગભગ દસ વર્ષે એક માહિતીદાતાને આપેલા પુસ્તક પ્રસિદ્ધિના વચનમાંથી મુક્ત થયો છું, તેનો સંતોષ છે. જીવાકાકા આ છપાયેલું પુસ્તક જોઈ શક્યા હોત તો તેમના આનંદનો હું પણ ભાગીદાર હોત. હવે તેમનાં સંતાનોના હાથમાં આ પુસ્તક મૂકીશ ત્યારે તેઓ પોતાના મહાન પિતાને સ્મરશે, તેનો પણ આનંદ છે.

હજી પણ 'ભીલોનું ભારથ' અને 'રૉમ-સીતમાનું પઝન' હજારો પૃષ્ઠોની હસ્તપ્રતરૂપે પડ્યું છે. આ બંને દીર્ઘ લોકમહાકાવ્યોના માહિતીદાતાઓમાંથી એક



મધુપ્રમેહના રોગથી પીડાય છે,(અત્યારે સ્વ.) જ્યારે બીજા માહિતીદાતાની સહાયક ગાયિકા સાંકળીબહેન દિવંગત પામી છે. બંને માહિતીદાતા પોતાની છપાયેલી ‘સૉપરી’ જોવા આતુરતાથી રાહ જોઈ રહ્યા છે. વધુ શિંગો આવે તો તેના ભારથી જ સળગવો ભાગી જાય એવી મારી સ્થિતિ થઈ છે. પણ ગુજરાતની કોઈક અકાદમી કે વિદ્યાકીય સંસ્થા અવશ્ય મદદે આવશે એવો આશાધ્વનિ હૃદયમાં ગુંજે છે.

જેમની માહિતીથી આ પુસ્તક આકાર ધારણ કરી શક્યું છે એવા સ્વ. જીવાભાઈ ગમાર અને એ માહિતીને જીવાભાઈના કંઠમાંથી બહાર લાવવામાં મદદરૂપ થનાર સહાયક રાગિયા તો સદા મારા હૃદયમાં વસેલા જ છે.

આ ઉપરાંત ડૉ. જશવંત શેખડીવાળા સાહેબે વિષયમાં તદ્દરૂપ બનીને પૂરી આત્મીયતાથી આમુખ લખી આપ્યું છે, જેથી આ પુસ્તક બહુમૂલ્ય બન્યું છે. આ માટે હું તેમનો આભારી છું (આ આમુખ બીજી આવૃત્તિ વેળાએ સમાવી શકાયું નથી). મારા ગુરુવર્ય ડૉ. ર. ના. મહેતા સાહેબે પુરોવચન લખીને ગુજરાંના અરેલામાંથી ઇતિહાસ તારવીને આ પુસ્તકનું ઐતિહાસિક મૂલ્ય આંકી આપ્યું છે, તે બદલ તેમનો અંતઃકરણથી આભાર માનું છું. (આ પુરોવચન બીજી આવૃત્તિમાં સમાવી શકાયું નથી)

મારી આ હસ્તપ્રતને કેસેટ્સ પરથી પુનઃ તપાસીને હસ્તપ્રતને વધુ શાસ્ત્રીય બનાવવા માટે મહત્વનાં સૂચનો કરવા બદલ બોલી વિજ્ઞાનના તજજ્ઞ ડૉ. પી. જે. પટેલનો પણ હું આભારી છું.

આ પુસ્તકના મહત્ત્વના અંશો આ પેહેલાં પોતાના કાળમુક્ત સામયિક ‘અવનીલોક’માં માનવ કલ્યાણ ટ્રસ્ટના અધ્યક્ષ લલ્લુભાઈ દેસાઈએ છાપ્યા હતા, તે બદલ તેમનો આભાર વ્યક્ત કરું છું. પ્રેસ માટે હસ્તપ્રતને સુવાચ્ય બનાવવામાં મને સહાયક થવા બદલ મારી સહધર્મચારિણી તારામતીને આ તબક્કે સ્મરું છું.

અહીં આવરણ અને પુસ્તકમાં મૂકવામાં આવેલાં ચિત્રો દેવનારાયણના પડ પરથી મારા પરમ મિત્ર આર. ચિતારે કર્યાં છે, તે માટે પણ હું તેમનો આભારી છું. (આ ચિત્રો બીજી આવૃત્તિમાં મૂકી શકાયાં નથી)

મારી આ વિકટ અને લાંબી ભીલ લોકસાહિત્ય ક્ષેત્રકાર્ય-સંશોધન યાત્રાને જેમણે સદા બિરદાવી છે, એવા ગુજરાત સાહિત્ય અકાદમીના મહામાત્ર સર્વશ્રી



હસુ યાજ્ઞિક, ડૉ. હરિવલ્લભ ભાયાણી, ડૉ. શાન્તિભાઈ આચાર્ય, મૃણાલિની સારાભાઈ અને મલ્લિકા સારાભાઈ, ઉપેન્દ્ર ત્રિવેદી, એન.એ. વ્હોરા, વત્સલ મોટાભાઈ સમા કવિવર મકરંદ દવે અને કુંદનિકા કાપડિયા, કૈલાસ પંડ્યા, રસેશ જમીનદાર, વી. ડી. પંચાલ, અંતરંગ સ્નેહીશ્રી કાન્તિલાલ પટેલ, ચંદ્રકાન્ત મહેતા અને શાલિનીબહેન આદિ નામો મારા સ્મૃતિપટ ઉપર ઊપસે છે અને આ બધા મહામનાઓના સ્નેહ થકી ધન્ય બની જાઉં છું !

આ પુસ્તક છપાતું હતું ત્યારે કેટલાંક વ્યક્તિગત કામો, સામાજિક કામો અને લોકસાહિત્યના ક્ષેત્રકાર્ય માટે બહાર જવું પડતું હતું. આથી આ પુસ્તક છપાવવાની તમામ જવાબદારીઓ જેમણે નિભાવી છે એવા અંબિકા પ્રિન્ટરીના પ્રો. દીપકકુમાર ગાંધી, કંપોઝીટર બાબુલાલ રાવલ, કાન્તિલાલ ઠાકોર, અમૃતભાઈ એન. ઠાકોર, અમૃતભાઈ એમ. ઠાકોરને પણ આ તબક્કે સ્મરું છું.

દસ વર્ષમાં તો વૃદ્ધત્વને લીધે મોટાભાગના માહિતીદાતાઓ દિવંગત થયા છે. નવી પેઢીને આજની યંત્રયુગની અસરથી ઝડપથી બદલાઈ રહેલી પરિસ્થિતિમાં પોતાના આ બહુમૂલ્ય, કંઠસ્થ સાંસ્કૃતિક વારસાને બચાવવા માટે સમય, શક્તિ અને આસ્થા રહ્યાં નથી. મેઘાણીએ તો ઘણા સમય પહેલાં આપણને અને યુનિવર્સિટીઓને આ સત્વશીલ અને અભ્યાસવા લાયક સાહિત્યને બચાવવાની ટહેલ નાખી હતી. પણ આપણે ફરીને 'સાતવાહનરાજા' ની જેમ ભૂલ કરી બેઠા છીએ. જેથી ગુજરાતમાં મોટી સાંસ્કૃતિક હોનારતનાં એંધાણ વર્તાઈ રહ્યાં છે. આવા સંજોગોમાં યથાશક્તિ ક્ષેત્રકાર્ય કરી, દિવંગત અને થોડાક હયાત માહિતીદાતાઓના બહુમૂલ્ય અને પરંપરિત, કંઠસ્થ સાંસ્કૃતિક વારસાની ૯૦૦ કેસેટ્સ ધ્વનિમુદ્રિત કરી છે. ગુજરાતના કોઈ તજ્જ્ઞ આ જીવતી સાંસ્કૃતિક સંપત્તિનો શાસ્ત્રીય પાઠ બનાવવામાં સહાયક થશે તો મને એદકેરો આનંદ થશે, એવી આશા સાથે વિરમું છું.

ડૉ. ભગવાનદાસ પટેલ

ખેડબ્રહ્મા

માર્ચ ૧૯૯૩



## બીજી આવૃત્તિ પ્રસંગે

આનંદ એ વાતનો છે કે રૉમ-સીતમાની વારતા (પ્રથમ આવૃત્તિ, ૧૯૯૫), ભીલોનું ભારથ (૧૯૯૭), રાઠોરવારતા (૧૯૯૨), અને ગુજરાંનો અરેલો (૧૯૯૩) આ ચાર મહાકાવ્યોની બીજી આવૃત્તિ -આ આવૃત્તિ પૂરતા જ કૉપી રાઈટ માન્ય રાખી, પછીના સંપાદકને આપી ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર, વડોદરાનો એક ભાગ પૂર્વ પ્રકાશ, ભારતીય ભાષા સંસ્થાન, મૈસૂરના આર્થિક સહયોગથી પ્રકાશિત કરે છે.

રૉમ-સીતમાની વારતા અને ભીલોનું ભારથને પૌરાણિક ભીલ લોકમહાકાવ્યો જ્યારે રાઠોરવારતા અને ગુજરાંનો અરેલોને વીરતાપ્રધાન ભીલ લોકમહાકાવ્યો તરીકે ગણના કરીએ છીએ.

રૉમ-સીતમાની વારતા, ભારથ જેવાં મહાકાવ્યોમાં પૂર્વકાલીન માતૃસત્તાક સમાજના મહામાર્ગી જીવનદર્શનમાંથી આવિર્ભાવ પામેલી સીતા, દ્રૌપદી, કુંતી, સુભદ્રા જેવી સ્ત્રીઓ પોતાના વ્યક્તિત્વનો સહજ વિકાસ સાધે છે અને માર્ગદર્શક બની પુરુષ સમાજ પર શાસન કરે છે.

રાઠોરવારતા અને ગુજરાંનો અરેલો, આ બંને મુખપરંપરાંના લોકમહાકાવ્યોની કથાઓ મધ્યકાળમાં થયેલા પાબુ રાઠોડ અને સવાઈ ભોજ જેવાં ઐતિહાસિક ચરિત્રો સાથે ગૂંથાઈ છે. જેમનો સમય ઇતિહાસકારો ૧૦મા સૈકાની આસપાસનો આંકે છે. આથી આ બંને વીરતાપ્રધાન લોકમહાકાવ્યોમાં અળખું, તેમા, ઝેળુ જેવાં સ્ત્રી ચરિત્રોની કુટિલતા, જેદરા ખેંસી જેવાની તીવ્ર વેરભાવના અને રાજખટપટ ઉપરાંત યુદ્ધોનાં સજીવ ચિત્રોની સાથેસાથે આ યુદ્ધોનાં પ્રેરકબળ એવાં શરણાગત-રક્ષા, વચન-નિર્વાહ, ગોત્રરક્ષા, સ્ત્રીરક્ષા, પૂર્વજ-સન્માન જેવાં મધ્યકાલીનયુગનાં ક્ષાત્રધર્મી જીવનમૂલ્યો અભિવ્યંજિત થયાં છે. આમ છતાં, આ બંને



લોકમહાકાવ્યોમાં દસમા સૈકાથી પણ પૂર્વકાલીન ઘણું બધું સચવાયું છે જેની વિગતે ચર્ચા ભૂમિકામાં કરી છે.

કોઈ પણ જાતિ–પ્રજાતિની સંસ્કૃતિ ફક્ત વર્તમાન સમયનો વ્યવહાર અને ચિંતનની પ્રથા જ નથી. તે પરંપરા પણ છે. આ પરંપરામાં ઘણાબધા પ્રાચીન અવશેષો સચવાયેલા હોય છે. આ સચવાયેલા જૂના અવશેષો પોતાના યુગનો– તે સમયની સંસ્કૃતિનો ઇતિહાસ પ્રકટ કરે છે. આ સચવાયેલા અવશેષોનું અન્વેષણ કરતાં કરતાં આપણે જે તે સંસ્કૃતિનાં મૂળ–કુળ સુધી પહોંચી શકીએ. ફક્ત વીરતાપ્રધાન લોકમહાકાવ્યોનો ઐતિહાસિક અનુબંધ તપાસીએ તો પણ તેનાં મૂળ ઋગ્વેદમાંથી મળે છે જે 'લોક'માંથી પ્રવેશ્યાં હોવાની સંભાવના છે. 'રૉમ-સીતમાની વારતા'માં ઇંદ્ર (એંદર) શબ્દ મેઘના અર્થમાં પ્રયોજાયો છે. વેદોમાં પણ ઇંદ્રનો એક અર્થ 'ગર્જના સહિત વરસાદરૂપે પૃથ્વી પર આવનાર' થાય છે. મેઘને જોઈને ઋગ્વેદના કવિ કલ્પના કરતા હતા કે તે ઊડતા દુર્ગ છે. ઇંદ્રે તેમને તોડ્યા (૮.૧.૨૮). વાદળોના દુર્ગ તોડવાના કારણે ઇંદ્રને 'पूभिद्' પુર તોડવાવાળો 'પુરંદર' કહેવામાં આવ્યો છે. આમ ઇંદ્ર એ વર્ષાનો જીવનદાયક પ્રાકૃતિક દેવ હોવાથી વાદળો કે વાદળોના પુરને તોડનાર તરીકે વેદના કવિએ વર્ણવ્યો છે. આ મેઘના ઉગ્ર રૂપકમાંથી ઇંદ્રનું વીર તરીકેનું ચરિત્ર વિકસિત થયું છે. ઋગ્વેદમાં કહેવાયું છે हि वीरा सैन्यः, ઇંદ્ર વીર છે અને તે સૈન્ય છે, યોદ્ધો છે, સેનાની સાથે છે (૧.૮૧.૨). પવન જેવા પ્રાકૃતિક તત્ત્વની પણ ઋગ્વેદમાં વીર તરીકે કલ્પના કરી છે. मरुत् ઇંદ્રના સહાયક धृष्वयः वीराः અત્યંત શક્તિશાળી વીર છે (૧.૮૫.૧). 'ભીલોનું ભારથ'માં અભિમન્યુ સાથેના યુદ્ધમાં પવનદેવ (मरुत्) ઇંદ્રની સહાયમાં આવે છે. અગ્નિને वीर विश्पते अग्ने કહીને સંબોધવામાં આવ્યો છે. (૮.૨૩.૧૪). ઋગ્વેદમાં જે વીર યુદ્ધમાં વિશેષ વીરતા દાખવતા હતા, તેના પર ગીત રચવામાં આવતાં હતાં. મરુતોને કવિ કહે છે, ''મહાન ઇંદ્રનાં ગીત ગાઓ. જે ગીત ગવાશે તે ब्रह्म છે.'' ઋગ્વેદમાં બ્રહ્મનો એક અર્થ કાવ્ય થાય છે. 'બ્રહ્મ મૂળરૂપમાં કોઈ વીરની પ્રશંસામાં રચેલું કાવ્ય છે. આ ब्रह्म જ સાચા અર્થમાં વીરગાથા છે. અને આ વીરગાથાઓ લોકમાંથી જ ઋગ્વેદમાં પ્રવેશી છે.'

પ્રશસ્તિ શબ્દનો સીધો અર્થ છે પ્રશંસા અથવા પ્રશંસાત્મક કાવ્ય. राजानो



ન પ્રશસ્તિભિઃ રાજા પ્રશસ્તિથી શોભિત થાય છે (૯.૧૦.૩). ઋગ્વેદનું સૂક્ત ૧/૩૨ અને શુક્લ યજુર્વેદીય રુદ્રાષ્ટાધ્યાયીનો તૃતીય અધ્યાય ઇંદ્રસ્તુતિ-વીર પ્રશંસાનો છે. જે લોકમાં પ્રચલિત પ્રશસ્તિઓમાંથી રચાયાની શક્યતા છે. વિજયી અને મૃત રાજાની પ્રશસ્તિ રચવાની પરંપરા પૂર્વકાળથી આરંભીને નજીકના ભૂતકાળ સુધી ચાલુ રહી છે. રાઠોરવારતા, ભારથ, ગુજરાંનો અરેલો જેવાં લોકમહાકાવ્યોમાં મુખ્ય સાધુ કે ગાયક દ્વારા કથાતાં જીવિત અને મૃત વીરોનાં પ્રશંસાત્મક કથનો પ્રાપ્ત થાય છે, જેમ કે 'પાંડવો પૃથ્વી પરના પ્રથમ દેવ છે.' 'રાઠોર દેશના દીવા હતા, પૃથ્વીના પ્રધાન. તેમના મરણથી આકાશમાંથી ગુરુનો તારો ડૂબી ગયો.' 'ફળિયાના મોડવી હતા, મારા મેહો અને ભોજો.' હૂરો માંડતી વેળાએ કે મરણોત્તર લૌકિક કર્મકાંડ વેળાએ મરનારનાં ગુણગાન અને વીરતાભર્યાં કાર્યોના ગાવામાં આવતા આવા મરસિયામાંથી તે સમયે ગવાતાં રાઠોરવારતા જેવાં મૌખિક મહાકાવ્યો સિદ્ધ થયાં છે (વધુ વિગત માટે જુઓ શોધસંપદા, ડૉ. ભગવાનદાસ પટેલ, પૃ. ૧૦૨-૧૦૩-૧૦૪)

આ સંશોધક-સંપાદક દ્વારા સંશોધિત-સંપાદિત ભીલ આદિવાસીઓનાં 'રૉમ-સીતમાની વારતા' (ભીલી રામાયણ), 'ભીલોનું ભારથ' (ભીલી મહાભારત), 'ગુજરાંનો અરેલો', 'રાઠોર વારતા' જેવાં સત્ત્વશીલ ચાર લોકમહાકાવ્યો અને રૂપાંરૉણી, તોળીરૉણી, ગોપીચંદ-ભરથરી જેવાં ૨૧ લોકાખ્યાનો તથા ભીલી સાહિત્યની અન્ય વિદ્યાઓના ૪૦ ગ્રંથોના પ્રગટીકરણથી રાષ્ટ્રીય કક્ષાએ આદિવાસી મૌખિક સાહિત્ય પ્રસિદ્ધ થઈ પ્રસાર-પ્રચાર પામી અભ્યાસનો વિષય બન્યું છે. ઉપર ઉલ્લેખિત ચાર ભીલ લોકમહાકાવ્યોનું સાહિત્યિક-લોકતાત્ત્વિક મૂલ્ય પારખી ભારતીય ભાષા સંસ્થાન, મૈસૂરે અંગ્રેજી ભાષામાં ભાષાંતર કરાવ્યું છે. મોઈઝ રસીવાલા ભીલોનાં પ્રમુખ લોકાખ્યાનોના અંશોનું ફ્રેંચ ભાષામાં ભાષાંતર કરી એન્થોલૉજી બનાવી રહ્યા છે. ડૉ.ગણેશ દેવીએ પ્રસિદ્ધ કરેલ *Painted Words* નામની એન્થોલૉજીમાં ભીલોનું ભારથના સાહિત્યિક દૃષ્ટિએ અગત્યના અંશો અંગ્રેજીમાં પ્રગટ કર્યા છે. નયન સૂર્યાનંદ લોકપ્રતિષ્ઠાન, મુંબઈ દ્વારા પ્રકાશિત *The Tribal Literature of Gujarat*, Ed. by Bhagvandas Patel પુસ્તકમાં ડૉ. હસુ યાજ્ઞિકે ભીલી સાહિત્ય અંગેના



લેખો અંગ્રેજીમાં પ્રસિદ્ધ કર્યા છે. ડૉ. નીલા શાહ દ્વારા અનુવાદિત અને નયન સૂર્યાનંદ લોકપ્રતિષ્ઠાન, મુંબઈ દ્વારા પ્રકાશિત *Adivasi Lokakhyano* પુસ્તકમાં ભીલોનાં પ્રમુખ લોકાખ્યાનો અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયાં છે. કેન્દ્રીય સાહિત્ય અકાદમી, દિલ્હીએ ડૉ. મૃદુલા પારીક દ્વારા હિન્દીમાં અનુવાદિત भीलों का भारथ પ્રસિદ્ધ કર્યું છે. ૧૯૮૪ થી ૨૦૦૪ સુધીના સમયખંડમાં ગુજરાતના મૂર્ધન્ય વિવેચકો દ્વારા ભીલી સાહિત્ય વિશે વિવેચાયેલા લેખો ડૉ. બળવંત જાની દ્વારા સંપાદિત કરાવી ગુજરાત સાહિત્ય અકાદમીએ 'વનસ્વર' પુસ્તકમાં મૂક્યા છે. ગુર્જરી ટ્રાયબલ ફાઉન્ડેશન, અંબાજી દ્વારા પ્રસિદ્ધ 'ભીલી સાહિત્ય : એક અધ્યયન' ગ્રંથમાં ડૉ. હસુ યાજ્ઞિકે ૧૯૯૫ થી ૨૦૦૮ સુધીના સમયખંડમાં પ્રસિદ્ધ થયેલા લેખોનું સંપાદન કર્યું છે. આ ઉપરાંત તેમના દ્વારા લિખિત ગૂર્જર ગ્રંથરત્ન દ્વારા પ્રકાશિત 'ગ્રામીણ અને આદિવાસી કંઠ પરંપરા' ગ્રંથમાં ગ્રામ અને આદિવાસી મૌખિક સાહિત્યના વિવેચનને એક સ્થાન પર મૂકી આપ્યું છે. સાહિત્ય અકાદમી, દિલ્હી આ સંશોધક દ્વારા સંપાદિત 'ભીલી ગીતો : એક મૂલ્યાંકન' અને 'ભીલી મહાકાવ્યો : એક મૂલ્યાંકન' વિષય પર બે પરિસંવાદો કર્યા છે. તેનાં પુસ્તક સ્વરૂપ તાજેતરમાં પ્રકાશ્ય છે.

શ્રી શિવશંકર જોશી અને વીરચંદ પંચાલના સહયોગથી શિવશંકર ચુનિલાલ ચેરિટેબલ ટ્રસ્ટ, મુંબઈ દ્વારા પ્રકાશિત 'ગોપીચંદ-ભરથરીની વારતા'ની ભૂમિકામાં અને ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ દ્વારા પ્રકાશિત 'ખેડબ્રહ્માની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિઓ' પુસ્તકમાં આ સંશોધકે સિત્તેર હજાર વર્ષ પૂર્વકાલીન આદિવાસી સંસ્કૃતિ-સભ્યતાનાં મૂળ-કુળ શોધવાનો પ્રયત્ન કર્યો છે. આ ઉપરાંત આ સંશોધક-સંપાદકે રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય પરિસંવાદોમાં ભીલી મૌખિક સાહિત્યનું નિદર્શન અને અનેક લેખો પ્રસિદ્ધ કર્યા છે. આમ, આ સહભાગિતાથી બહુ આયામી-બહુમૂલ્યવાન ભીલી સાહિત્ય રાષ્ટ્રના સીમાડા વળોટી વિશ્વમાં લોકવિદ્યાના ક્ષેત્રે અભ્યાસનો વિષય બન્યું છે. ભીલ આદિવાસીઓના જીવનામૃત-જીવનરસાયણ જેવી આ સત્ત્વશીલ લોકસંપદા, વિદ્યાનાં ઉચ્ચ ક્ષેત્રો-વિદ્યાલયો, મહાવિદ્યાલયો, વિશ્વવિદ્યાલયોમાં પ્રચાર-પ્રસાર પામે અને ઉચ્ચ અભ્યાસનો વિષય બને એવા ઉમદા આશયથી ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર, વડોદરા આગળ



ઉલ્લેખિત ચાર ભીલ લોકમહાકાવ્યોની દ્વિતીય આવૃત્તિ પ્રકાશિત કરે છે. પ્રકાશનની જવાબદારી પૂર્વ પ્રકાશે નિભાવી છે.આ પ્રસંગે બંને સંસ્થાના પ્રેરક–સ્થાપક ડૉ. ગણેશ દેવી, પ્રા. સુરેખા દેવી, આદરણીય મહાશ્વેતા દેવી, સોનલ બક્ષી, કાનજી પટેલ, વિક્રમ ચૌધરી, ધીરુભાઈ પટેલ અને બંને સંસ્થાના સભ્યોનો આભાર માની વિરમું છું.

ડૉ. ભગવાનદાસ પટેલ
૩૦૪, મિથિલા, વિજયા બૅંકની ઉપર,
જજીસ બંગલા ચાર રસ્તા, બોડકદેવ, અમદાવાદ ૩૮૦૦૧૫



# આદિવાસી લોકમહાકાવ્યો

## ભીલ સંસ્કૃતિ-સમાજ

### પ્રાગૈતિહાસિકકાલીન ભીલ સભ્યતા

મૌખિક મહાકાવ્યો જે તે 'લોક'ની સંસ્કૃતિ-સમાજની પૃષ્ઠભૂમિમાંથી સ્વરૂપ ધારણ કરતાં હોય છે. આથી અહીં સંપાદિત 'રૉમ-સીતમાની વારતા', 'ભીલોનું ભારથ', 'ભીલ લોકમહાકાવ્ય : રાઠોર વારતા' અને 'ગુજરાંનો અરેલો' જેવાં મૌખિક મહાકાવ્યોને મૂળ સ્વરૂપે સમજવા માટે પહેલાં પ્રાગૈતિહાસિકકાળથી આરંભી વર્તમાનકાળ સુધીની ભીલ સંસ્કૃતિ-સમાજનું વિહંગાવલોકન કરવાનો ઉપક્રમ છે.

પાંચ હજાર વર્ષ પહેલાં, નવપાષાણયુગમાં ભારતીય ઉપખંડ ઉપર ભીલ પ્રજા વસતી હતી. વેદોમાં આ પ્રજાતિનો ઉલ્લેખ નિષાદ નામથી થયો છે. નિષાદ એ જ આજના ભીલ એમ રોબર્ટ શેફર[૧] અને ડી.ડી. કોસામ્બી[૨] દઢતાપૂર્વક માને છે. પ્રજાતિના અત્યારના અભ્યાસીઓ પણ આ ભીલોને આદિ આગ્નેય કે આદિ નિષાદ કહે છે. આ આદિવાસીઓ જ ભારતના મૂળ નિવાસી છે.

### ભારતીય સંસ્કૃતિને ભીલોનું પ્રદાન

ગુજરાતના ઉત્તર, પૂર્વ અને ભારતના મધ્ય ઉપખંડમાં વસતા આ લોકોએ જ અહીં નવપાષાણયુગની સભ્યતાનો વિકાસ કર્યો છે. આ સભ્યતાએ જ આદિયુગથી ભારતીય સંસ્કૃતિના નિર્માણમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. ''વસ્તુઓની ગણતરી કોડી(૨૦)ના એકમથી કરવી; લગ્ન તથા ધાર્મિક વિધિઓમાં હળદર અને સિંદૂરનો



ઉપયોગ; જાદુ અને ટોણામાં વિશ્વાસ; વૃક્ષ, સર્પ અને લિંગની પૂજા; મૃત્યુ પછી આત્માનું અસ્તિત્વ અને આત્માનો બીજી યોનીમાં જન્મ ધારણ કરવો વગેરે બાબતો પર અસ્પષ્ટ વિચાર; કૂર્મ વગેરે અવતાર કથાઓ; સૃષ્ટિ રચના બાબતની અનેક કલ્પિત કથાઓ (જેમાંના કેટલાક વિચારો ઋગ્વેદના નાસદીય સૂક્ત સાથે મળતા આવે છે) ઈંડામાંથી વિશ્વરચના જેવી કથાઓ નિષાદો કે ભીલોની ભેટ છે. એ કથાઓ પાછળથી પૌરાણિક હિંદુ ધર્મમાં અપનાવી લેવામાં આવી અને તે કેટલાક પરિવર્તન સાથે પૌરાણિક કથાઓ બની ગઈ.''[૩] જેનાં મૂળ 'રૉમ સીતાની વારતા', 'ભારથ', 'રાઠોર વારતા', 'ગુજરાંનો અરેલો', 'દેવરાની વારતા', 'કૉબરિયાની વારતા' જેવાં ભીલોનાં મૌખિક પરંપરાનાં મહાકાવ્યો અને આખ્યાનોમાં આજે પણ જોઈ શકાય છે.

લગભગ ૩૨૫૦-૨૭૫૦ ઈ.પૂ.માં સિંધુ ખીણની સર્વાંગ સભ્યતાનો વિકાસ થયો હતો. અહીંથી મળેલાં માનવ-હાડપિંજરોના અવશેષોની તપાસ પરથી જાણવા મળ્યું છે કે ભારતીય ઉપખંડમાં ત્રીજા ભાગ પર વિસ્તરેલી અતિવિકસિત આ સિંધુ ખીણની નગરસંસ્કૃતિમાં દ્રવિડ, નિષાદ અને કિરાત પ્રજાતિઓ વસતી હતી. આથી સાધાર અનુમાન થઈ શકે છે કે સિંધુ ખીણની સભ્યતાના વિકાસમાં નવપાષાણયુગના કૃષક નિષાદ કે ભીલોનો પણ મહત્ત્વનો ફાળો હશે.

## પ્રદેશ અને લોકો

પૂર્વે 'આનર્ત પ્રદેશ'ના નામે ઓળખાતા ઉત્તર ગુજરાતના સાબરકાંઠા જિલ્લાના ઈશાન ખૂણા પર તેનો ખેડબ્રહ્મા તાલુકો આવેલો છે. ખેડબ્રહ્મા તાલુકો ૨૪° અક્ષાંશવૃત્ત ઉત્તરથી ૨૪-૦૬° ઉત્તર અક્ષાંશવૃત્ત સુધી અને ૭૩° રેખાંશવૃત્ત પૂર્વથી ૭૩-૧૦° પૂર્વ રેખાંશવૃત્ત સુધી વિસ્તરેલો છે. આ ભૂમિ વિસ્તારમાં દુનિયાના એક અતિ પ્રાચીન પહાડ અરવલ્લીની હારમાળાઓની તળેટીઓ પર ભારતની એક પ્રાચીન જાતિ ડુંગરી ભીલ આદિવાસીઓ વિકેન્દ્રિત ગામોમાં વસે છે. ઈ.સ. ૧૯૯૧ની વસતિ ગણતરી મુજબ ખેડબ્રહ્મા તાલુકામાં તેઓની કુલ વસતિ ૧,૪૮,૯૨૦ માણસોની છે. તેમાં પુરુષોની સંખ્યા ૭૬,૦૫૮ અને સ્ત્રીઓની સંખ્યા ૭૨,૮૬૨ છે.



આ ઉપરાંત બનાસકાંઠા જિલ્લાના દાંતા તાલુકા અને રાજસ્થાનના ઉદયપુર જિલ્લાના કોટડા-છાવણી તાલુકા સુધી ભીલોનો વસવાટનો પ્રદેશ ફેલાયેલો છે. તેઓ ભીલી બોલી (ભાષા) બોલે છે અને તેઓનું મૌખિક સાહિત્ય બોલી-ભાષામાં પ્રસ્તુત થાય છે. અત્યારે તેમનો યોગક્ષેમ (જીવનનિર્વાહ માટે જરૂરી કર્મ) કૃષિ, પશુપાલન અને કયારેક શિકાર છે.

## આદિવાસી સમાજ

આદિવાસી સમાજ આદિ-પૂર્વજના વંશમાંથી વિકાસ પામી, કુંટુબ-કુળ-ગોત્ર અને વિકેન્દ્રિત ગામોમાં વિસ્તરે છે. આવો સમાજ કુળ કે ગોત્રનાં સગાં સંબંધીઓથી બનેલો હોય છે. આથી જમીન, જંગલ અને પાણીના સ્રોતોની માલિકી વ્યક્તિગત હોતી નથી પણ પૂરા સમાજની હોય છે. પૂર્વજો તરફ સન્માનની ભાવના હોવાથી જમીન પર મોટી ઉંમરના વડીલોનો સન્માનીય અધિકાર હોય છે. તે વંશના દરેક સભ્યને જમીન મળે તેવી સમાન વહેંચણી કરે છે. તેને સંપત્તિ પર સન્માનીય અધિકાર હોય છે પણ સત્તા હોતી નથી. આથી આવી વરિષ્ઠ વ્યક્તિ સમાજની સંપત્તિ પર કર નાખી શકતી નથી તેમજ વેચી પણ શકતી નથી. આમ સ્થાન, ગામ કે દેશનો માલિક સમગ્ર વંશ કે જાતિ હોય છે; અને તેમાંથી એક સમાન લોક આવિર્ભાવ પામે છે.

પૂર્વજપ્રેમ, પૂર્વજપૂજા અને પૂર્વજ પ્રત્યે સન્માનની ભાવના હોવાથી પૂર્વજોની ધરતીનો પાક અને ધરતી વેચી શકાય નહીં. સમૂહમાં તેનો ઉપભોગ થઈ શકે. એકબીજાને ભેટ આપી શકાય, અથવા વસ્તુ દ્વારા વિનિમય થઈ શકે. આથી આવા સમાજમાં આર્થિક કે સામાજિક, સ્તરભેદનાં દર્શન થતાં નથી.

## મહાકાવ્યોનાં વિધાયક સામાજિક પરિબળો

ઉત્તર ગુજરાતના ભીલ આદિવાસી સમાજમાં સાંપ્રત સમયમાં પિતૃસત્તાક, પિતૃવંશી અને પિતૃસ્થાની પરિવારવ્યવસ્થા અસ્તિત્વમાં હોવા છતાં સ્ત્રી અન્ય ગ્રામ અને નગરીય સમાજોની તુલનામાં વધુ સ્વતંત્ર છે. તેમની વર્તમાન જીવનરીતિમાં પૂર્વકાલીન માતૃસત્તાક સમાજવ્યવસ્થાના અંશ સ્પષ્ટ જોઈ શકાય



છે. પુત્ર કે પુત્રીના જન્મ સમયે લિંગભેદ વિના સામૂહિક રીતે જન્મોત્સવ માણવામાં આવે છે. કન્યાના લગ્ન પહેલાંના જાતીય સંબંધો ધ્યાનમાં લેવામાં આવતા નથી. કન્યાશુલ્ક વર પાસે ન હોય તો કન્યાના પિતૃગૃહે ખેતીકામમાં જોતરાવું પડે છે. વિવાહ જેવા સામાજિક પ્રસંગે વરને પોંખવાની વિધિ માતા જ કરે છે અને ચાંલ્લાના રૂપિયા માતા જ લે છે. પિતૃપક્ષ તરફથી મળેલી ભેટ-સોગાદો અને ઘરેણાં પર સ્ત્રીનો જ અધિકાર હોય છે. પરણિત સ્ત્રીના પિતાનું ગોત્ર સાસરીમાં પણ ચાલુ રહે છે. વિધવા થયેલી સ્ત્રી પરિવારની સંમતિથી મૂળ પતિના ઘેર બીજો પતિ લાવી શકે છે અને પરિવારમાં આર્થિક અને સામાજિક અધિકાર પ્રાપ્ત કરી શકે છે. માતાના મૃત્યુ પછી તેનાં અસ્થિ (ફૂલ) એક નાના કુંભમાં મૂકીને ઘરમાં 'હિતદેવી'ની સ્થાપના કરે છે જે પરિવારની હિતરક્ષક માતૃદેવીનું સ્થાન લે છે. મહામાર્ગી કે ધૂળાના પાટના ધાર્મિક અનુષ્ઠાન સમયે સ્ત્રી ગુરુના સ્થાને હોય છે. આ અને આવી બીજી અનેક સામાજિક-ધાર્મિક બાબતો તેમની પૂર્વકાલીન માતૃસત્તાક સમાજવ્યવસ્થા અને જીવનરીતિને પ્રગટ કરે છે, અને આ સામાજિક-ધાર્મિક બાબતો તેમનાં સાંપ્રત સમયમાં ગવાતાં રૉમ-સીતમા, ભારથ, રાઠોર વારતા, ગુજરાંનો અરેલો જેવાં મૌખિક મહાકાવ્યોનાં વિધાયક પરિબળો કે સર્જન સ્રોત છે.

આદિવાસી સમાજ સહકાર અને સહભાગિતાના પાયા પર રચાયેલો હોવાથી સમાજની દરેક જીવનરીતિમાં સહભાગિતા અને સહયોગનાં દર્શન થાય છે. આ સમાજમાં જન્મથી આરંભી મૃત્યુ સુધીની દરેક સામાજિક અને ધાર્મિક પ્રવૃત્તિ સહયોગથી કરવામાં આવે છે. એક જ વંશ, કુળ કે ગોત્ર અને સગાં-સંબંધીઓથી રચાયેલો આ સમાજ કે 'લોક' ઘર એક બીજાના સહયોગથી રચે છે, જીવનયાપનની પ્રવૃત્તિઓ જેવી કે ખેતી અને પશુપાલન એકબીજાના સહયોગથી કરે છે અને શિકારે પણ સમૂહમાં જાય છે. સામાજિક પ્રસંગો અને ધાર્મિક પર્વો, ધાર્મિક અનુષ્ઠાનો અને વિધિવિધાનો, દેવ-દેવીપૂજા, વૃક્ષપૂજા, પૂર્વજપૂજા, વિવાહ અને મેળા સહભાગિતાથી કરે છે. સહિયારાં દેવ દેવીઓના સાંનિધ્યમાં પ્રકૃતિ, પશુ અને માણસો- સૌનું સામૂહિક રીતે કલ્યાણ વાંછે છે. ગીતો અને મહાકાવ્યો સમૂહમાં ગાય છે અને નૃત્યો પણ સમૂહમાં કરે છે. સામાજિક-ધાર્મિક પ્રવૃતિઓમાં



આબાલ વૃદ્ધ-સ્ત્રી-પુરુષનો સહયોગ અને સહભાગિતા પ્રગાઢ હોય છે.

## મહાકાવ્યોનો સ્થાનિક સંદર્ભ

અહીં સંપાદિત ચાર મૌખિક મહાકાવ્યો 'રૉમ સીતમાની વારતા', 'ભીલોનું ભારથ', 'ભીલ લોકમહાકાવ્ય : રાઠોરવારતા' અને 'ગુજરાંનો અરેલો' ખેડબ્રહ્મા તાલુકાનાં ત્રણ ગામો-ખેડવા, પંથાલ અને બહેડિયામાંથી સંશોધિત અને ધ્વનિમુદ્રિત કર્યાં છે.

## ભીલોનું ભારથ અને ભીલ લોકમહાકાવ્યઃ રાઠોર વારતા

ખેડવા ગામના વતની ગમાર નાથાભાઈ ભૂરાભાઈ સાધુના સાંનિધ્યમાં રહી, ૧૯૮૪ થી ૧૯૮૭ના સમયખંડમાં 'ધૂળાનો પાટ', 'કૉબરિયા ઠાકોરની કોળી', 'સમાધિ પૂજવી', 'હૂરો માંડવો' જેવાં ચોખ્ખાં-મેલાં ધાર્મિક અનુષ્ઠાનોમાં સહભાગી થઈને ૪૨૫ ઑડિયો કેસેટો ધ્વનિમુદ્રિત કરી, તેનો પાઠ તૈયાર કરી, આ લોકવિદ્યાવિદ્ સંપાદકે ૧૯૯૨માં ભીલ 'લોકમહાકાવ્યઃ રાઠોર વારતા' અને ૧૯૯૭માં 'ભીલોનું ભારથ' મૌખિક મહાકાવ્યો (ભજનવારતાઓ) પ્રસિદ્ધ કર્યાં છે.

## રૉમસીતમાની વારતા

આ ઉપરાંત આ જ સમયખંડમાં પંથાલ ગામના વતની ખાંટ નવજીભાઈ દેવાભાઈ સાધુના સાંનિધ્યમાં રહી ધૂળાનો પાટ, હખાઢોળ (મરણોત્તર ધાર્મિક વિધિ), કૉબરિયા ઠાકોરની કોળી જેવાં ધાર્મિક અનુષ્ઠાનોમાં સહભાગી થઈને ૩૦૦ ઑડિયો કેસેટો પર ધ્વનિમુદ્રિત કરી, તેનો પાઠ તૈયાર કરી, ૧૯૯૫માં આ લોકવિદ્યાવિદ્-સંશોધકે 'રૉમ-સીતમાની વારતા' મૌખિક મહાકાવ્ય પ્રસિદ્ધ કર્યું છે.

## ગુજરાંનો અરેલો

'ગુજરાંનો અરેલો' મહાકાવ્ય બહેડિયા ગામના રહેવાસી ગમાર જીવાભાઈ ઝાલાભાઈ પાસેથી દિવાળીના પર્વ-પ્રસંગે ૧૯૮૩માં ધ્વનિમુદ્રિત કરી ૧૯૯૩માં આ સંશોધક-સંપાદકે પ્રસિદ્ધ કર્યું છે.



## મહાકાવ્યોનો વર્તમાન ધાર્મિક-સામાજિક સંદર્ભ

અહીં સંપાદિત કરેલાં 'રૉમ સીતમાની વારતા', 'ભીલોનું ભારથ' અને ભીલ 'લોકમહાકાવ્યઃ રાઠોરવારતા' જેવાં મૌખિક મહાકાવ્યો ઋતુચક્ર પ્રમાણે આવતાં ધાર્મિક પર્વો, જેવાં કે 'ધૂળાનો પાટ' (મહામાર્ગી પાટ), કૉબરિયા ઠાકોરની કોળી અને સામાજિક મરણોત્તર લૌકિક ક્રિયાઓ- જેવી કે સમાધિ પૂજવી (શંખોદ્ધાર), હૂરો માંડવો વગેરે પ્રસંગે ધાર્મિક સામાજિક વિધિવિધાનોના ભાગરૂપે ગાવા અને કથવામાં આવે છે.

## ધૂળાનો પાટ

ભાદરવા માસમાં ભીલો ધૂળાનો પાટ કે મહામાર્ગી પાટ પૂરે છે. શનિવારે રાતે પુરાતા આ પાટને 'બીજ ઊજવવી' પણ કહેવામાં આવે છે. આ માસમાં નદી-નાળાં જળથી ઊભરાય છે. સારા પાકથી લોકો પણ સંતૃપ્ત થાય છે. આ સુખ-સમૃદ્ધિ કુદરત, ભગવાન, ધૂળાનો ઠાકોર કે શિવ-શક્તિની અસીમ કૃપાને કારણે આવી હોવાથી તેઓનાં સામૂહિક મન કૃતજ્ઞભાવથી ભરાઈ જાય છે, અને ભીલપ્રદેશમાં અધ્યાત્મ અને ભક્તિનું વાતાવરણ ફેલાય છે. શિવ-શક્તિ કે ધૂળાના ઠાકોર(ભગવાન)ની ઉપાસના માટે સ્ત્રી (સતી)ને ગુરુના સ્થાને સ્થાપી મહામાર્ગમાં ચેલા-ચેલીને દીક્ષિત કરવા તથા કુટુંબ અને ગામની સુખાકારી માટે ધૂળાનો પાટ પૂરે છે.

નિયત શનિવારની રાતે આમંત્રિત સાધુમંડળીનું આગમન થાય છે. ધૂળાના ઠાકોરની સન્મુખ ચાર સાધુની ખૂંટ (ધાર્મિક વિધિ કરાવનાર સાધુ) તરીકે નિયુક્તિ કરે છે. આ સાધુ ધાર્મિક અનુષ્ઠાનની તમામ વિધિ સંભાળે છે. તેઓ આરંભમાં મંત્રોચ્ચાર સાથે સભા(ગત)રક્ષક કોટવાળ અને ચૂરમાના પ્રસાદ માટે ભંડારીની નિયુક્તિ કરે છે. મધ્યરાત્રિ પછી સફેદ કાપડ પર લાલ કાપડ (જે શિવશક્તિનું પ્રતીક ગણાય છે) પાથરી સામાના સફેદ દાણાથી હનુમાન, પાંચ પાંડવો, વાસુકિનાગ જેવી અનેક ધાર્મિક આકૃતિઓ બનાવી મંડળની રચના કરે છે. આ મંડળમાં 'સિતરી જ્યોત' પ્રગટાવી સાધુ ગુરુ-ચેલા-ચેલી બનાવવાની વિધિ કરે છે. મંડળની સન્મુખ સાધુમંડળી ભારથ, રૉમસીતમાની વારતા, રાઠોરવારતા,



ગોપીચંદ ભરથરી જેવાં મહાકાવ્યોની અધ્યાત્મ અને ભક્તિરસને પોષક પાંખડીઓ (પ્રસંગ-ઘટના) તંબૂર પર ગાય છે. રવિવારે પ્રાતઃકાળે ચૂરમાના મીઠા પ્રસાદથી પાટની ધાર્મિક વિધિ સંપૂર્ણ થાય છે.

## કૉબરિયા ઠાકોરની કોળી

મહામાસમાં કોઈપણ શનિવાર કે મંગળવારની રાતે ભીલો કૉબરિયા ઠાકોરની પિત્તળની મૂર્તિઓ ઘરમાં સ્થાપી તેની કોળી (ઉત્સવ) કરે છે. જે લોકો ચોરી કરે, લૂંટી લે કે વ્યભિચાર કરે તેને મેલો અને ક્રોધી દેવ કૉબરિયો ઠાકોર વળગે છે, અને તેમનાં પશુઓ અને કુટુંબીજનોને મારીને ભારે નુકસાન કરે છે. આથી તેના કોપથી બચવા ભોપાના આદેશથી કોળી કરવામાં આવે છે અને તેને ઘરમાં સ્થાપવામાં આવે છે.

ધૂળાનો ઠાકોર એ ચોખ્ખો દેવ છે. તેને ઘી, ગોળ અને ઘઉંના લોટનું ચોખ્ખું ચૂરમું ચડાવે છે જ્યારે કૉબરિયો ઠાકોર એ ઋગ્વેદના રુદ્રની જેમ અત્યંત ઉગ્ર અને ક્રોધી દેવ હોવાથી તેને મનાવવા રાંધેલા ચોખા અને પાડાનો બલિ ચડાવે છે. આ મેલા ધાર્મિક અનુષ્ઠાનમાં વધનો પ્રસંગ હોવાથી ‘ભારથ’ની પાંડવો-કોરવોના યુદ્ધની કે ‘રૉમ સીતમાની વારતા’ની રાવણ વધની પ્રસંગને પોષક પાંખડીઓ સાંગ, સારંગી, વાંસળી, શંખ જેવાં લોકવાદ્યોની સંગત સાથે ગાયક ભોપાના ચિત્તમાં આવેશ અને ક્રોધ સાથે જન્મે છે. દ્રુત સ્વરે વાગતાં વાજિંત્રોથી પ્રભાવિત લોકસમુદાયના નૃત્યના થેકા વધુ બળ આપે છે. આથી યુદ્ધ કે રાવણવધ જેવા પ્રસંગને ઓજપૂર્ણ સ્વરોમાં ગાતો ભોપો વીરરસથી વશીભૂત બને છે. ભોપો લક્ષ્મણ દ્વારા કરાતા રાવણ વધ(ભીલોની રૉમસીતમાની વારતામાં રાવણનો વધ લક્ષ્મણ કરે છે)ની માફક પાડા કે બકરાનો વધ કરીને કૉબરિયા ઠાકોરને બલિ ચડાવે છે. આ ખારી-મેલી પૂજા સાથે રવિવારે પ્રાતઃકાળે કૉબરિયા પાટની કોળી પૂર્ણ થાય છે.

## સમાધિ પૂજવી

મુખી, સાધુ, ભોપો કે કુટુંબની સજ્જન વ્યક્તિના મરણ પછી તેની યાદમાં સમાધિની



દેરી બનાવીને પૂજવા(પઢવા)માં આવે છે. આ પ્રસંગે સગાં-સંબંધીઓને શનિવારની રાતે આમંત્રે છે. સ્ત્રીઓ સ્વજનની યાદમાં મરસિયા (મૃત્યુગીત) ગાય છે. રવિવારે પ્રાતઃકાળે સાધુ કુટુંબીજનો સમક્ષ દેરીમાં પૂર્વજની મૂર્તિની સ્થાપના કરીને હંસદેવ(જીવાત્મા)નાં આત્મજ્ઞાનનાં ભજનો અને ભારથ, રૉમસીતમા અને ગોપીચંદ જેવી વારતાઓની વૈરાગ્ય અને ભક્તિરસ ભરેલી પાંખડીઓ તંબૂર પર ગાય છે. અંતે સૃષ્ટિરચનાની વારતા ઉપરાંત સ્વર્ગમાં ગયા પછી હંસદેવ-જીવાત્માની કેવી ગતિ થાય છે તે બાબત લયાત્મક વાણીમાં સમજાવે છે. બપોરે ચૂરમાના પ્રસાદ પછી સમાધિની વિધિ સંપન્ન થાય છે.

## હૂરો માંડવો

ભીલોમાં વેર લેવાની પુરાણી પ્રણાલી છે. આ પ્રથા તેમની આજની જિવાતી જીવનરીતિ સાથે અવિનાભાવે જોડાયેલી છે. બે વ્યક્તિઓને માર્યા બાદ સ્વજનની યાદમાં હૂરો(શૂરો) સ્થાપ્યા પછી જ વેરની સમાપ્તિ થાય છે. તેઓમાં મારેલા સ્વજનનું વેર લેવાની પ્રથા પૂર્વજો પ્રત્યેના આદર અને સન્માનની ભાવનામાંથી વિકસિત થયેલી જોવા મળે છે.

મારેલા પૂર્વજનું વેર ના લેવામાં આવે તો પૂર્વજનો આત્મા દુઃખી થાય છે. તેથી તે કૃપિત થઈ કુટુંબીજનો અને ગોત્ર પર શાપ વરસાવે છે તથા આફતો ઉતારે છે. તેવી ભીલોની દૃઢ માન્યતા છે.

વેર વાળવાની ભાવનાને પુણ્ય કે ધર્મનું કાર્ય માનવામાં આવે છે, અને પૂરો સમાજ તેને ધાર્મિક મહોત્સવ માને છે. આથી હૂરો માંડવાની આગલી રાતે સાધુ અને તેની મંડળી પૂરી રાત તંબૂર પર રાઠોરવારતા અને ભારથની વીરરસ સભર પાંખડીઓ ગાય છે અને સ્વજનનું વેર વળ્યું હોવાથી પૂરો લોકસમુદાય વિજયોન્માદથી ઝૂમી ઝૂમી નૃત્ય કરે છે. પ્રાતઃકાળે બકરાનો બલિ ચઢાવીને હૂરાની સ્થાપના કરે છે.

## દિવાળી

આસો માસ એ ‘નવલખ દેવીઓ’ અને ‘સાલોર દેવી’(ગાયમાતા)ને પૂજવાનો



માસ છે. આ માસમાં 'નવલાખ દેવીઓ', 'સાલોર દેવી', 'ગુજરાંનો અરેલો' વગેરે અરેલા ગાય છે. તેનો મુખ્ય ગાયક કાનમાં આંગળી નાખી હડી કાઢીને ગાય છે. આથી આ દીર્ઘ ગેય સ્વરૂપનું નામ અરેલા પડ્યું છે.

## ઋતુચક્ર પ્રમાણે ગવાતાં મહત્ત્વનાં મહાકાવ્યો

ભીલ આદિવાસીઓ મહાકાવ્યને મળતા દીર્ઘ વારતાસ્વરૂપને ભજનવારતા કહે છે. વર્ષના ઋતુચક્ર પ્રમાણે વિચારતાં ભાદરવા માસમાં તંબૂર અને મંજીરાની સંગતમાં ગવાતી અને કહેવાતી તથા મહા માસમાં સાંગ (ઘેર જેવું થાળી આકારનું ચર્મવાદ્ય) અને મંજીરાની સંગતમાં ફક્ત ગવાતી 'ભજનવારતાઓ'નો ભીલો પાસે ઘણો જ સમૃદ્ધ પરંપરિત કંઠસ્થ વારસો છે. આ વારતાઓમાં 'ધરણ નં મનખાવતાર' (સૃષ્ટિની ઉત્પત્તિકથા), 'નવલાખ દેવીઓ', 'સવ-અમિયા', 'સદણરાઝા', 'ગોરખનાથ', 'સતિયો ખાતુ' 'હાલદે હોળંગી' જેવી પ્રમાણમાં ટૂંકી વારતાને મળતી ભજનવારતાઓથી માંડીને 'રૉમસીતમા', 'ભારથ'(પૉંડવ-કોરવ વારતા) 'રાઠોર', 'ગોપીસદ ભરથરી' જેવી મહાકાવ્યોને મળતી અત્યંત દીર્ઘ ભજનવારતાઓ પ્રમુખસ્થાને છે. આ વારતાઓ 'બીજ' અને 'કોળી' જેવાં ધાર્મિક અનુષ્ઠાનો અને 'હૂરા' અને 'હમાધ'(સમાધિ) જેવા સામાજિક પ્રસંગોને પોષે છે અને પ્રસંગ પ્રમાણે વૈરાગ્ય અને ભક્તિ તથા શૂરાતનના ઓજપૂર્ણ ભાવો જગવે છે.

મૌખિક મહાકાવ્ય કે ભજનવારતા ઋતુચક્ર પ્રમાણે આવતા પર્વ-પ્રસંગે ગવાય કે કથાય છે. તેમાં અનેક ઘટના-પ્રસંગ કે પુરાકથાઓ હોય છે. તે આદિમધ્યઅંત પ્રમાણે ક્રમશઃ સળંગ ગવાતું નથી પણ પર્વ-પ્રસંગને પોષક હોય તે પ્રસંગ-ઘટના કે પુરાકથા ગવાય છે. પ્રસંગ કે ઘટનાને ફૂલની પાંખડી કહેવાય છે.

ભજન કે મહાકાવ્ય ગાવાવાળા અને તેમાં આવતી વારતા કથવાવાળાને 'સાધ'(સાધુ) કહેવામાં આવે છે. ભજનમાં રાગ પુરાવનારાઓને 'રાગિયા' કે 'બાણિયા' કહેવામાં આવે છે. વારતા કથવામાં હોંકારા દેનારાને 'હોંકારિયો' કે 'ટેકો કરનાર' કહેવામાં આવે છે. જ્યારે શ્રોતા-દર્શકોને 'હોંપવાવાળા' કહેવામાં



આવે છે. આબાલ-વૃદ્ધ-સ્ત્રી-પુરુષ, આ શ્રોતા-દર્શકો પણ વારતા કે મહાકાવ્યો ગાવા અને નૃત્ય કરવામાં સહભાગી બને છે.

સૌથી પહેલાં ભજન, ભજનવારતા કે મહાકાવ્ય કયારે રચાયું હશે? સૌથી પ્રથમ આવું કંઠસ્થ સ્વરૂપ લોકસમુદાયે સાથે મળીને રચ્યું હશે કે તેની રચના વ્યક્તિગત રીતે થઈ હશે ? તે કયા કાળમાં રચાયું હશે ? આવા પ્રકારના પ્રશ્નોના ઉત્તર આપવાનું કામ અહીં મુશ્કેલ છે. ભજન ગાવાવાળા સાધુઓનું કહેવું છે કે ભજન ઊભાં થયે જુગ પસાર થઈ ગયા. અમે સતજુગથી ભજન અને ભજનવારતા ગાતા આવીએ છીએ. (સતઝુગની વારતા...., કળઝુગનાં મૉનવી વૉસિયે....)પ્રથમ ઝળુકાર(પ્રલય) સમયે ઇંડારૂપી પરમેશ્વરે વૃક્ષાવનરાજિ ઉત્પન્ન કર્યાં, તે દિવસથી જ ભજનો પણ રચાયાં એમ તેઓનું માનવું છે.

ગીતોના ગાયકની માફક ભજનના ગાયક-સાધુ-ભોપા ઘેરઘેર જોવા મળતા નથી. આખા 'સૂડા' (સાતથી દસ ગામોનો પ્રદેશ)માંથી એક સારો ભજનિક સાધુ મળે છે. આથી પણ એવો તર્ક કરી શકાય કે સૌથી પહેલાં કોઈ ઘટનાના આધારે, કોઈ વ્યક્તિ તરફના પૂજ્યભાવના આધારે કે તેનાં વિશિષ્ટ પ્રકારનાં કાર્યોથી વશીભૂત થઈને વ્યક્તિગત રીતે ભજન કે ભજનવારતા રચાઈ હશે. તેમાં લોકની ધાર્મિક શ્રદ્ધા ભરી હશે અને પછી આવી ભજનવારતા કે મૌખિક મહાકાવ્યો પૂરા સમાજ અને પ્રદેશમાં પ્રસર્યાં હશે.

## મહાકાવ્યોનું બાહ્ય સ્વરૂપ

ભીલસમાજમાં ઋતુચક્ર પ્રમાણે આવતા કોઈ ને કોઈ ધાર્મિક ઉત્સવ અને તેને સંલગ્ન અનુષ્ઠાન કે કોઈ સામાજિક પ્રસંગ કે રૂઢપ્રથાનું અવિભાજ્ય અંગ બનીને મહાકાવ્યો આવે છે. તે માત્ર કથારસ પોષવા માટે નથી આવતાં. ભીલજીવનની કોઈ ને કોઈ ધાર્મિક કે સામાજિક પ્રણાલીને ક્રિયાશીલ કરીને સંપન્ન બનાવવા માટે આવે છે. આથી આવાં મહાકાવ્યો ભીલસમાજના કોઈ ધાર્મિક અનુષ્ઠાન, ઉત્સવ અને સામાજિક પ્રસંગના ખાસ પ્રકારના વાતાવરણના પ્રભાવ તળે, ગાયક



કે કથકના કંઠમાંથી દર્શકો કે શ્રોતાઓના સહયોગથી શબ્દો દ્વારા પોતાનું કલામયરૂપ ધરે છે. આથી આવાં મહાકાવ્યો ભીલોના ધાર્મિક અને સામાજિક વાતાવરણમાં જે સ્થળે અને સમયે કથનરૂપ ધારણ કરે છે તે સ્થળ અને કાળના વાતાવરણના સંદર્ભમાં જ, આ સમાજના લોક સાથે હળીમળીને અને આ વિધિઓમાં સહભાગી થઈને જ પામી-માણી શકાય તથા ધ્વનિમુદ્રિત કરી સંપાદિત કરી શકાય.

પ્રસંગ પ્રમાણે આ વાતાવરણ અને તેના કારણે સર્જાતી લોકસમુદાયની મનઃસ્થિતિ ભિન્ન-ભિન્ન પ્રકારની હોય છે. બીજ જેવા પ્રસંગે લાલ કાપડ પર સામા નામના તૃણધાન્યના સફેદ દાણાથી રચવામાં આવતું મંડળ અને તેમાં માંડવામાં આવતા ચંદ્ર,સૂરજ, પાંચ પાંડવો, હનુમાન, વાસુકિનાગ, પાડોર ગાય, જળપગી ઘોડો વગેરેની ધાર્મિક આકૃતિઓ, સીતરી જ્યોત, ચૂરમાનાં કુડાં અને ગુરુ ચેલા બનાવવા થતી વિધિના કારણે એક વિશેષ પ્રકારનું ધાર્મિક વાતાવરણ સર્જાય છે. સમાધિ, લોકાઈ કે નાની મોટી ન્યાત જેવા મરણોત્તર સામાજિક પ્રસંગોએ સ્વજનોનો શોક અને રુદન એક વિશિષ્ટ પ્રકારનું વૈરાગ્યભર્યું વાતાવરણ સર્જે છે. જ્યારે હૂરો માંડતી વેળાએ સામું વેર વાળ્યું હોવાના લીધે દારૂ પીધેલા લોકોના માનસમાં વિજયનો ઉન્માદ જન્માવે છે. આના કારણે ઉત્સાહિત થયેલા લોકો આનંદની કિકિયારીઓ પાડે છે. જેથી એક લાક્ષણિક પ્રકારનું ઓજપૂર્ણ વાતાવરણ સર્જાય છે. આથી એકઠો થયેલો લોકસમુદાય 'રાઠોરવારતા' કે 'ભારથ' જેવાં વેરથી ભરેલાં મહાકાવ્યો કે વારતાઓ સાંભળવા અને ગાવા માટે આતુર બની જાય છે. લોકસમૂહની મનઃસ્થિતિ પારખીને ભજનવારતા ગાવામાં સાથ આપનાર હોંકારિયો અને બાણિયા સાધુની આજુબાજુ ગોઠવાઈ જાય છે.

### મહાકાવ્યો ગાવાની પદ્ધતિ

ગાવામાં સહાયક બાણિયા આજુબાજુ ગોઠવાઈ જાય આ પછી સાધુ સ્થાનકે જઈ તંબૂરને નમન કરી તેને મનાવવાના મંત્ર બોલે છે.

### તંબૂર મનાવવાનો મંત્ર

ગાજ વાજ, કુઆરાઓ વટાઈઓ,



વૉહલાસો ઘરીઓ.
વિતણાસો કોસાયો, સુતારીએ ઘરીઓ.
સર તબૂરા ટોસી સુતો.
વગર ઝાબો, વગર ભેદ્દો તબૂરો સરાવે,
પડ પરે, પલ્લે ઝાય.
એતરા ઝાબ કણે કિયા ?
ગાદ્દી બેઠા ગુરુ ગોરખનાથને કિયા.

**તબૂંરને સ્થાનકેથી ઉઠાડવાનો મંત્ર**

ઓ ગુરુઝી, ગાજ નં વાજ, પવન કા પાટ.
હરલી ડાંડી ઝરમરીઆ કૉન.
જતરા ઝાબ ઝૉણી તબૂરો ઉઠાવેં,
લેઈ કરીઆ અમરાપર તરે.
વગર ભેદ્દો તબૂરો ઉઠાવેં,
પડ પરે પલ્લે ઝાય.
કો માદેવઝી, સુણો પારવતીઝી, સાતાંકા સરણમા,
તબૂરા કા ઝાબ સેપુરણ હુઆ.

પ્રસંગ પૂરો થયે તેને પુનઃ સ્થાપતી વેળાએ નાળિયેર ચડાવે છે.

મૂળ સ્થાને આસન લઈ તંબૂરને અંકમાં લઈ સાધુ સ્વરનું સંધાન કરે છે. આ સ્વરો જ ચિત્ત સાથે ઓતપ્રોત થઈ સાધુ બાણિયા અને શ્રોતાઓને મહાકાવ્યમાં આવતાં દૈવી ચરિત્રોનાં દર્શન કરાવે છે. આથી ભીલસમાજમાં તંબૂરનું સ્થાન પણ જીવંત પ્રત્યક્ષ દેવ જેવું જ છે. સ્વરોનું ચિત્ત સાથે સંધાન થતાં જ સાધુ ભજન ગાવાનો આરંભ કરે છે. આ સમયે લોકસમૂહ પૂરી ધાર્મિક આસ્થાથી ભજન અને ભજનમાં આવતી વારતા સાંભળવા આતુર બને છે. પ્રસંગને યોગ્ય વારતાનો આરંભ કરતાં પહેલાં સાધુ શારદા અને ગણપતિનું ભજન ગાય છે.



સાધુ સૌથી પહેલાં શારદાને પ્રાર્થતાં ગાય છે કે, ''હે શારદા ! તું મારી મંડળીમાં રમવા આવ. તું મારા હૃદયમાં ભજનની લહેર મૂક અને મારા બાણિયાના કંઠનાં તાળાં ખોલ. મારા બાણિયાના હૃદયમાં આવ. તારા નામનો મેળો ભરાયો છે. હે માતા ! તું સાધુના મેળામાં રમવા આવ.''

મૂક પઝનની લેર, સારદમા, માં ઝાઝે....
તું માર મડલીમા રમણા આવ, સારદામા, માં ઝાઝે....
માર બૉણિયાંનાં તાળાં ખોલ, સારદમા માં, ઝાઝે....
તું માર બૉણિયાંન એવરે આવ, માં ઝાઝે...
થાર નૉમનો મેળો ભરાંણો, સારદામા માં ઝાઝે...

શારદા પછી ગણપતિને પ્રાર્થતાં તે ગાય છે કે, ''હે ગૌરીના ગણપતિ ! હું તમારા નામની અગરબત્તી અને હોમ કરું છું, તમે મારા મનમંદિરમાં રમતા રમતા પધારો.

હૉમન કરું, અગરબત્તી,
મન મંદેરમાં રમતા પતારો ગણપતિ...

આમ સાધુ ભજનના પ્રથમ ચરણનો આરંભ કરે છે કે તરત જ બાણિયા તે ચરણના અંતિમ શબ્દો પકડીને દીર્ઘ કે દ્રુત લયે રાગ પુરાવે છે.

દેવી-દેવતાઓનું સ્મરણ ગાવાથી એક વિશિષ્ટ પ્રકારનું ધાર્મિક વાતાવરણ સર્જાય છે. આ પછી સાધુ સંગીત, રસ અને પ્રસંગ પ્રમાણેના વિશિષ્ટ વાતાવરણથી સભર કથા (વારતા) જોડાયેલી હોય છે, તેવી ભજન વારતા કે મહાકાવ્યની પાંખડી ગાવાનો આરંભ કરે છે. આના કારણે બાણિયા અને શ્રોતાઓ પૂરી ધાર્મિક શ્રદ્ધાથી વારતાના પાત્રો સાથે તાદાત્મ્ય સાધીને પ્રસંગ-ઘટના કે પાંખડી ગાય છે અને સાંભળે છે. વચ્ચે સાધુને ધાર્મિક મહત્ત્વ આપવા શ્રોતાઓ દ્વારા કરવામાં આવતા શંખઘોષથી તેને કથા ગાવાનું 'તેઝ' (શૂર) ચડે છે. આથી વારતાના પ્રસંગોને સંગીતમય સ્વરોમાં રજૂ કરીને શ્રોતાઓને વારતાના રસમાં ઝબોળી રસનિમગ્ન કરે છે. શ્રોતા પણ વારતાના પાત્રો ભૂતકાળમાં સાચે જ થઈ ગયેલાં હોવાની તેમની અતૂટ માન્યતાના લીધે, પૂરી ધાર્મિક આસ્થાથી પાત્રો



સાથે તાદાત્મ્ય સાધીને કથાને ગાય છે અથવા તો સાંભળે છે.

વારતા મહાકાવ્ય જેટલી દીર્ઘ હોવાથી, જ્યારે બાણિયાને કથા ગાવામાં થાક લાગવા માંડે કે તેઓ એકરસતાનો અનુભવ કરવા માંડે છે ત્યારે સાધુ સભાને સંબોધીને અંતે 'ઝીવતા...!' શબ્દ બોલી ભજનનો પ્રસંગ ઊભો રાખે છે અને વારતા કહેવા લાગે છે. આ વારતા સાધુ જે પ્રસંગને ભજનરૂપે ગાય છે તે પ્રસંગને અથવા તો આગળ આવતા પ્રસંગને કે ઘટનાને લયાત્મક ગદ્યમાં તંબૂર તારને ઝણઝણાવીને કથે છે. હોંકારિયો સાધુની છેલ્લી પંક્તિને દોહરાવીને અને કેટલીક વખતે પ્રસંગને અનુરૂપ લયબદ્ધ અવાજમાં ન્યારી પંક્તિ બોલીને હોંકારો ભણે છે.

## ગાયક, બાણિયા, હોંકારિયો અને શ્રોતાજનોની સહભાગિતા

લોકસાહિત્યનાં બીજાં સ્વરૂપોની માફક મહાકાવ્ય પણ ગાયક અને કથક સાધુ દ્વારા રજૂઆત કરવાનું પરંપરિત કંઠસ્થ કલાત્મક સ્વરૂપ છે. સાધુના માનસમાં વારતા (કથા) પરંપરિત રીતે પહેલેથી જ પડેલી હોય છે, છતાં સાધુ પોતાના સમાજના શ્રોતાઓને સંભળાવવા વારતા ગાતો અને કથતો હોય છે. આથી કથા લાંબું કે ટૂંકું સ્વરૂપ લેશે અને તે કેવો કલાત્મક આકાર ધારણ કરશે એ બાબત શ્રોતાઓના મનોવલણો પર આધાર રાખે છે. શ્રોતાઓને કથા સાંભળવામાં અને બાણિયાઓને રાગ પુરાવવામાં રસ પડે તો તેઓ 'વેરાગી', 'અરિ', 'ખમા માલકાંન!' જેવા ધાર્મિક મહત્ત્વ આપતા ઉત્સાહવર્ધક શબ્દો બોલીને સાધુને કથા ગાવા માટે વધુ ને વધુ ઉત્સાહિત કરે છે. તેનો સામાજિક અને ધાર્મિક સ્વીકાર કરીને શ્રોતાઓનો પણ ઉત્સાહ જળવાઈ રહે, અને તેમનું સામાજિક ગૌરવ થાય તે માટે સાધુ પણ પ્રત્યુત્તરમાં 'ખમા!', 'ઝીવતા!', 'ઝીવતા ભલાઈ!' જેવાં વાક્યાંશો ભજન ગાતાં ગાતાં વચ્ચે બોલે છે. આથી તેઓ વધુ ઉત્સાહિત થઈને રાગ પુરાવે છે.

પોતાના ચિત્તમાંથી વારતા (કથા) બહાર લાવવાની પ્રક્રિયા એ સામૂહિક જ છે, તે સાધુ બરાબર જાણે છે. આથી વારતાના આરંભે જ એકઠા થયેલા લોકસમુદાયનો સામાજિક સ્વીકાર કરતાં વિધાન કરે છે, ''એક દિવસની વારતા બોલું છું (કહું છું) અને ભરી સભા સાંભળે છે'' (સાધુ–એકા દનેરી વારતા બોલે..,



ભરી સપા હૉપળે... હૉકારિયો- હૉપળે'લા...). પ્રાચીન અને ધાર્મિક વારતાનું સૂચન કરતાં સાધુ આગળ કહે છે, ''સતયુગની વારતા વાંચીએ છીએ અને કળયુગનાં માનવી સાંભળે છે.'' (સાધુ-વારતા વોસિયે સતઝુગની નં કળઝુગનાં મૉનવી હૉપળે'લા... હૉકારિયો-હૉપળે...). અહીં કોઈ વ્યક્તિ નહીં પણ એકઠો થયેલો સમગ્ર લોકસમુદાય વારતાનો ભાગીદાર છે. ભેગો થયેલો લોકસમૂહ, સતયુગની વારતા વાંચે છે. આમ એકઠા થયેલા સમગ્ર લોકસમુદાયનો ધાર્મિક અને સામાજિક સ્વીકાર થવાની સાથે સાથે વારતાનો માલિક કોઈ એક વ્યક્તિ સાધુ જ નહીં પણ સમગ્ર સમાજ હોવાના કારણે ભેગો થયેલો લોકસમુદાય અનુષ્ઠાનની વિધિ અને તેની સાથે જોડાયેલી વારતામાં સહભાગી થવા આતુર બની જાય છે.

સાધુ એ પણ જાણે છે કે તેના ચિત્તમાં વારતાને બહાર લાવવા માટે હોંકારિયાની મદદ જ ઉપયોગી થાય છે. આથી તેને આશીર્વચનો આપતાં અને ઉત્સાહિત કરતાં વિધાનો કરે છે, ''બાણિયા વિના ભજન ન બોલાય અને હોંકારિયા વિના વાત ન મંડાય. ફોજમાં નગારચી અને વાતમાં હુંકારચી.'' (બૉણિયા વેણું પઝન નેં ગવાય, ઉકારિયા વેંણી વાત નેં મંડાય. ફોજમા નગારસી, વાતમાં ઉકારસી.) સાધુનાં આવાં ઉત્સાહવર્ધક વિધાનોથી હોંકારિયો ઉલ્લાસમાં આવી જાય છે, અને થાક્યા કે કંટાળ્યા વિના ઉત્સાહથી હોંકારો દે છે. આ હોંકારિયાનો ઉત્સાહ જ વારતાને યોગ્ય ગતિ અને દિશા આપે છે.

સાધુની સન્મુખ હંમેશાં તેના શ્રોતા રહે છે. તેઓ વારતા(કથા)નું શ્રવણ કરે છે, ગાય છે, નાચે છે અને વારતા કહેવામાં સાધુને મદદ પણ કરે છે. બાણિયા, હોંકારિયા અને શ્રોતાજનો મહાકાવ્ય(ભજનવારતા)માં આવતાં ઘટના, પ્રસંગો, વર્ણનો અને તેમાં છતી થતી સમાજની પરંપરાઓથી પરિચિત હોય છે. આ કથાઓ કે વારતાઓમાં આવતાં ચરિત્રો-પાત્રો સાથે તેમની ધાર્મિક શ્રદ્ધા જોડાયેલી હોય છે. તેમના માનસમાં આ પાત્રો-ચરિત્રો અને ઘટના-પ્રસંગોનું તાદાત્મ્યીકરણ થયેલું હોય છે. આથી મુખ્ય સાધુ આ પરંપરિત વારતાઓમાં ભળતું કે જુદું કંઈપણ જોડે કે પોતાની કલ્પનાઓથી કોઈ નવો પ્રસંગ કે ભજન બનાવે તો શ્રોતાઓનું માનસ તે બાબતો સ્વીકારતું નથી અને તેમને ભજન કે વારતા સાંભળવામાંથી



રસ ઊડી જાય છે. ભજનના શબ્દોમાં ફરક પડે તો ચલાવી લેવાય છે, પરંતુ કથા (વારતા)માં ફરક પડે તો એકઠો થયેલો સમાજ સ્વીકારતો નથી. આથી બાણિયા કે રાગિયા સાધુને રાગ પુરાવવામાં સહાયક થતા નથી અને બાણિયા વિના કથા આગળ વધી શકતી નથી. બાણિયા જ સાધુના ચિત્તમાંથી કથા બહાર લાવનાર યોગ્ય બાણાવળી છે, જેઓ પોતાના રાગથી સાધુના મર્મસ્થળે બાણ (તીર)મારે છે, અને સાધુને ભજન-વારતા ગાવામાં 'સૂરતા' લગાડે છે (અમાર હરદામા તો અણભણા, સૉપરા હેં. બૉણિયા બૉણ કરે તો સ આ સૉપરા ઉકલાવા મૉંડે. બૉણિયા સ અમાંન પઝનમા સૂરતા લગારે. સ્વ. સાધુ દેવાભાઈ લાલાભાઈ ખાંટ, ગામઃ પંથાલ).

## નાટ્ય, સંગીત અને નૃત્યમય રજૂઆત

રૂપારાણી, તોરારાણી, ભારથની પાંડવો ભક્તિ લેવા પાતાળમાં જાય છે તે પાંખડી, રાઠોરવારતાની કેશરી રાઠોડની પાંખડી વગેરે મહામાર્ગી પાટ (ધૂળાનો પાટ) જેવા અનુષ્ઠાનો સાથે જોડાયેલી હોવાથી શ્રોતા ધાર્મિક આમન્યા પાળે છે. આથી ધાર્મિક વારતાઓની રજૂઆત અત્યંત ભાવાત્મક, પ્રભાવશાળી તથા સજીવ હોય છે. શ્રોતા ધાર્મિક ભાવોથી વશ થયેલા હોવાથી સાધુ વારતાના ભાવો પ્રમાણે વધુ નાટકીય બનીને પ્રસંગોને વિસ્તારીને ભજન ગાય છે; અને કથા કથે છે. સાધુ પરંપરાનો વાહક, લોકસંગીતનો સાધક તથા એક નટ હોવાના કારણે તે ધાર્મિક ચરિત્રોનું ગૌરવ જાળવીને પ્રસંગના રસ પ્રમાણે લોકસંગીતની મદદથી પ્રસંગ કે ઘટનાને બહેલાવે છે કે વિશિષ્ટ અભિનય દ્વારા કથાને કહે છે. ઉદાહરણ તરીકે 'રાઠોરવારતા'માં ચાંદોજી પાબુજીને જેંદરા ખેંસી દ્વારા ભાગણિયો ભેળી નાખ્યાના માઠા સમાચાર આપે છે ત્યારે પાબુજી આવેશમાં આવીને ઓજપૂર્ણ ભાવો અનુભવે છે. આથી અધૂરા લગ્ને ચૉરી વચ્ચે નવવધૂ સાથે જોડાયેલો ગઠબંધનનો છેડો કમરમાંથી કટાર કાઢીને કાપે છે, અને ખેંસીઓનો સામનો કરવા કૂદીને ઘોડા ઉપર સવાર થાય છે. આ પ્રસંગને મુખ્ય સાધુ ઓજપૂર્ણ વાણીમાં ગાઈને અને પાબુજીનું ચૉરીમાં ઊભા થઈ જવું, કમરમાંથી કટાર કાઢવી, લગ્નનો છેડો કાપવો, કૂદીને ઘોડા પર સવાર થવું વગેરે પ્રસંગોને અભિનય દ્વારા રજૂ કરે છે. ભાગણિયો



ભેળ્યાના માઠા સમાચાર જ્યારે દેવોલને મળે છે, તે પ્રસંગ કે ઝળરો કુંવર સૂનાં પડેલાં બાપુકાં રાજસિંહાસન જોઈને શોકના ભાવો અનુભવે છે, તે પ્રસંગને મુખ્ય સાધુ આંસુ સારવાનો અભિનય કરીને રજૂ કરે છે. આ અભિનયની અસર શ્રોતાઓ ઉપર પણ પડે છે. આથી શ્રોતા ગાયકના વીર રસ પ્રધાન પ્રસંગની રજૂઆતથી ઓજના ભાવ અનુભવે છે. એટલું જ નહીં પરંતુ કોઈનું વેર વળ્યું ન હોય તો વેરીને મારવા પણ પ્રેરાય છે.

કોઈ વાર મુખ્ય સાધુની આ અભિનયકળા 'વેશ'માં પરિણમીને પરાકાષ્ઠાએ પહોંચે છે. સમાધિ જેવા પ્રસંગે શ્રોતાઓ પૂરી રાત જાગરણ કરે છે. આવા પ્રસંગે મુખ્ય સાધુ રાવણ, સીતા કે હનુમાન જેવાં ધાર્મિક ચરિત્રોના વેશ કાઢીને પ્રસંગને બહેલાવે છે. આવા પ્રસંગે બાણિયા પણ વેશ કાઢવામાં અને સંવાદો બોલવામાં સહભાગી થાય છે. જેથી પ્રમુખ સાધુ એકઠા થયેલા લોકસમૂહને વેશના અભિનય દ્વારા પ્રસંગોનું પ્રભાવશાળી રસાસ્વાદન કરાવે છે (ગુજરાત અને રાજસ્થાનની સરહદ ઉપર આવેલા હરા રાજપર ગામના સ્વર્ગસ્થ સાધુ પારઘી નાથાભાઈ ભેંમાભાઈ આવા વેશ કાઢવાના એક કુશળ નટ હતા).

બીજ જેવા ધાર્મિક અનુષ્ઠાન સમયે વિધિઓમાં સહભાગી સભા(ગત) ધાર્મિક શિસ્ત અને ગંભીર વાતાવરણથી આબદ્ધ હોય છે. છેલ્લે, અનુષ્ઠાન સંપન્ન થયા પછી વાતાવરણને હળવું કરવા શ્રોતા 'વનરો'(વાનરો) અને વણજારો–વણજારી જેવા હાસ્ય સાથે મનોરંજન પૂરું પાડતા વેશો કાઢે છે. આથી લોકસમુદાય નાટક, સંગીત અને કથાનો ત્રિવિધ આનંદ લૂંટે છે.

મુખ્ય સાધુ પરંપરિત લોકસંગીતનો માહેર હોય છે. વસ્તુતઃ લોકમહાકાવ્ય કે ભજનવારતામાં આ લોકસંગીત જ તેમાં પ્રાણ ફૂંકીને જીવન ભરે છે. રાઠોરવારતા, ભીલોનું ભારથ કે રૉમ સીતમાની વારતા ભજનરૂપે ગવાય છે. તેમાં કહેવામાં આવતી વારતા પણ ગેય ગદ્યમાં કથવામાં આવે છે. સાધુ દ્વારા 'હા...રે', 'હારે...મહારાઝ!' જેવા કથનના આરંભે આવતાં વાકયાંશ કે શબ્દોને લંબાવવાથી અને કથનના અંતે સ્વરને લંબાવવાથી વારતામાં ગેયાત્મક લયનું સંગીતમય વાતાવરણ સર્જાય છે. હોંકારિયો સાધુનું છેલ્લું કથન પકડી સંગીતમય ગદ્યમાં લંબાવીને હોંકારો ભણે છે. આખી વારતા ગેયાત્મક ગદ્યમાં ગતિ પામીને આગળ



વધે છે. વારતાના આ જ પ્રસંગને સાધુ દ્રુત કે વિલંબિત ઢાળે ગાય છે. આથી વારતાનો પ્રસંગ સંગીતથી વધુ સરસ અને રસમય બને છે. આ સંગીત બાણિયા વિના સિદ્ધ થઈ શકતું નથી. બાણિયા ટેકપદો કે ધ્રુવપંક્તિઓનું પુનરાવર્તન કરીને કથાને વધુ ને વધુ રસમય બનાવે છે.

વાસ્તવમાં આવી વારતાઓ, કથાઓ કે મહાકાવ્યો જે તે જાતિના લોકની ભાષા કે વાણીમાં હોય છે. આવી કથાઓ તેમના ધાર્મિક અને સામાજિક જીવનમાંથી આવિર્ભાવ પામે છે. વાસ્તવમાં આવી કથાઓ જે તે સમાજની પરંપરામાંથી આવતી સંગીતમય વાણી જ હોય છે. આથી જે તે સમાજનો ગાયક કે કથક તેમાં તેના સમાજની પરંપરાઓને વધુ ને વધુ દૃઢ બનાવવામાં સંગીત દ્વારા અભિચાલિત કરે છે. આ કાર્ય તે લોકવાદ્યો દ્વારા સિદ્ધ કરે છે. રાઠોરવારતામાં તંબૂર, મંજીરા, શંખ અને ઝાલર દ્વારા ગાવામાં આવતા પ્રસંગો એક વિશેષ પ્રકારનું ઓજપૂર્ણ વાતાવરણ સર્જે છે. રાઠોડ, ખેંસી અને ચારણોની લડાઈના પ્રસંગો તંબૂર ઉપર દ્રુતગતિએ ગાવામાં આવે છે. આથી સંગીતમય વાતાવરણ વધુ ઓજસ્વી બને છે.

રાઠોરવારતા ખૂન કર્યા પછી હૂરો(શૂરો) માંડતી વેળાએ ગવાતી હોવાના કારણે, જે પ્રસંગ સાથે નૃત્ય જોડાયેલું હોય (આ પ્રસંગ રાઠોરવારતાનો પણ હોઈ શકે અથવા તો રૉમ સીતમાની વારતા કે પૉંડવવારતાનો પણ હોઈ શકે છે. પણ આવા પ્રસંગ સાથે ઓજપૂર્ણ ઘટના હંમેશાં જોડાયેલી હોય છે) તેવો પ્રસંગ ગાવામાં આવે છે. ત્યારે સાધુ પણ એક આવેશ સાથે ઊભો થઈ નૃત્ય કરવા લાગી જાય છે. તેની સાથે પૂરો લોકસમૂહ વિજયોન્માદમાં ઊભો થઈ નૃત્ય કરે છે, અને નૃત્યના થેકા સાથે જોરજોરથી કિકિયારીઓ પાડે છે. આવા જિવાતા જીવન સાથે જોડાયેલી ઘટના સાથે જે તે પ્રસંગની રજૂઆત જીવંત બની પરાકાષ્ટાએ પહોંચે છે. માટે આવી વારતાઓ કે લોકમહાકાવ્યો જે તે સમાજના લોકોને વધુ ને વધુ રસનિમગ્ન કરે છે. વાસ્તવમાં ભજનવારતાઓમાં સહભાગી થઈને શ્રવણ કરવાથી જ તેમના કલામય સ્વરૂપનું રસાસ્વાદન થઈ શકે છે અને તેમની મહત્તા સમજી શકાય છે.



## ગાયક અને શ્રોતાના મનોવલણોનો પ્રભાવ

આમ ભજનવારતાનો ગાયક-વાહક સાધુ પોતાની કંઠસ્થ ગેયકળાને શ્રોતાઓની વચ્ચે રહીને શણગારે છે. જે તે પ્રસંગ અને તે સમયે યોજાતાં અનુષ્ઠાનોના વાતાવરણની અસરની સાથે સાથે શ્રોતાજનોના મનોવલણોનો પ્રભાવ પણ તેની કથનકળા પર પડે છે.

આ ઉપરાંત વારતાનું સ્વરૂપ ઘડવામાં અને વારતાને મૂળ સ્વરૂપે બહાર લાવવામાં ગાયકનાં પોતાનાં મનોવલણો પણ ભાગ ભજવે છે. સાધુના જીવનના કોઈ સારા નરસા પ્રસંગો, બીમારી અને ઉંમર પણ કથા કે વારતાના રૂપને શ્રોતાઓ સન્મુખ મૂકવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. જો તે જીવનના નરસા પ્રસંગથી વશીભૂત થયો હશે, બીમાર હશે કે તેની ઉંમર એંસી વર્ષની આજુબાજુની હશે તો તેના દ્વારા રજૂઆત પામેલ ભજનવારતા (મહાકાવ્ય)નું રૂપ પ્રભાવશાળી રહી શકશે નહીં. આવા કથારૂપમાં વિસ્તાર હોતો નથી. કથાપ્રસંગો સંક્ષિપ્ત અને રસહીન બની જાય છે, અને કથાનું સ્વરૂપ કલાત્મક બની શકતું નથી.

## નિષેધોનો પ્રભાવ

મહામાર્ગી જેવા ધાર્મિક અનુષ્ઠાનમાં માંસ,મદિરાના ઉપયોગનો નિષેધ હોય છે. રજસ્વલા સ્ત્રી કે ગુરુ વિનાની વ્યક્તિના પ્રવેશની મનાઈ હોય છે. આ નિષેધો કે કાયદાનો ભંગ થાય તો પણ સાધુ, રાગિયા (બાણિયા) અને શ્રોતાજનોના માનસ પર વિપરીત અસર પડે છે, અને વારતાની રજૂઆત પ્રભાવી રહી શકતી નથી. આમ ભજનવારતાનો સાધુ અને શ્રોતા યોગ્ય પ્રસંગના વાતાવરણ વચ્ચે એકબીજા સાથે માનસિક રીતે જોડાયેલા હોય છે અને બંનેનાં મનોવલણો ભજનવારતા કે મહાકાવ્યના કલાત્મક સ્વરૂપને ઘડવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

આમ વાહકના મનમાં રહેલી ભજનવારતા કે મહાકાવ્યના પ્રગટીકરણ અને પ્રસારણમાં શ્રોતાઓનો સામાજિક સ્વીકાર અને પ્રસારણ પામતી કથાઓમાં તેમની શ્રદ્ધા, સમાજની પરંપરાઓમાં વિશ્વાસ અને તેમાં આવતી ઘટનાઓ અને ચરિત્રો-પાત્રોને સાચાં માનવાની આસ્થા એ જ લોકસાહિત્યના અન્ય સ્વરૂપોની



જેમ મૌખિક મહાકાવ્ય(ભજનવારતા) અને તેની સાથે જોડાયેલાં નૃત્યો તથા ટુકડિયાં ભજનોને અત્યાર સુધી જીવતાં રાખ્યાં છે.

## મહાકાવ્યોનું આંતરસ્વરૂપ

### સૃષ્ટિસર્જનની પુરાકથા

વર્તમાન સંસ્કૃતિ ફકત વર્તમાન સમયનો વ્યવહાર અને ચિંતનની પ્રથા જ નથી તે પરંપરા પણ છે. આ પરંપરામાં ઘણું બધું પ્રાચીન સચવાયેલું હોય છે. ભીલોમાં પ્રચલિત પૂર્વકાલીન પુરાકથા સૃષ્ટિની ઉત્પત્તિકથા–'ધરણ ને મનખા અવતારની વારતા' ઋતુચક્ર પ્રમાણે આવતા પર્વ–પ્રસંગે મૌખિક મહાકાવ્યોના આરંભે મંત્રરૂપે ગવાય છે, અને કથાય છે. તેમનાં વિવિધ લોક–મહાકાવ્યોની જેમ આ વારતા(કથા) તેમના ધાર્મિક અને સામાજિક જીવનની આસ્થાનું મહત્ત્વનું પરિબળ છે. ભીલોની અત્યારની જિવાતી જીવનરીતિમાં આ કથાનો પ્રભાવ પ્રગાઢ રીતે વર્તાય છે. આ ઉપરાંત તેમના જૂના રીત–રિવાજોનાં મૂળ આ કથામાં જોઈ શકાય છે, જેમનું પગેરું છેક નિષાદ સંસ્કૃતિ સુધી જવા સંભવ છે.[૪]

ઋગ્વેદ, અથર્વવેદ, શતપથ બ્રાહ્મણ, બૃહદારણ્યક, ઐતરીય ઉપનિષદ્, મત્સ્યપુરાણ વગેરે ભારતીય લિખિત સાહિત્યમાં સૃષ્ટિરચના અને પ્રલયની પુરાકથાઓ પ્રાપ્ત થાય છે. આ પૂર્વકાલીન પુરાકથાઓ નિષાદ–ભીલ જેવી આર્યેતર સભ્યતામાંથી વેદોમાં પ્રવેશી છે. ભીલોના વાચિક સાહિત્યમાં પ્રકાશિત સોનાના ઈંડામાંથી આવિર્ભાવ પામેલા ઝળુકાર ભગવાને અને તેમના મુખમાંથી છૂટેલા અમૃતમાંથી પાદુર્ભૂત ઉમિયાએ સૃષ્ટિ અને દેવ–દેવી તથા માનવનું સર્જન કર્યું, તે પુરાકથા પ્રમુખ છે. ઋતુચક્ર પ્રમાણે આવતા પર્વ–પ્રસંગોએ તેમની શ્રદ્ધાના પ્રાણ સમી આ પુરાકથા તેમના લોહીના લયમાં ભરે છે, અને સંગીતના વિવિધ રાગ–ઢાળ સાથે નૃત્યનાં અનેક રૂપ ધરે છે.

સ્ટિથ થોમ્પ્સનના મોટીફ ઇન્ડેકસએ દર્શાવી આપ્યું છે કે સૃષ્ટિની રચના, પ્રલય તથા પુનઃસર્જનની પુરાકથાઓ અને ગીતો વિશ્વની બધી જ જાતિઓમાં

છે. આ વર્ગની કથાઓમાં સામ્ય હોવાનું મહત્ત્વનું કારણ પૂર્વકાલીન જાતિઓના મહાવિનાશકારી પ્રલયનાં દર્શન અને આદિમ માનવીય અનુભવ છે. જે કથાઓ વિવિધ જાતિ-પ્રજાતિઓની મૌખિક પરંપરામાં છે તે જ કથાઓ પાછળથી રચાયેલાં તેમનાં મહાકાવ્યો અને ધર્મગ્રંથોમાં ભરી છે. આથી સૃષ્ટિરચના અને પ્રલયની કથાઓ ભારતીય પુરાણો સિવાય પણ હિબ્રુ (યહુદી સાહિત્ય), બેબિલોનિયા, સુમેર, ગ્રીક, દક્ષિણ અમેરિકા, આફ્રિકા, ઑસ્ટ્રેલિયા વગેરેના લોકસાહિત્યમાં પ્રચલિત છે.

## નાયિકા પ્રધાન મહાકાવ્યો

આદિવાસી લોકમહાકાવ્યોના સર્જન અને સ્વરૂપના અનુષંગે વિચારતાં પુરુષ ગાયક કે કથકને કથન દ્વારા કૃતિનું કલામયરૂપ ધારણ કરાવવામાં સ્ત્રીની સહભાગિતા પુરુષ જેટલી જ હોય છે. તે હોંકારો ભણીને પ્રમુખ ગાયકને વારતા કહેવા લાલાયિત કરે છે. બાણિયા તરીકે વચનનાં બાણ મારીને વારતાને મૂળરૂપે ચિત્તમાંથી બહાર આણવામાં પણ સ્ત્રી સહભાગી થાય છે, અને નૃત્ય દ્વારા પ્રસંગ-ઘટનાને વધુ ને વધુ પ્રભાવી બનાવે છે. વળી, સ્ત્રીઓના સાંનિધ્યમાં વાહક સીધી ગતિએ જ વારતા કહેવાનું વલણ ધરાવે છે. આથી આવાં મહાકાવ્યોમાં પુરુષો દ્વારા સ્થાપેલા આદર્શોનું ભારણ હોતું નથી. આદિવાસી સાહિત્યમાં પિતૃસત્તાક સમાજના આદર્શો, ખ્યાલો અને માન્યતાઓના પ્રભાવ વિના સ્ત્રીના વ્યક્તિત્વનો સહજ વિકાસ થયો છે. તેનું મહત્ત્વનું કારણ માતૃસત્તાક મહામાર્ગી જીવનદર્શન અને સ્ત્રીની સાહિત્ય અને જીવનમાં સહભાગિતા છે. આથી જ રૉમ-સીતમાની વારતાની સીતા, અહલ્યા, કૈકેયી અને ભારથની દ્રૌપદી, કુંતી, સુભદ્રા વગેરે સ્ત્રીચરિત્રો વાલ્મીકિ અને વ્યાસના પુરુષસત્તાક જીવનદર્શનથી અલગ પડે છે.

માનવશાસ્ત્રીઓનું માનવું છે કે જીવનના આરંભે માનવસમાજ માતૃસત્તાક હતો. આથી ભીલોની આરંભની ‘ધરણ નં મનખા અવતાર’ (સૃષ્ટિની ઉત્પત્તિકથા) અને ‘દેવરાની વારતા’ જેવી પુરાકથાઓમાં ઉમિયા, અંબાવ, કુંવારકા જેવી દૈવીરૂપ પામેલી દેવીઓ છે. રાઠોરવારતા અને ગુજરાંનો અરેલો જેવાં ક્ષાત્રધર્મી મહાકાવ્યોમાં આવતી અળખું, તેમાં, દેવોલ, ઝેળુ જેવી સ્ત્રીઓમાં વેરભાવના



અને રાજખટપટોના લીધે છદ્મ અને કુટિલતાનો વિકાસ સવિશેષ થયો છે. રૉમ-સીતમાની વારતામાં દરેક સ્ત્રી-પાત્રો વ્યક્તિ છે. પુરુષ લિખિત પુરુષસત્તાક શિષ્ટ મહાકાવ્યોની જેમ સ્ત્રીઓનું અહીં પુરુષની સંપત્તિ તરીકે ચિત્રણ થયું નથી. તેઓ નીજના સ્વતંત્ર વ્યક્તિત્વથી વિભૂષિત છે. પુરુષના કોઈપણ ખ્યાલો-ઇચ્છાઓ-ભાવનાઓ રૉમ-સીતમા કે ભારથનાં સ્ત્રી-પાત્રોનું વિધાયક બળ નથી. ભારથમાં સમગ્ર રાજકીય, ધાર્મિક અને સામાજિક સત્તા કુંતી-દ્રૌપદી જેવી વ્યવહાર અને વહીવટકુશળ સ્ત્રીઓના હાથમાં છે. સ્ત્રીઓ અહીં નાયિકા સ્થાને છે. પુરુષોના જીવનની માર્ગદર્શક તેઓ અહીં પોતાના સ્વતંત્ર અને રાજકીય, ધાર્મિક અને સામાજિક વ્યક્તિત્વના બળે સશક્તિકરણ સાથે પ્રગટે છે. આ અર્થમાં 'ભારથ' સ્ત્રીના સમગ્ર જીવનને પ્રગટાવતું અને ગૌરવ કરતું વિશ્વનું વિરલ મૌખિક મહાકાવ્ય છે.[૫]

## મહાકાવ્યોનો જીવનબોધ-યુગબોધ

'રાઠોરવારતા', 'ભારથ', 'રૉમ-સીતમાની વારતા' કે 'ગુજરાંનો અરેલો' એ વારતારસ સંતોષવા માટેની એકલ-દોકલ વ્યક્તિઓની કથાઓ નથી પણ એકથી વધુ પેઢીઓની કથાઓ છે. કુરુ, રાઠોડ કે ગુર્જર જેવા કુળની કે પૂરા વંશની કથાઓ છે. આવી કથાઓ કે વારતાઓ એક પૂરી જાતિના પ્રાચીનકાળથી માંડીને સામ્પ્રત સમાજજીવનને સાથે લઈને ચાલે છે. ''કોઈ એક વંશ અને એ સાથે જ એમનો આખો યુગ અને પ્રજા કેવી રીતે ઉત્ક ર્ષ-વિકાસ પામ્યાં, ચરમોત્કર્ષ પર પહોંચ્યાં અને અંતે એમનો વિનાશ કેવી રીતે થયો, તે દર્શાવવાનો હેતુ હોય છે.... એક વંશ કે કુળની કથા નિમિત્તે એમાં માનવજીવનના સંસ્કૃતિ-ઇતિહાસનાં પૃષ્ઠો મંડાય છે.'' આવા વંશનો ''પછીના રાજાઓના પુરુષાર્થે, પ્રયત્ને અને વીરત્વે ઉત્કર્ષ થાય. પરંતુ વચ્ચેની પેઢીમાં કોઈક એવી ભૂલ કરાવે જે પોતાના માટે તેમજ અનુગામી પેઢી માટે વિનાશક બને.''[૬] અહીં રાઠોરવારતામાં રાઠોડોના ઉત્કર્ષનું કારણ-લાખા વણજારાની લૂંટેલી સોના-ઝવેરાતથી ભરેલી પોઠો અને સ્વર્ગની હીરાપથ અપ્સરા છે. ભારથમાં પાંડવોના ઉત્કર્ષનું કારણ દ્રૌપદી-કુંતી જેવી વ્યવહાર અને વહીવટકુશળ સ્ત્રીઓનું માર્ગદર્શન છે. જ્યારે ગુજરાંના અરેલામાં

ગુજ્જોરોના ઉત્કર્ષનું કારણ સોનાનો થઈ ગયેલો સપુનાથ સ્વામી અને પાતાળમાંથી આવેલી દિવ્ય નવલાખ ગાયો છે. ખેંસી અને રાઠોડવંશનો વિનાશ પાળેલા સૂવરના શિકારથી બંધાયેલા વેર, દારૂ અને તેમા તથા અળખું જેવી કુટિલ સ્ત્રીઓની ઉશ્કેરણીના લીધે છે. પાંડવ-કૌરવોની પડતીનું કારણ અસમાન ખંડ વહેંચણી છે. જ્યારે ગુજ્જોરાનું પતન અહંકાર, દારૂ, સાઢુ ખતિયાણી અને રખમા રોઠોડણ જેવી ભવિષ્યદર્શી સ્ત્રીઓએ આપેલી સલાહની અવણના તથા ડોળીરાણના રાજા લેબદેની રાણી ઝેળુને ઘરમાં ઘાલવાથી થયું છે. અહંકાર, અધમ કૃત્યો અને અસંયમિત વલણ કુળ, વંશ, જાતિ, રાજ્ય અને રાષ્ટ્રનો અંતે નાશ કરે છે એવો તત્ત્વબોધ-જીવનબોધ-યુગબોધ આવાં સમર્થ મૌખિક મહાકાવ્યો આપે છે.

## મહાકાવ્યોનો આધાર સ્રોત

ભારત અને વિશ્વનાં મોટાભાગનાં મહાકાવ્યો વીરતાપ્રધાન છે. તેનાં મૂળ ઇન્દ્ર, મરુત, અગ્નિ જેવાં પ્રાકૃતિક તત્ત્વોની દૈવીકરણ અને માનવીકરણ પામેલી પુરાકથાઓમાં છે. આ પુરાક્થાઓ 'લોક'માંથી જ વેદોમાં ભરી છે અને મહાકાવ્યો તરીકે સિદ્ધ થયેલી છે.

રોમ-સીતાની વારતામાં ઇન્દ્ર (એંદર) શબ્દ મેઘના અર્થમાં પ્રયોજાયો છે. વેદોમાં પણ ઇન્દ્રનો અર્થ ''ગર્જના સહિત વરસાદ રૂપે પૃથ્વી પર આવનાર''[૭] થાય છે. મેઘને જોઈજે ઋગ્વેદના કવિ કલ્પના કરતા હતા કે તે ઊડતા દૂર્ગ છે. ઇન્દ્રે તેમને તોડ્યા છે (૮.૧.૨૮). વાદળોના દુર્ગ તોડવાને કારણે ઇંદ્રને 'પૂભિદ' પુર તોડવાવાળો 'પૂરંદર' કહેવામાં આવ્યો છે. આમ ઇન્દ્ર એ વર્ષાનો જીવનદાયક પ્રાકૃતિક દેવ હોવાથી વાદળો કે વાદળોના પુરને તોડનાર તરીકે વેદના કવિએ વર્ણવ્યો છે. આ મેઘના ઉગ્ર રૂપકમાંથી ઇંદ્રનું વીર તરીકેનું ચરિત્ર વિકસિત થયું છે. ઋગ્વેદમાં કહેવાયું છે 'हि वीरा सैन्यः', ઇન્દ્ર વીર છે અને તે સૈન્ય છે, યોદ્ધો છે, સેનાની સાથે છે (૧.૮૧.૨). પવન જેવા પ્રાકૃતિક તત્ત્વની પણ ઋગ્વેદમાં વીર તરીકેની કલ્પના કરી છે. 'मरुत्' ઇન્દ્રના સહાયક છે, धृष्वयः वीराः, અત્યંત શક્તિશાળી વીર છે (૧.૮૫.૧). 'ભીલોનું ભારથ'માં અભિમન્યુ સાથેના યુદ્ધમાં પવનદેવ ('मरुत्') ઇન્દ્રની સહાયમાં આવે છે. અગ્નિને 'वीर विश्यते अग्ने' કહીને



સંબોધવામાં આવ્યો છે (૮.૨૩.૧૪). ઋગ્વેદમાં જે વીર યુદ્ધમાં વિશેષ રસ દાખવતા હતા, તેના પર ગીત રચવામાં આવતાં હતાં. મરુતોને કવિ કહે છે, ''મહાન ઇન્દ્રનાં ગીત ગાઓ. જે ગીત ગવાશે તે બ્રહ્મ છે.'' ઋગ્વેદમાં બ્રહ્મનો એક અર્થ કાવ્ય થાય છે. ''બ્રહ્મ મૂળરૂપમાં કોઈ વીરની પ્રશંસામાં રચેલું કાવ્ય છે. આ બ્રહ્મ જ સાચા અર્થમાં વીરગાથા છે.''[૮] અને આ વીરગાથાઓ લોકમાંથી જ ઋગ્વેદમાં પ્રવેશી છે. અથર્વવેદમાં ઇતિહાસ, પુરાણ, ગાથા અને રૈભી-નારાશંસી આ ચાર લોકપ્રિય વિદ્યાઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આમાંથી ઇતિહાસનો સંબંધ અતીત સાથે, પુરાણનો સંબંધ પુરાકથાઓ અથવા અલૌકિક વૃત્ત સાથે અને રૈભી-નારાશંસી ગાથાનો સંબંધ સમકાલીન મનુષ્ય જીવન સાથે છે. વૈદિક યુગમાં ગાથાઓનું એટલું બધું મહત્ત્વ હતું કે રેભી અને નારાશંસી[૯] જેવી માનુષી ગાથાઓની અલગ રચના કરવામાં આવી. વિવાહ કે અન્ય અવસર પર જુદીજુદી વિધિઓના સમયે જે કથાગીતો કે વીરગાથાઓ ગાવામાં આવતી તે વૈદિક સાહિત્યમાં રૈભી અને નારાશંસી ગાથાના નામથી પ્રસિદ્ધ છે. દેવો યાજસ્વન્તો ન વીરા પનસ્યવઃ, શક્તિશાળી પાર્થિવ વીરો સમાન સ્તુતિઓની કામના કરે છે (૧૦.૭૭.૩).''અહીં એ કહેવામાં આવ્યું છે કે આકાશના દેવ પૃથ્વીના વીરોની જેમ પોતાની પ્રસંશા કરાવવા ઇચ્છે છે. આ વિધાનથી એ સંકેત મળે છે કે આ કવિ અનુસાર પાર્થિવ વીરોનાં પ્રશસ્તિ કાવ્યો પહેલાં આરંભયાં, તેના અનુકરણમાં દેવોની સ્તુતિઓ કરવામાં આવી''[૧૦]

પ્રસસ્તિ શબ્દનો સીધો અર્થ છે પ્રશંસા અથવા પ્રશંસાત્મક કાવ્ય. राजानो न प्रशस्तिभिः, રાજા પ્રશસ્તિથી શોભિત થાય છે (૯.૧૦.૩). ઋગ્વેદનું સુકત ૧/૩૨ અને શુકલ યજુર્વેદીય રુદ્રાષ્ટાધ્યાયીનો તૃતીય અધ્યાય ઇન્દ્રસ્તુતિ-વીર પ્રશંસાનો છે. જે લોકમાં પ્રચલિત પ્રશસ્તિઓમાંથી રચાયાની શકયતા છે. વિજયી અને મૃત રાજાની પ્રશસ્તિ રચવાની પરંપરા પૂર્વકાળથી આરંભીને નજીકના ભૂતકાળ સુધી ચાલુ રહી છે. ભારથ અને રાઠોરવારતામાં મુખ્ય સાધુ દ્વારા કથાતાં જીવિત અને મૃત વીરોનાં પ્રશંસાત્મક કથનો પ્રાપ્ત થાય છે. જેમકે ''પાંડવો પૃથ્વી પરના પ્રથમ દેવ છે.'' ''રાઠોડ દેશના દીવા હતા; પૃથ્વીના પ્રધાન. તેમના મરણથી આકાશમાંથી ગુરુનો તારો ડૂબી ગયો.'' હૂરો માંડતી વેળાએ મરનારના ગુણ-ગાન અને વીરતાભર્યાં કાર્યોના ગાવામાં આવતા આવા મરસિયામાંથી તે સમયે

ગવાતાં રાઠોરવારતા જેવાં મૌખિક મહાકાવ્યો સિદ્ધ થયાં છે.

આવી દીર્ઘ સંગીતપ્રધાન પદ્ય-ગદ્યના સાયુજ્યવાળી કથા માટે હિંદી અને રાજસ્થાની લોકસાહિત્યમાં 'લોકગાથા' કે 'મહાગાથા' જેવા શબ્દો પ્રયોજાયા છે. વેદ, પુરાણ, બ્રાહ્મણગ્રંથો, બૌદ્ધ સાહિત્ય વગેરેમાં ગાથાઓનો ઉલ્લેખ મળે છે. ઋગ્વેદમાં ગાવાવાળાના અર્થમાં 'गाथिन' શબ્દનો પ્રયોગ થયો છે. વૈદિક સાહિત્યમાં આખ્યાન, ઇતિહાસ તથા પુરાણ પ્રાપ્ત થાય છે. ધાર્મિક સંસ્કારો તથા યજ્ઞોના અવસરે 'ઐતિહાસિક' તથા 'પૌરાણિક' આખ્યાનો કહેતા હતા. આ આખ્યાનોના ગદ્યની સાથે જે પદ્ય કહેવાતું તેને 'ગાથા' કહેવામાં આવતી.

આ વિસ્તારના ભીલોમાં પણ આવી ગાથા, આખ્યાન કે મહાકાવ્યને મળતી આવતી દીર્ઘ સંગીતપ્રધાન કથાઓ પરંપરિત રીતે પ્રચલિત છે. તેઓમાં આવી કથાઓ કહેવાનું કે ગાવાનું કામ વૈદિક યુગના ઐતિહાસિક અને પૌરાણિકોની જેમ તેમના સાધુ (સાધ) અને ભૂવા(ભોપા) ચોખ્ખાં-મેલાં ધાર્મિક અનુષ્ઠાનો સમયે કરે છે. ભીલ 'લોક'ના સામાજિક-ધાર્મિક પ્રયોજન કે લોકાનુરંજન હેતુ કરવામાં આવતાં લાંબાં પદ્ય-ગદ્ય-સંગીતના સાયુજ્યવાળાં કથા-સ્વરૂપો માટે 'વારતા', 'પઝન' કે 'પઝનવારતા' (ભજનવારતા) જેવા શબ્દ કે શબ્દસમૂહ પ્રયોજાય છે. જેમકે 'રાઠોરવારતા', 'પૉડવાંનું પઝન', 'હરસનરાઝાની પઝનવારતા' વગેરે. ''કથાના મૂળમાં 'કથ' એટલે 'કહેવું' છે અને વારતાના મૂળમાં 'વૃત્ત' એટલે બનેલું છે. આમ જે બન્યું છે તેનું કથન કરવું તે કથા કે વારતા.''[૧૧] આમ કથા અને વારતા અર્થની રીતે લગભગ સમાન છે. ભીલ મૌખિક સાહિત્યમાં 'કથા' શબ્દ પ્રચલિત નથી પણ 'વારતા' શબ્દ પ્રચલિત છે. ભીલ સમાજની માન્યતા પ્રમાણે જે ખરેખર ભૂતકાળમાં બનેલું છે તેને અત્યારે વારતારૂપે કહેવાય છે. વારતા માંડવાના આરંભમાં સાધુ કહે છે, ''વારતા વાંચીએ છીએ સતજુગની અને કળજુગનાં માનવી સાંભળે છે.'' માટે આવા સંગીતપ્રધાન દીર્ઘ પદ્ય-ગદ્ય કથા-સ્વરૂપની ચર્ચા કરતી વખતે 'વારતા' શબ્દ અને તેનો અર્થ પણ ધ્યાનમાં લેવો જોઈએ.



## સમગ્ર જીવનદર્શન

આવા સ્વરૂપમાં બે-ચાર પેઢીઓની કથા-વારતામાં ઘટના કે પ્રસંગની અનેક પાંખડીઓ હોય છે જે કથકના ગેય કથન દ્વારા ભિન્ન ભિન્ન ચરિત્રોનો વિકાસ કરતી અને અનુષ્ઠાનોના સાંનિધ્યમાં ધાર્મિક આસ્થાથી પ્રભાવિત શ્રોતા-દર્શકોને રસાનંદ આપતી વિકસે છે અને પ્રાચીન અને સામ્પ્રત સમાજના રીતિ-રિવાજો, વિધિ-વિધાનો, ધાર્મિક આસ્થાઓ તથા સામાજિક પરંપરિત વિશ્વાસોને પ્રસ્તુત કરીને જે તે જાતિના વર્તમાન લોકજીવનને અભિચાલિત કરે છે. માટે આવા સમગ્ર જીવનને લઈને ચાલતા સ્વરૂપ માટે જીવનના એકાદ અંશને પ્રસ્તુત કરતાં લોકાખ્યાન, ગાથા કે કથાગીત જેવા શબ્દો પ્રયોજવાના બદલે ‘લોકમહાકાવ્ય’ નામાભિધાન યોગ્ય ગણાય. ભીલ લોકસાહિત્યના સંદર્ભમાં વિચારતાં તેઓમાં દીર્ઘ પરંપરાથી પ્રચલિત આવા સ્વરૂપ માટે ‘વારતા’ કે ‘ભજનવારતા’ નામકરણ પણ સાર્થક ગણાય.

## સાહિત્યિક મહાકાવ્યોનો આધાર સ્રોત

ભારતીય લોકસાહિત્યના સંદર્ભમાં દીર્ઘ પદ્ય-ગદ્યના સાયુજ્યવાળી સંગીતપ્રધાન વારતા(કથા)ને આપણે ‘પવાડા’, ‘ભારથ’, ‘મહાગાથા’ કે ‘લોકમહાકાવ્ય’ નામાભિધાનથી ઓળખાવીએ છીએ. એને પશ્ચિમના લોકવિદ્યા (Folklore)ના અભ્યાસીઓ મૌખિક મહાકાવ્ય (Oral Epic)ના નામથી ઓળખાવે છે, ‘લોક’માં પ્રચલિત હોવા છતાં આવું સ્વરૂપ ખાસ પ્રકારના વાહકના ચિત્તમાં પરંપરાથી સ્થિર થયું હોય છે અને મુખ દ્વારા રજૂઆત પામતું હોવાથી વિશ્વની આ પ્રકારની વિદ્યાશાખાના અનુસંધાને અભ્યાસ કરવા માટે લોકમહાકાવ્યના સ્થાને અથવા પર્યાય તરીકે ‘મૌખિક મહાકાવ્ય’ શબ્દસમૂહ પણ પ્રયોજી શકાય. આવી અત્યંત દીર્ઘ કથા-કથનાત્મક સંગીતપ્રધાન પદ્ય-ગદ્ય-નૃત્યના સાયુજ્યવાળી મૌખિક રચનામાં સાહિત્યિક મહાકાવ્ય (Literary Epic)નાં ઘણાં લક્ષણો છે તેનું મુખ્ય કારણ લિખિત સાહિત્યિક કે શિષ્ટ મહાકાવ્યનાં લક્ષણો મૌખિક મહાકાવ્યોના લક્ષણોના આધારે બંધાયાં છે. ભામહ (છઠ્ઠી શતાબ્દી), દંડી(૭મી શતાબ્દી), રાજશેખર (૧૧મી શતાબ્દી), વિશ્વનાથ (૧૪મી શતાબ્દી) વગેરે સંસ્કૃત



આચાર્યોએ લિખિત સાહિત્યિક મહાકાવ્યનાં લક્ષણો, જેવાં કે ખ્યાત ઐતિહાસિક કથાનક, ધીરોદાત્ત નાયક, આરંભે દેવી-દેવતા સ્મરણ, સર્ગબદ્ધતા, સંધ્યા, રાત્રિ, પ્રાતઃકાળ, વિવાહ, રાજદરબાર, દૂત, આક્રમણ, યુદ્ધ વગેરેનું વર્ણન, વીર, શૃંગાર, શાન્તમાંથી એકરસનું પ્રાધાન્ય, ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાંથી એકની ફળ પ્રાપ્તિ જેવાં લક્ષણો અહીં સંપાદિત ભીલ મૌખિક મહાકાવ્યોમાં પણ પ્રતિબિંબિત થાય છે. રાજશેખરે તો 'લોક'માં પ્રચલિત તંત્રાનુષ્ઠાન[૧૨]ને પણ સ્વીકાર્યું છે જે આજે પણ ભીલ મહાકાવ્યોની રજૂઆતનું બાહ્ય સ્વરૂપ છે. ભોજના કહેવા પ્રમાણે, ''આખ્યાન, ઉપાખ્યાન પણ અભિનય, પાઠ અને ગાયન સાથે પ્રસ્તુત કરવાનું રૂપ છે.''[૧૩] અભિનવ ગુપ્ત જેવા મહાન સિદ્ધાન્તકારે પણ કહ્યું છે કે જે કંઈ 'લોક'માં છે તેનો 'શાસ્ત્ર'માં પરિષ્કાર થાય છે, તેને વ્યવસ્થિત કરવામાં આવે છે. જે કંઈ શાસ્ત્રમાં કે શિષ્ટમાં છે તે કયારેક લોકની સ્વતઃ સ્ફુરિત સહજતામાંથી આવેલું હોય છે.[૧૪] આથી જ મૌખિક મહાકાવ્યના ઘણા ગુણો અને રચનાવિન્યાસની ઘણી સૂક્ષ્મ બાબતો સાહિત્યિક મહાકાવ્યોમાં ભરી છે. 'લોક'ની મૌખિક પરંપરામાં જે સ્થિર થઈ સિદ્ધ થઈ ચૂકયું છે એમાંથી ભારતનાં 'એપિક ઑફ ગ્રોથ' અને કલાસિક એપિક-પ્રશિષ્ટ મહાકાવ્યો જન્મ્યાં છે. અને આ મૌખિક મહાકાવ્યોના આધાર સ્રોતમાંથી જ કાળક્રમે વાલ્મીકિ, વ્યાસ, હોમર વગેરેનાં જીવનબોધ-યુગબોધદર્શી વિશ્વનાં સમર્થ લિખિત મહાકાવ્યો સિદ્ધ થયાં છે.

લેરી હોન્કો ''મહાકાવ્યના ૧. સાહિત્યિક ૨. અર્ધ સાહિત્યિક અથવા પરંપરા સંલગ્ન (ટ્રેડિશન ઓરીએન્ટેડ) અને શુદ્ધ રૂપમાં મૌખિક એવા ત્રણ વર્ગમાં વહેંચે છે. સાહિત્યિક મહાકાવ્યોમાં મિલ્ટનના 'પેરેડાઈઝ લૉસ્ટ'નો સમાવેશ થાય છે. પરંતુ આવી સાહિત્યિક પરંપરાનો ઉદ્ભવ, વિકાસ પણ કંઠપરંપરામાંથી જ થયેલો છે. મિલમેન પેરીએ દર્શાવ્યું કે ગ્રીક મહાકાવ્યો મૌખિક પરંપરામાંથી જ સિદ્ધ થયેલાં છે.''[૧૫] આલબર્ટ લોર્ડ આ જ ભૂમિકા પર યૂગોસ્લાવિયાની મૌખિક પરંપરામાં પ્રચલિત લોકમહાકાવ્યોનો અભ્યાસ કરી વિષયની દષ્ટિએ ત્રણ વર્ગોમાં વહેંચે છેઃ ૧. પરંપરાગત મહાકાવ્યો, ૨.ધાર્મિક મહાકાવ્યો, અને ૩.રોમાંચક મહાકાવ્યો.[૧૬]

લિખિત શિષ્ટ મહાકાવ્યોના સર્જનનો આધાર સ્રોત લોકની મુખ્ય



પરંપરામાંથી સ્થિર થયેલાં લોકમહાકાવ્યો છે. વિશ્વનાં કથનાત્મક વીરતાપ્રધાન આખ્યાનોમાં કથા કે વારતાનું સ્વરૂપ બંધાયું હતું. તેમાંથી જ શિષ્ટ મહાકાવ્યો સિદ્ધ થયાં છે. મૌખિક મહાકાવ્યોમાં કથનકળા સોળે કળાએ ખીલે છે. જેને આ વિષયના અભ્યાસીઓ Epic of Growth ની સંજ્ઞાથી ઓળખાવે છે. 'મહાભારત'નાં મોટાભાગનાં પાત્રો કથનકળા (વકતૃત્વ)માં કુશળ છે. આ કૌશલ્ય રામાયણમાં પણ છે. મહાભારત લોકસંસ્કૃતિથી ઘણું નજીક રહ્યું છે અને એમાંથી તેનો પિંડ બંધાયો છે. સંભવ છે કે વ્યાસે પહેલીવાર લોકની મૌખિક પરંપરામાંથી મહાભારતનું સંપાદન કર્યું હોય ત્યારે આદિ-મધ્ય અને અંતનું ધ્યાન રાખ્યું હોય. કવિએ વીરરસ પ્રધાન દુઃખાન્ત મહાકાવ્યની કલ્પના કરી હોય અને લોકમાં પ્રચલિત સામગ્રીના આધારે તેને સંગઠિત રૂપ આપ્યું હોય. પરંતુ સમયે સમયે અનેક અપ્રગટ કવિઓ દ્વારા વિકસતું રહ્યું હોવાથી મહાભારતનું આ કલાત્મક શિલ્પ અનેક ઉપાખ્યાનો અને લોકકથાઓ જોડાવાથી પ્રગટ રહ્યું નથી. અભ્યાસીઓએ તારવી આપ્યું છે કે વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ, દાન્તે, હોમર દ્વારા સિદ્ધ થયેલાં લિખિત શિષ્ટ મહાકાવ્યો અને નાટકોનો સર્જન સ્રોત લોકવિદ્યામાંથી સ્થિર થયેલાં લોકમહાકાવ્યો, લોકાખ્યાનો અને લોકવારતાઓ છે. કાલિદાસ, માઘ આદિનાં રઘુવંશ, શિશુપાલ વધ વગેરે પ્રશિષ્ટ મહાકાવ્યોના સર્જનનો આધાર રામાયણ-મહાભારત છે, અને આ પ્રશિષ્ટ મહાકાવ્યોના આધારે દંડી, રુદ્રત જેવા આર્ચાયોએ લિખિત શિષ્ટ મહાકાવ્યોનાં લક્ષણો બાંધ્યાં છે.

### મહાકાવ્યનો નિયતપાઠ

મૌખિક મહાકાવ્યો ચોક્કસ ભૌગોલિક વિસ્તાર અને જાતિની કંઠસ્થ સંપદા હોય છે. આ મહાકાવ્યો સાધુ કે ભોપા (ભૂવા) સાંસ્કૃતિક પરંપરા અને ગુરુ પાસેથી પ્રાપ્ત કરે છે. આગળ દર્શાવ્યું છે એ પ્રમાણે આવાં મહાકાવ્યો ધાર્મિક અનુષ્ઠાનોનાં વિધિ-વિધાનો અને મંત્રો સંલગ્ન હોય છે. તેમાં આવતાં પ્રસંગ-ઘટના-ચરિત્રોને પૂરો સમાજ સત્ય માનતો હોવાથી અને તેમના તરફ અતૂટ ધાર્મિક આસ્થા હોવાથી આવાં પ્રસંગ-ઘટના-ચરિત્રો દેવત્વ પ્રાપ્ત કરી પુરાકથાનું રૂપ લઈ જે તે સમાજના લોકના સામૂહિક માનસ-ચિત્ત-હૃદયમાં અને લોહીમાં ભરે છે. આથી મહાકાવ્યોનો



વાહક કે ગાયક સાધુ-ભોપો તેમાં કોઈ સુધારો-વધારો-ઘટાડો કે નવસર્જન કરી શકતો નથી. ગુરુનાં અટળ વચન જેવાં આ મહાકાવ્યોમાં વાહક કોઈ ફેરફાર કરે તો સમાજ સ્વીકારતો નથી (વાચા વાચા, અમર વાચા, બ્રહ્મવાચા, વાચા ચૂકું તો ઊભો સુકાઉં.). તે કોઈ ઘટના કે પ્રસંગને વિસ્મૃત કરે તો શ્રોતાજનો તેને પુનઃસ્મૃતિમાં આણે છે. (૧૯૮૩માં બહેડિયા ગામમાંથી ગુજરાંનો અરેલો ધ્વનિમુદ્રિત કરતી વેળાએ ગાયક જીવાભાઈ ગમારે એક પાંખડી ગાવામાં ભૂલ કરી. તેમનો બીમાર પુત્ર રાયચંદભાઈ આ અરેલો સૂતો સૂતો સાંભળતો હતો. રાતના બે વાગે પથારીમાંથી ઊભા થઈને આ પાંખડી સુધરાવી ત્યારે જ તેના મનને શાન્તિ મળી.) આથી ભીલ મહાકાવ્ય મુખ પરંપરાની રચના હોવા છતાં તેનું આંતરબાહ્યસ્વરૂપ નિયત અને અફર હોય છે. તેનો મનોગત પાઠ (Mental Text) અને રજૂઆત સુનિશ્ચિત હોય છે. આ અંગેની વિગતે ચર્ચા આ પહેલાં કરી છે.

મૌખિક મહાકાવ્યના અભ્યાસી લેરી હોન્કો (Lauri Honko) પોતાની મનોગત પાઠ અને બહુરૂપતાની વિભાવનામાં એ સમજાવવાનો પ્રયત્ન કરે છે કે એક જ મહાકાવ્યના જુદા જુદા ગાયકો અલગ-અલગ કથા તંતુ કે ઘટના-પ્રસંગો ધરાવતા હોય છે.[૧૭] પરંતુ ખરેખર આવું બનતું હોતું નથી. આ લોકવિદ્યાવિદ્ સંપાદકે ૧૯૮૪ થી ૧૯૮૭ના સમયખંડમાં 'ભારથ' અને 'રૉમસીતમાની વારતા'નું ધ્વનિમુદ્રણ કરતી વેળાએ ઉત્તર ગુજરાતના ખેડબ્રહ્મા-દાંતા તાલુકાના જુદાજુદા ગામના દસ સાધુ ગાયકોની મુલાકાત લઈ તેમના મનોગત પાઠને તપાસવાનો પ્રયત્ન કર્યો હતો. આ સમયે પ્રત્યેક સાધુ-વાહકને પ્રત્યેક મહાકાવ્યના કથાનકના બધા પ્રસંગો મૌખિક નહોતા. પરંતુ એક જ પ્રકારના જેટલા પ્રસંગો કંઠસ્થ હતા તેમાં બોલી સિવાય ખાસ તફાવત જણાયો નહોતો. આ ઉપરાંત ૧૯૮૩માં ખેડબ્રહ્મા તાલુકાના બહેડિયા ગામના વતની ગમાર જીવાભાઈ પાસેથી આ લોકવિદ્યાવિદે 'ગુજરાંનો અરેલો' ધ્વનિમુદ્રિત કરતાં પહેલાં નોંધપોથીમાં લખી લીધો હતો. આ પછી દિવાળીના પર્વ ટાણે તેને ઑડિયો કેસેટો પર ધ્વનિમુદ્રિત કરી લીધો હતો. આ મહાકાવ્યનો પાઠ તૈયાર કરી લિખિતરૂપ અને ધ્વનિમુદ્રિતરૂપની તુલના કરતાં એક જ વ્યક્તિના જુદા જુદા સમયના પાઠમાં કોઈ મહત્ત્વનો ફેરફાર



જણાયો નહોતો.

૧૯૯૧માં પ્રસિદ્ધ કરેલ *The Epic of Pabuji* ના સંપાદક જે.ડી.સ્મિથે મૌખિક મહાકાવ્યના મનોગત પાઠનો વિગતે અભ્યાસ કર્યો છે. કયારેય પરસ્પર ન મળેલા પાબુજીના સાત ગાયકોના ધ્વનિગત પાઠની તુલના કરી તારવી બતાવ્યું કે બધે મૂળભૂત પાઠ એક જ છે. કથાગાયક યાદ આવે એમ કથા કહેતો નથી પણ પાઠ તેના ચિત્તમાં પરંપરામાંથી અગાઉથી જ સ્થિર-નિશ્ચિત થયેલો હોય છે. આથી કથાવાહક ઋતુચક્ર પ્રમાણે આવતા પર્વના વાતાવરણ પ્રમાણે આવશ્યક ઘટના-પ્રસંગને ગાય કે કહે છે.

આથી સ્પષ્ટ થાય છે કે ભીલોનાં મહાકાવ્યો મૌખિક હોવા છતાં તેનો પાઠ સાહિત્યિક મહાકાવ્યોની જેમ જ સ્થિર અને નિશ્ચિત હોય છે અને સાહિત્યિક મહાકાવ્યોનો મૌખિક મહાકાવ્યો સાથે નજીકનો સંબંધ છે.

## મહાકાવ્યોના સંશોધન-સંપાદનનો આરંભ

વિશ્વમાં મૌખિક મહાકાવ્યોના સંશોધન-સંપાદન-અભ્યાસનો આરંભ ઈ.સ.૧૮૩૫માં ફિનલેન્ડના એલિયાસ લોનરોટના ‘કાલેવાલા’ રાષ્ટ્રીય લોકમહાકાવ્યના સંપાદનથી થાય છે. ગુજરાતમાં આ લોકવિદ્યાવિદે ૧૯૮૩ થી ૧૯૮૭ના સમયખંડમાં ૭૫૦ ઑડિયો કેસેટો ધ્વનિમુદ્રિત કરીને અને ઋતુચક્ર પ્રમાણે આવતા પર્વ-પ્રસંગોના મૂળગામી સામાજિક-ધાર્મિક વાતાવરણને ૧૦ વિડિયો કેસેટો પર અંકિત કરી ૧. ભીલ લોકમહાકાવ્ય : રાઠોર વારતા, ૧૯૯૨, ૨. ડુંગરી ભીલોનો ગુજરાંનો અરેલો,૧૯૯૩, ૩. રૉમ-સીતમાની વારતા, ૧૯૯૫ અને ૪.ભીલોનું ભારથ,૧૯૯૭માં સંપાદિત-પ્રસિદ્ધ કરી સૌ પ્રથમ મૌખિક મહાકાવ્યના સંશોધન-સંપાદન અને અભ્યાસનો પાયો નાખ્યો.

આરંભમાં લોનરોટે રાષ્ટ્રની પ્રજાની અસ્મિતા જગાડવા અને ટકાવવાના એક સમર્થ માધ્યમ તરીકે ઉપયોગમાં લેવા ‘કાલેવાલા’ને લોકમાંથી સંપાદિત કર્યું હતું અને હેતુને પૂર્ણ કરવા કેટલીક પંક્તિઓ જાતે રચીને જોડી હતી. જ્યારે ભીલ મહાકાવ્યોના સંપાદનમાં આ લોકવિદ્યાવિદ્-સંશોધકે આવી કોઈ તડજોડ કરી નથી.



આ મહાકાવ્યોના અભ્યાસી ડૉ. હસુ.યાજ્ઞિક કહે છે, ''અહીં જે કથાઓ (લોકમહાકાવ્યો) સંપાદિત થઈ છે તેના લગભગ સર્વાંશ પૂર્ણ અને ઉત્તમરૂપમાં છે... અદ્‌ભુત સાનંદ આશ્ચર્યની આ બાબત માત્ર સંપાદક પરના જ નહીં, ગુજરાતની લોકવિદ્યા પરના આશીર્વાદ જેવી છે. આવું ઉદાહરણ ભારતમાં જ નહીં, વિશ્વમાં અન્યત્ર શોધવું પડે, છતાં ન મળે ! આટલી લાંબી અને પૂર્ણ સંઘેડાઉતાર કૃતિઓ આ સદીના અંતિમ દસકાઓમાં કયાંય મળી હોય, ધ્વનિમુદ્રિત થઈ હોય, સંપાદિત થઈ હોય, એવું દષ્ટાંત જાણમાં નથી. કાલેવાલાના સંપાદનમાં પણ સંપાદકને વચ્ચેની ખૂટતી કડીઓ ઉમેરવી પડી છે. અહીં સંપાદનમાં બહારનો એક શબ્દ પણ ઉમેરવો પડતો નથી. કોઈ એક જ સ્રોત અજમાવીને કયારેય બૃહત્કથાનું પૂર્ણરૂપ મળી શકતું નથી.''[૧૮]

વીસમી સદીના આઠમા દાયકા સુધી પશ્ચિમમાં 'વીરયુગ અને રાષ્ટ્રની ઓળખ'ના સિદ્ધાંતના આધારે જ લોકમહાકાવ્યો તપાસવામાં આવતાં હતાં. આદિવાસી મહાકાવ્યોનો સંબંધ છે ત્યાં સુધી આવાં મૌખિક મહાકાવ્યોના અભ્યાસમાં 'વીરયુગ અને રાષ્ટ્રીય ઓળખ' સિદ્ધાંત કારગત નીવડે તેમ નથી. આદિવાસીઓને મન રાષ્ટ્ર એટલે તેમનો ભૌગોલિક પ્રદેશ અને તેમની જાતિ છે. આથી આવાં મહાકાવ્યોમાં રાષ્ટ્રપ્રત્યેની નહીં પરંતુ તેઓ જ્યાં વસે છે તે ભૌગોલિક પ્રદેશ અને જન્મ આપનાર ચોકકસ સમાજ પ્રત્યેની-ગોત્ર પ્રત્યેની કુટુંબ પ્રત્યેની સભાનતા દેખાય છે.

૧૯૮૦થી પશ્ચિમની આ વિદ્યાશાખામાં લોકમહાકાવ્યોના અભ્યાસમાં એક વિશેષ વળાંક આવેલો જોઈ શકાય છે. અભ્યાસીઓનું ધ્યાન ગાયક કે કથકના માનસમાં રહેલા મનોગત પાઠ તરફ ગયું છે અને તેનો સર્વાંગી અભ્યાસ થયો છે. એ.ટી.હાટ્ટો (A.T.Hatto) દ્વારા સંપાદિત 'ટ્રડીશન ઑફ હીરોઈક એન્ડ એપિક પોએટ્રી' અને લેરી હોન્કો દ્વારા સંપાદિત 'રિલીજીયન, મિથ એન્ડ ફોકલોર ઇન ધ વર્લ્ડ એપિક' અને જે.ડી.સ્મિથ દ્વારા સંપાદિત 'ધ એપિક ઑફ પાબૂજી' આ વિદ્યાશાખાના મહત્ત્વના ગ્રંથો છે. ગુજરાતમાં ભીલ આદિવાસીઓનાં મૌખિક મહાકાવ્યો 'ગુજરાંનો અરેલો', 'રાઠોર વારતા', 'ભારથ અને 'રૉમસીતમા' લોકમહાકાવ્યો પરના મહત્ત્વના ગ્રંથો છે.



ડૉ. હસુ યાજ્ઞિક જણાવે છે, ‘‘લોકમહાકાવ્ય પરનો અભ્યાસ અત્યારે ગતિમાં છે. વિશ્વમાં ૭૦ જેટલા ફોકલોર ફેલો ઓરલ એપિક પર કામ કરે છે. યુરોપ, એશિયા, આફ્રિકા, અમેરિકા વગેરે દેશોમાં રહીને જે સંશોધકો કામ કરે છે, તેમને પારસ્પરિક વિચારણાનો મંચ પરો પાડવા માટે ઈ.સ.૧૯૯૩ થી ૧૯૯૬ના ગાળામાં જ ચાર કૉન્ફરન્સ બોલાવવામાં આવી.’’[૧૯]

આ પછી પણ આ કાર્ય પ્રગતિમાં છે. ૧૯૯૭માં ઇન્દિરા ગાંધી રાષ્ટ્રીય કલાકેન્દ્ર, દિલ્હીના ઉપક્રમે તથા યૂનેસ્કોના સહયોગથી કથાવાચન ઔર કથાવાચક-એકસપ્લેનિંગ ચૈનેટેડ નેરેટિવ વિષય પર એક આંતરરાષ્ટ્રીય ગોષ્ઠીનું આયોજન કરવામાં આવ્યું હતું. આમાં ભારત ઉપરાંત અમેરિકા, ઇગ્લેંડ, ફ્રાન્સ, ન્યૂઝીલેન્ડ, જર્મની, ઇટાલી, ઇન્ડોનેશિયા, નેપાળ, શ્રીલંકા અને પાકિસ્તાનના વિદ્વાનો સહભાગી થયા હતા. ગુજરાતમાં આ લોકવિદ્યાવિદ્ ડૉ.ભગવાનદાસ પટેલ અને ડૉ.બળવંત જાની સહભાગી થયા હતા. આ લોકવિદ્યાવિદે ‘આદિવાસિયોં કે લોકમહાકાવ્યોં કી પ્રસ્તુતિ’ વિષય પર પોતાનો લેખ પ્રસ્તુત કર્યો હતો.

તા.૨૭ થી ૨૯ માર્ચ-૨૦૦૪ના રોજ રાષ્ટ્રીય અકાદમી, દિલ્હી ખાતે યોજાયેલા આંતરરાષ્ટ્રીય પરિસંવાદ Mahabharata: Texts, Contexts, Readings માં, આ લોકવિદ્યાવિદે ‘ભીલોં કા ભારથ’ ઔર મહામાર્ગી જીવનદર્શન’ પર વ્યાખ્યાન આપ્યું હતું.

તા. ૬ થી ૯ ડિસેમ્બર-૨૦૦૭ના સમયખંડમાં સાર્ક રાઇટર્સ ઍન્ડ લિટરેચર દ્વારા આંતરરાષ્ટ્રીય ‘સાર્ક ફોકલોર ફેસ્ટીવલ’નું આયોજન કર્યું હતું. આમાં ભારત, શ્રીલંકા, પાકિસ્તાન, નેપાળ, ભૂતાન, બાંગ્લાદેશ, અફઘાનિસ્તાન અને માલદીવ-આઠ સાર્ક દેશોના તજ્જ્ઞો અને લોકકલાકારો સહભાગી થયા હતા. ગુજરાતમાંથી ડૉ.ગણેશ દેવી અને ભગવાનદાસ પટેલ સહભાગી થયા હતા. આ લોકવિદ્યાવિદે ભીલ સાધુ મંડળી દ્વારા રચિત મહામાર્ગી પાટની માંડણીના સાંનિધ્યમાં ‘ભીલોનું ભારથ’નો પ્રત્યક્ષ પાઠ પ્રસ્તતુ કરાવી ‘મૌખિક મહાકાવ્યનાં લક્ષણો’ સ્પષ્ટ કર્યા હતાં.

તા.૨ થી ૫ જાન્યુઆરી, ૨૦૦૮ના રોજ ભાષાકેન્દ્ર, વડોદરાના સહયોગથી ઈન્દિરા ગાંધી રાષ્ટ્રીય કલાકેન્દ્ર, દિલ્હી ખાતે 'A Conference on Indigenous



Peoples in the Post-Colonial World' માં આદિવાસી સાહિત્ય વિષય ઉપર એક આંતરરાષ્ટ્રીય પરિસંવાદનું આયોજન કરવામાં આવ્યું હતું. આ પરિસંવાદમાં ૨૨ દેશોના ૧૨૦ આદિવાસી સાહિત્યના તજ્જ્ઞો સહભાગી થયા હતા. આ પરિસંવાદમાં આ લોકવિદ્યાવિદે 'Loka' વિશેનું બીજ પ્રવચન ઉપરાંત 'Bhil Epics in Gujarat' વ્યાખ્યાન આપ્યું હતું. તા. ૩ થી ૫ ડિસેમ્બર-૨૦૧૦ના સમયમાં સાર્ક રાઈટર્સ એન્ડ લિટરેચર દ્વારા આંતરરાષ્ટ્રીય SAARC Folklore Festival નું આયોજન કર્યું હતું. આમાં ભારત, શ્રીલંકા, પાકિસ્તાન, નેપાળ જેવા આઠ સાર્ક દેશોના તજજ્ઞો અને લોકકલાકારો સહભાગી થયા હતા. ગુજરાતમાંથી ભગવાનદાસ પટેલ સહભાગી થયા હતા. આ લોકવિદ્યાવિદે ‘આદિવાસી મહાકાવ્યોં મેં નારી’ લેખ પ્રસ્તુત કર્યો હતો અને ભીલ કલાકારોએ નારી વિષયક લોકનાટ્યો ભજવ્યાં હતાં. તા. ૧૦ થી ૧૬ માર્ચ, ૨૦૧૧ના રોજ ઇન્દિરા ગાંધી રાષ્ટ્રીય કલા કેન્દ્ર દિલ્હી ખાતે યોજાયેલ આંતરરાષ્ટ્રીય ‘જય ઉત્સવ’માં આ સંશોધકે ભીલ કલાકારો દ્વારા મહામાર્ગી પાટની રચના કરાવી, ‘ભીલી ભારથ’નું રસદર્શન અને વિવેચન કર્યું હતું. મૌખિક મહાકાવ્યો વિષયક આવા પરિસંવાદોમાં પ્રત્યક્ષ નિદર્શન દ્વારા સહભાગીતાથી ગુજરાતનાં ભીલ મહાકાવ્યોનાં લક્ષણોની સ્પષ્ટતાથી આંતરરાષ્ટ્રીયક્ષેત્રે ‘મૌખિક મહાકાવ્ય’નાં લક્ષણો તારવવાનું સરળ બન્યું છે.

**સંદર્ભસૂચિ**

૧. એન્થ્રોગ્રાફી ઓફ એન્શિએન્ટ ઇન્ડિયા, રોબર્ટ શેફર, પૃ. ૨૧
૨. प्राचीन भारत की संस्कृति और सभ्यता, डी. डी. कोसाम्बी
૩. જ્ઞાનગંગોત્રી ગ્રંથ-શ્રેણી-૨૨, ભારત દર્શન-૧, પ્રવીણચંદ્ર ચિ. પરીખ, પૃ. ૧
૪. આદિવાસી ઓળખ, ડૉ. ભગવાનદાસપટેલ, પૃ. ૧૮૬
૫. વધુ વિગત માટે જુઓ પુસ્તક ‘આદિવાસી, જાનપદ અને શિષ્ટ મહાકાવ્યોમાં નારી’, ડૉ. ભગવાનદાસ પટેલ.
૬. લોકસાહિત્ય : વિભાવના અને પ્રકાર, ડૉ. હસુ યાજ્ઞિક, પૃ. ૨૫૬
૭. ભગવદ્ગોમંડલ.



૮. भारतीय संस्कृति और हिन्दी प्रदेश-१, रामविलास शर्मा, पृ.५०
૯. આદિવાસી, જાનપદ અને શિષ્ટ મહાકાવ્યોમાં નારી, ડૉ. ભગવાનદાસ પટેલ, પૃ. ૧૩
૧૦. भारतीय संस्कृति और हिन्दी प्रदेश-१, रामविलास शर्मा, पृ.५१
૧૧. લોકવિદ્યાવિજ્ઞાન, ડૉ. હસુ યાજ્ઞિક, પૃ.૪૦
૧૨. लोकसाहित्य का अध्ययन, डा. त्रिलोचन पाण्डेय,पृ. ४७
૧૩. कथा संस्कृति, संपादक : कमलेश्वर, पृ. ५६
૧૪. मड़ई-२०००, 'लोक' के प्रति दो भिन्न दृष्टियाँ... आलेख, कमलेश दत्त, पृ.२
૧૫. લોકમહાકાવ્ય : સ્વરૂપ-પ્રવાહ-સંશોધન દષ્ટિએ, ડૉ. હસુ યાજ્ઞિકનો લેખ, પૃ.૨૨
૧૬. लोकसाहित्य का अध्ययन, डा. त्रिलोचन पाण्डेय, पृ. २५८
૧૭. 'Introduction'. *Male Madeshwara: A Kannada Oral Epic* translated by C.N. Ramachandran & L.N. Bhatt, Sahitya Akademi, New Delhi, 2001.
૧૮. 'ગુજરાંનો અરેલો' આદિવાસી લોકમહાકાવ્ય, ડૉ. હસુ યાજ્ઞિકનો લેખ, પૃ.૨૫૩
૧૯. લોકમહાકાવ્ય : સ્વરૂપ-પ્રવાહ-સંશોધન દષ્ટિએ, ડૉ. હસુ યાજ્ઞિકનો લેખ, પૃ. ૨૩



# અરેલાનો ધાર્મિક સંદર્ભ

## આસો માસ

### અ. નૉરતું

#### નૉરતાની કથાનો સાર

બીજા 'જળુકાર'(પ્રલય) પછી 'દેવિયાવાળા'માં નવલાખ દેવીઓને યુગો સુધી તેઓની 'નેસાંણિયો' (નિશાનીઓ) રહે એટલા માટે કંઈક 'નવલાઈ' (નવીનતા) કરવાની ઇચ્છા થઈ. આ માટે 'અબાવ' દેવીની સૂચનાથી જાજમો પાથરીને 'ખાંમદ'(ભગવાન)ને વૈકુંઠમાંથી બોલાવવામાં આવ્યા.'ખાંમદ'ની સૂચનાથી નવલાખ દેવીઓને 'ગુણકા'(ગણપતિ)ની આગેવાની નીચે સામૂહિક રીતે નૉરતું' લેવાનું નક્કી કર્યું. 'નૉરતું' રમવા માટે સોનાનું પારણું, 'હેંદુઓ વર' (વડ વિશેષનું નામ કે જેનો રંગ સિંદૂર જેવો હોય છે.) અને 'લીલી વૉહળી'(લીલા વાંસ)ની પસંદગી કરવામાં આવી. 'હેંદુઆ વર' અને 'લીલી વૉહળી'નાં બીજ સાતમા પાતાળમાં વસતા 'વાસંગનાગરા'(વાસુકિનાગ)ના મુખમાં હતાં. દેવીઓએ અનેક સાહસો કરીને 'નૉરવા દૉણવ'(નોળિયા)ની મદદથી 'વાસંગનાગરા'ની બાર ફણામાંથી અગિયાર ફણા કાપીને વચલી ફણામાંથી બીજ મેળવી પૃથ્વી પર રોપ્યાં. બીજ ઊગીને વૃક્ષ બન્યાં ત્યારે 'ગુણકા'ની આગેવાની નીચે નવલાખ દેવીઓએ 'નૉરતું' લીધું. આ માટે સોનાનું પારણું કરવામાં આવ્યું. 'લીલી વૉહળી'નો નેજો (ધજા) બનાવ્યો. 'હેંદુઆ વર'ની છાયામાં નૉરતું 'રમણા' (રમવા)ની શરૂઆત કરીને નવલાખ દેવીઓ 'ગુણકા'ની આગેવાની નીચે આખી પૃથ્વી અને પાતાળમાં



નૉરતું રમી. આ દિવસથી નવ દિવસનો ઉપવાસ કરીને દર પાંચ વર્ષે ડુંગરી ભીલો નૉરતું લે છે. આમ 'દેવિયાવાળા'થી આજ સુધી આ 'નૉરતું' ચાલ્યું આવે છે, એમ તેઓ માને છે.

## 'સૂડા'ના આગેવાનો તેડવા

ડુંગરી ભીલ આદિવાસીઓ આસો સુદ એકમે નૉરતું લે છે. સુદ એકમને 'ઉગમણ' (પ્રથમ ચંદ્ર દર્શન) કહે છે. નૉરતું લેતાં પહેલાં ગામવાળા 'સૂડા'(સૂડું એટલે આઠ દસ ગામોનું જૂથ)ના આગેવાનોને આમંત્રે છે. ખેતી સારી પાકી હોય તેથી વર્ષ સારું હોય ત્યારે લોકોની સુખાકારી માટે આગેવાનો ગામવાળાઓને નૉરતું રમવાની સંમતિ આપે છે. છેલ્લે પાડા અથવા બકરાનો ભોગ ચડાવી અને ઘઉં અથવા મકાઈના રોટલાની ઉજાણી કરી છૂટા પાડે છે.

## 'નૉરતા' માટે દેવીની સંમતિ મેળવવી

નૉરતું લેવાના આગળના દિવસે ભાદરવા વદ અમાસના દિવસે દેવી(અબાવ, સુણ્ડ,જોગમાઈ અથવા કાળકી)ના થાનકે ગામજનો એકઠા થાય છે. અહીં ગામજનોની રૂબરૂ, નૉરતું લેવાની દેવી પાસે સંમતિ માગવામાં આવે છે. 'માતા'નો મુખ્ય ભોપો (ભૂવો) દેવીઓની સમક્ષ બેસે છે. ઘીનો દીવો કરી શ્રીફળ વધેરે છે. ધીમે ધીમે ભોપાને દેવીના વાયરાની વેળ ઊપડે છે. તે ધૂણીને 'માતા'ના સ્વાંગમાં બોલવા લાગે છે. એક વ્યક્તિ પૂછે છે અને ભોપો 'માતા'ના સ્વાંગમાં બોલે છે, 'માર નૉરતું રમણું હેં !' ('મારે નૉરતું રમવું છે!') ઉગમણે નૉરતું લેઝો (એકમે નૉરતું લેજો.).

## નૉરતું સજાવવાની પૂર્વ તૈયારી કરવી

દેવીની સંમતિ મળી ગયા પછી બે માણસો જ્યાં વાંસ થતા હોય એવા વનમાં જાય છે. વનમાંથી એક ઊંચો, લીલો અને જાડો વાંસ કાપી લાવે છે. આ વાંસનો દેવીઓનો 'નેજો' (ધજા) બનાવે છે.



ગામ આગેવાનો અને નૉરતું લેવાવાળા ભોપા સામાન ખરીદવા દુકાને જાય છે. સૌથી પહેલાં ચાર 'રાઇયો'– દેવીઓનાં આભૂષણો ખરીદે છે. ચાર 'રાઇયો' માટે ચાર 'હારલા' (સાડલા), ચાર 'સારણા' (ચણિયા) અને ચાર 'કૉસુઆ' (કાંચળીઓ) ખરીદે છે. આ ઉપરાંત ભોપા ચાર જોડ પિત્તળના પગે બાંધવાના ઘૂઘરા, શ્રીફળ, કંકુ, અગરબત્તી વગેરે નૉરતા માટે જરૂરી પૂજાની સામગ્રી ખરીદે છે.

છેલ્લે બધા ચમારના ઘેર જાય છે. ત્યાંથી ચાર 'રાઇયો'ના બંને હાથના ચામડાના 'સૂર' (ચૂડા) ખરીદે છે. ચમારને તેઓ તેના બદલામાં પાંચ રૂપિયા અને એક ધોતિયું આપે છે.

## 'બારા' પડવું

જરૂરી બધો સામાન ખરીદીને નૉરતું લેનાર ભોપા સીધા દેવીના થાનકે જાય છે. નૉરતું લેનાર માણસો ઘેર જઈ શકતા નથી. અમાસના દિવસથી જ તેઓ 'બારા' પડે છે. નૉરતાના ધાર્મિક અનુષ્ઠાનમાં ભાગ લેનારે નવ દિવસ સુધી બ્રહ્મચર્યનું પાલન કરવાનું ફરજિયાત હોય છે.

સાંજના સમયે આ બધી સામગ્રી માતાના થાનકની સન્મુખ મૂકવામાં આવે છે. ફરીને ઘીનો દીવો કરવામાં આવે છે. ભોપા ફરીને ધૂણે છે. કેટલાક ભોપા ધૂણવાના આવેગમાં પોતાના દેહ પર સાંકળોના ફટકા મારે છે. આ વખતે ફરીને માતાની સંમતિ માગે છે. છેલ્લે બકરો મારીને તેના લોહીથી થાનકના માટીના ઘોડાઓને ચાંલ્લા કરે છે અને ઝાડ નીચે જઈને ઘેરથી આવેલા રોટલા અને માંસનો પ્રસાદ આરોગે છે.

'બારા' પડેલા માણસો આખી રાત 'તંબૂર' પર ભજનો કરે છે, અને ભજનોના તાલ અને લયની સાથે નાચે છે. ભજનો પુરુષો એકલા જ કરે છે. અરેલા ગાવાવાળા દેવીઓના અરેલા ગાય છે. સ્ત્રીઓને અહીં આવવાનો નિષેધ હોય છે. નૉરતું લઈને પુરુષો એકલા જ ફરે છે. સ્ત્રીઓ નૉરતામાં ભાગ લઈ શકતી નથી કે નૉરતા સાથે ફરી પણ શકતી નથી.



## નૉરતું સજાવવું : ચાર રાઇયો

નૉરતામાં ભાગ લેનાર બધા પુરુષો વહેલી સવારે સ્નાન કરી શુદ્ધ થઈને માતાના થાનકે આવે છે. ઊગતા સૂર્યના કિરણોમાં માતા આગળ આવી ઘીનો દીવો કરી શ્રીફળ વધેરે છે. ત્યાર પછી નૉરતું સજાવવાની વિધિ શરૂ કરે છે. ચાર પુરુષો ચાર રાઇયોનો વેશ લે છે. તેઓ સ્ત્રીની માફક 'સારણો', 'હારલો' અને 'કૉસુઓ' પહેરે છે. માથે 'પોતિયાં' (સાફો) બાંધીને મોરપીંછ ખોસે છે. આને 'મોરિયા' (મુગટ) કહે છે. હાથે ચામડાના 'સૂર' ધારણ કરે છે. પગે ઘૂઘરા બાંધે છે, અને ચાર 'રાઇયો' એટલે કે ચાર દેવીઓ બને છે.

## 'બૂટો'

એક પુરુષ 'બૂટિયો' બને છે. તેને 'ગુણકો' (ગણપતિ) પણ કહે છે. તે નૉરતાનો 'આગેવૉણ' ગણાય છે. 'બૂટો' લાકડાનું માનવ મુખાકૃતિવાળું મોટું 'ડોગું' (મ્હોરું) મુખ પર પહેરે છે. જમણા હાથમાં લાકડાની તલવાર ધારણ કરે છે. ડોગું 'ગોતલો' અથવા 'હાલરી' નામના જંગલી વૃક્ષમાંથી બનાવે છે. હાથે ઍલ્યુમિનિયમના 'સૂર' પહેરે છે. આમ ચાર 'રાઇયો' એટલે કે ચાર દેવીઓ અને પાંચમો બૂટો એટલે કે ગણપતિ બને છે. જ્યાં સુધી ભોપા આ દેવી-દેવતાનો સ્વાંગ પહેરી રાખે છે ત્યાં સુધી તેઓ પોતાને દેવીઓ અને દેવતા સમજે છે, અને આખો દિવસ ભૂખ્યા રહીને નાચે છે.

## 'તાર' અને નૉરતાનો મુખ્ય ભોપો

એક ભોપાના હાથમાં ભીંડીના રેસામાંથી કે 'કાસ' નામના છોડમાંથી બનાવેલો સાટકો હોય છે. આ સાટકો કે ચાબુક પકડનારને 'તાર' કહે છે.

મુખ્ય ભોપાના ખભે એક લાલ રંગની ઝોળી હોય છે. તેમાં દોરા, નાડાછડી, કંકુ ઉપરાંત મંત્રેલા અડદ હોય છે. તેના એક હાથમાં લોઢાની સાંકળ હોય છે. તેના બીજા હાથમાં મોરપીંછનો મૂઠો હોય છે.



## 'નેજો' અને 'પાણનું'

એક ઊંચા, જાડા અને લીલા વાંસનો 'નેજો' (ધજા, ધજાનો દંડ) બનાવે છે. તેની એક ટોચે દેવીનું ત્રિશૂળ કે ભાલો હોય છે. તેની નીચે સફેદ 'પોતિયું' (સાફો) બાંધીને 'નેજો' ફરકાવે છે. એક પુરુષ આ નેજો મજબૂત રીતે પકડીને નૉરતાની સાથે ચાલે છે.

વાંસના ટોપલાનું દેવોના નામનું 'પાણનું' (પારણું) બનાવે છે. પારણાને લાલ કપડાથી ચારે બાજુએ મઢે છે. આ પારણામાં એક 'પાલી' (પાલી એ ભીલોનું અનાજનું માપ છે. એક પાલી બરાબર એક કિલો) મકાઈના દાણા નાખીને દેવીની ચાંદીની નાની મૂર્તિ પધરાવે છે. તેની સન્મુખ ઘીનો દીવો પ્રગટાવે છે. પારણાને એક પુરુષ ઊંચકી લે છે. આ પારણું કોઈ સંજોગોમાં નીચે ન પડવું જોઈએ. ઘીનો અખંડ દીવો નવ દિવસ સુધી ચાલુ રાખે છે.

આ નૉરતામાં ભાગ લેનાર બધા જ માણસો મેલી વિદ્યાના જાણકાર ભોપા હોય છે. આ ઉપરાંત પણ મેલીવિદ્યાથી નૉરતાનું રક્ષણ કરવા કેટલાક ખાસ ભોપા અને ગામજનો નૉરતાની સાથે રહે છે.

## નૉરતાને કવચ મંડિત કરવું

નૉરતું માતાના થાનકેથી બહાર રમવા નીકળે એ પહેલાં નૉરતામાં ભાગ લેતા માણસોને મુખ્ય ભોપા દ્વારા કવચ મંડિત કરે છે. કોઈની મેલીવિદ્યાથી નેજો અને 'બૂટા'નું 'ડોગું' ફાટી ન જાય અને વાંસના પારણામાં અગ્નિ ન સળગી ઊઠે એટલા માટે આ વસ્તુઓને પણ અડદના કણ અને મંત્રોથી કવચ મંડિત કરે છે. કોઈ બીજા ગામનો ભોપો મેલીવિદ્યા કે મૂઠ-ચોટ ન અજમાવે માટે પણ નૉરતાના ભોપા સતત સાવધ રહે છે.

## માતાના થાનકેથી ગામમાં નૉરતું રમવા જવું

નૉરતાની સંપૂર્ણ તૈયારી થઈ ગયા પછી બધા માતાના થાનકની સન્મુખ જાય છે. 'આરતિયો ઢોલ'(આરતીનો ઢોલ) વગાડીને 'અબાવ', 'સુણ્ડ', 'કાળકી',



'જોગમાઈ', 'ઈરું', 'ટુટી', 'ટાવરી', 'પોવણ' વગેરે નવલાખ દેવીઓનું સમૂહમાં સ્મરણ કરે છે. પછી 'આરતિયો ઢોલ' (આરતી કરવાના ઢોલનો લય ) વગાડવાનો વેગ વધે છે, અને ભોપા જોર જોરથી ધૂણે છે. છેવટે નવ દિવસ પછી બધા હેમખેમ પાછા આવીને અહીં 'મોરિયા' છોડશે એવું સામૂહિક 'સમરણ' કરે છે. સ્મરણ પૂરું થયા પછી 'ઊભો ઢોલ' (ઊભો ઢોલ એ ઢોલ વગાડવાના એક લયનું નામ છે. જે વાગવાથી નૃત્ય કરવામાં આનંદ આવે છે.) વગાડવામાં આવે છે, અને બધા થાનક પાસે નૃત્ય કરતા કરતા નૉરતું રમે છે. જેથી દરેક ખોલરા(ઘર)માંથી રોગ ભાગી જાય છે એવી માન્યતા છે.

## નૉરતાનું નૃત્ય

'ઊપો ઢોલ' વગાડવાની સાથે નૉરતું રમવાની શરૂઆત કરે છે. 'રાઇયો' અને ભોપા મૂળ સ્થાન પર ફરીને પગનો ઠેકો લે છે અને જોરથી 'ફોઈ રે ફોઈ' બોલે છે. આ નૃત્ય થોડા સમય સુધી એકધારું ચાલ્યા કરે છે. 'બૂટો' 'રાઇયો'ની વચ્ચે માથું હલાવીને તલવારની મદદથી નાચે છે. વિધ-વિધ પ્રકારે નાચીને બધાને હસાવે છે. ત્યાર પછી દરેક જણ એક બીજાની બગલમાં હાથ નાખીને ગોળાકારે સાંકળ બનાવે છે, અને વર્તુળાકારે જોરથી ફરીને નાચે છે.

નૉરતાની નાચવાની ગતિ મંદ પડે ત્યારે તાર રાઇયો અને બીજા ભોપાઓને ચાબુકની મદદથી જોરજોરથી ફટકા મારે છે. આથી તેઓ નાચવા માટે વધુ આવેગ અનુભવે છે, અને જોર જોરથી નાચવા લાગે છે. બૂટ કોઈ એકના ખોલરામાં પ્રવેશીને કોઈ વસ્તુ શોધતો હોય તેવો અભિનય કરે છે. તે ઘરનો મોભ અને 'દાંડા' જોતો હોય એવો અભિનય કરે છે. બહાર આવીને ખોવાયેલી વસ્તુ જડી હોય એમ 'હકાર'માં માથું હલાવે છે. (ગણપતના આ અભિનય માટે ડુંગરી ભીલો આ પ્રમાણે કથા કહે છે : જ્યારે 'એંદુઓ વર' દૂધથી સિંચાઈને મોટો થતો હતો ત્યારે તેની છાયામાં કેટલાક ઋષિ ધૂણી ધખાવીને તપ કરવા લાગ્યા. આ વડ ઋષિ અભડાવશે એવી શંકાથી નવલાખ દેવીઓ મધની માખો બનીને ઋષિ અને તેમના શિષ્યોને કરડવા લાગી. પરિણામે ગુસ્સે થયેલા ઋષિઓએ આ એંદુઓ વડ કાપી નાખીને અને મૂળ ગોડીને સાથે લઈ ગયા. આથી પણ દેવીઓને આ



વડની શોધ કરવા ચાર 'રાઇયો' અને એક 'બૂટા'ના વેશમાં 'નૉરતું' લઈને એંદુઆ વડની શોધ કરવા 'નૉરતું' રમી અને નૉરતાનો આગેવાન ઘેર ઘેર ફરીને વળીઓ અને 'દાંડા' તપાસવા લાગ્યો. માટે આજે પણ બૂટો દરેક ખોલરાના દાંડા અને વળીઓ તપાસે છે અને 'એદુઓ વર' મળ્યો હોય તેમ હકારમાં માથું હલાવે છે. આમ બીજી કથાના પાઠાંતર પ્રમાણે દેવીઓ બે વાર નૉરતું રમી હતી, એમ ડુંગરી ભીલ આદિવાસીઓ માને છે.)

## ધૂણવાની વેળ ઊપડવી

તાર જ્યારે રાઇયો અને બીજા માણસોને ફટકા મારે છે ત્યારે ભોપાઓને નાચવાની સાથે ધૂણવાની વેળ ઊપડે છે. તેઓ જોરજોરથી ધૂણે છે. માતાનો મુખ્ય ભોપો ધૂણવાની સાથે પોતાની પીઠ પર લોઢાની સાંકળના ફટકા મારે છે, અને ઝોળીમાંથી અડદના કણ કાઢીને નૉરતાના માણસો પર ફેંકે છે. જેથી તેમને મૂઠ-ચોટની અસર થતી નથી. કેટલીક વખતે તારના ફટકાની અસર બૂટ પર સવિશેષ થાય છે. તે જુસ્સાનો અનુભવ કરે છે અને જુસ્સાના જોરદાર આવેગ સાથે ઊભા માણસને કૂદી જાય છે. તો કેટલીક વખતે નેજા પર ચડી જાય છે. તાર ફટકા મારે છે, એનાથી નૉરતાના માણસો જોર જોરથી નાચવાનો આવેગ અનુભવે છે. ઉપરાંત ફટકાથી રાઇયો અને બીજા માણસો મેલીવિદ્યાની અસરથી મુક્ત થાય છે. આમ નૉરતું નીકળવાની સાથે ગામમાં એક વિશિષ્ટ પ્રકારની આદિમ આબોહવા વ્યાપી જાય છે.

ઘર માલિક નૉરતાનું સ્વાગત કરી 'પાણના'માં દેવી સન્મુખ બળતા દીવામાં ઘી પૂરે છે અને એક રૂપિયો મૂકે છે. વધારાનું ઘી જુદા પાત્રમાં એકઠું કરે છે. દરેક ઘેરથી નેજાને એક એક પોતિયું બાંધે છે. નેજા પર પોતિયાંની સંખ્યા વધી જાય એટલે શ્રીફળ વધેરીને પોતિયાં ઉતારી લે છે. આ ઉપરાંત ઘરમાલિક એક કિલોગ્રામ ઘઉં અથવા મકાઈ આપે છે, જેનો ઉપયોગ દશેરાનો મહોત્સવ ઊજવવા માટે થાય છે.



## ‘સૂડા’માં નૉરતું રમવા જવું

ગામમાં નૉરતું રમી રહ્યા પછી ‘સૂડા’નાં ગામો નૉરતું રમવાનું આમંત્રણ આપે છે. નૉરતું જે ગામ રમવા જાય છે તે ગામવાળા સામે આવી જાનવિયો ઢોલ વગાડીને ‘નૉરતા’નું ‘હૉમેરું’ (સામૈયું) કરે છે. ત્યાર પછી થોડો સમય ‘ઉતારો’(વિશ્રામ) કરીને ચા પાણી પીએ છે.

## મંત્ર દ્વારા રાઇયો પાડવી

થોડા સમયના વિરામ પછી ગામમાં ખોલરે ખોલરે ફરીને નૉરતું રમવામાં આવે છે. બહાર ગામ નૉરતું ફરતી વખતે મેલીવિદ્યાના જાણકારોથી અત્યન્ત સાવધ રહેવું પડતું હોય છે. સૌથી પહેલાં રાઇયો પર મેલીવિદ્યા અજમાવે છે. રાઇયોને નીચે પાડવાનો મંત્ર આ પ્રમાણે છે :

કૉબરું દેસસી ખમકા નાર આવી.
માથે મગટ[1] મેલતી આવી.
કેંરે સારણો[2] રારતી આવી.
બાવાં કૉસુઓ[3] પેંરતી આવી.
સારમી[4] રાઈ[5], પૉસમો બૂટો[6].
પૅગાં કી ટરકાવું !
કેંરાં કી મસકાવું !
પારું તરતી[7] માતા !
પારુ ગરદા પેસ !

(૧-મુગટ, ૨-ચણિયો, ૩-કાંચળી, ૪-ચારમી, ૫-દેવી, ૬-ગણપતિ, ૭-ધરતી)

મેલીવિદ્યાના જાણકાર ભૂવા દ્વારા આ મંત્ર બોલવાની સાથે મૂર્ચ્છિત થઈને નીચે પડવા માંડે છે. રાઇયો નીચે પડે અને જમીનને માથું અડકે એ પહેલાં રાઇયોને પકડી લેવામાં આવે છે. જો રાઇયોનું માથું ધરતીને અડકે તો તત્કાળ મરણ થાય છે, એમ માનવામાં આવે છે. કેટલીક વખતે બૂટ પર પણ મેલીવિદ્યા



અજમાવવામાં આવે છે. બૂટ નૉરતાનો આગેવાન ગણાય છે. તે નીચે પડી જાય તો નૉરતું લેવાનો કોઈ અર્થ રહેતો નથી. આથી તેને કોઈપણ સંજોગોમાં નીચે પડવા દેવામાં આવતો નથી. જ્યારે કોઈ માણસને મેલીવિદ્યાની અસર થવા માંડે છે ત્યારે 'આરતિયો ઢોલ' વગાડે છે. બધા ભોપા ધૂણવા માંડે છે અને મુખ્ય ભોપો મંત્રેલા અડદના કણ મેલીવિદ્યાની અસરમાં આવેલી વ્યક્તિ પર નાખીને મોરપીંછના મૂઠાથી 'ઝારો' કરીને અસરથી મુક્ત કરે છે. આ સમયે મુખ્ય ભોપો લીલું લીંબુ કાપીને બધા માણસોને મંત્રોથી કવચ મંડિત કરે છે. જેને ઘર રાઇ પડે તેને બદલામાં ગાય અથવા પૈસા આપવા પડે છે. જેનો ઉપયોગ રાઇ દૂધ પીવામાં કરે છે.

નૉરતું લેનાર માણસો આખો દિવસ ઉપવાસ કરીને નૉરતું રમે છે. જે ગામમાં રાત પડે ત્યાં માતાના થાનકે મોરિયા છોડે છે. ત્યારે જ તેઓ દેવી-દેવતાના સ્વાંગમાંથી મુક્ત બનીને સામાન્ય માણસો બને છે. માતાના થાનકે ગામવાળા પાડા કે બકરાનું બલિદાન આપે છે. ઘેરથી રોટલા લાવે છે, અને આવેલ મહેમાનોને હેતથી ખવડાવે છે. રાતે બધા સમૂહમાં એકઠા થઈને દેવીઓના અરેલા ગાય છે.

## નૉરતાની પૂર્ણાહુતિ

આ રીતે નવ દિવસ સુધી 'સૂડા'ના ગામોમાં નૉરતું રમવામાં આવે છે. નવ દિવસ પછી માતાના થાનકે મોરિયા છોડી નાખે છે. 'રાઇયો'નાં કપડાં 'રાઇયો'નો સ્વાંગ કરનારને આપવામાં આવે છે. આ કપડાં પરણેલી સ્ત્રીઓને પહેરવાનો નિષેધ હોય છે. આ વસ્ત્રો કન્યાઓ પહેરી શકે છે. આવેલાં ધોતિયાં 'નૉરતા'માં ભાગ લેનાર અંદરો અંદર વહેંચી લે છે. આ પછી ભાગ લેનાર માણસો ઘેર જાય છે.

## દશેરો ઊજવવો

ત્રણથી ચાર દિવસ પછી સમૂહમાં દશેરો ઊજવે છે. દશેરો દશમના દિવસે જ ઊજવાય એવું હોતું નથી. ખાવા પીવાની પૂરી વ્યવસ્થા થઈ ગયા પછી આગેવાનો નક્કી કરે એ દિવસે દશેરો ઊજવે છે. દશેરો ઊજવતાં પહેલાં જે ગામોમાં નૉરતું



રમ્યા હોય તે ગામજનોને દશેરામાં ભાગ લેવાનું આમંત્રણ આપે છે. દશેરાના દિવસે એક મોટા ઉત્સવનું વાતાવરણ જામે છે. આગલી રાતથી પૉમણા (મહેમાન) આવવા માંડે છે. રાત્રે સામૂહિક રીતે 'હડેલા' ગાય છે. વહેલી સવારે બધા 'માતા'ના થાનકે એકઠા થાય છે. નૉરતું રમતી વખતે ઘી આવ્યું હોય તેનો ઉપયોગ કરીને 'લાકું'(લાપસી) રાંધે છે. સૌથી પહેલાં ભોપા 'માતા'ની સન્મુખ ઘીનો દીવો કરી લાકુંનો ભોગ ધરાવે છે. પછી બધા મહેમાનો સાથે સમૂહમાં 'લાકું' આરોગે છે.

બપોરે માતાના થાનક આગળ એક મોટો પાડો ચડાવે છે. નૉરતામાં આવેલ ઘઉં અને મકાઈ અગાઉથી જ પ્રત્યેક ઘેર વહેંચી દેવામાં આવે છે. તેના રોટલા બનાવીને લાવે છે. ઘરની વડીલ વ્યક્તિ કુટુંબદીઠ પચાસથી પંચોતેરની સંખ્યામાં રોટલા બનાવીને લાવે છે. દેવીના પ્રસાદને માટીના ગોળામાં રાંધે છે.

## 'નરવાંણ' જોવું

આ સમયે વર્ષનું 'નરવાંણ' (વરતારો) જોવામાં આવે છે. જે દિવસે નૉરતું લીધું હોય તે દિવસે જુદા જુદા વાંસના સૂડલામાં ઋતુ પ્રમાણે મકાઈ, ઘઉં, કોદરા,કઠોળ વગેરે ધાન્ય વાવે છે. નવ દિવસ સુધી તેને પાણી સિંચે છે. પાસે એક કોરો માટીનો પાણી ભરેલો વંઠોળ (ઘડો) મૂકે છે. પાંચ 'કળહ' (પંચ) 'નરવાંણ' દેખે છે. વંઠોળ ઉપરનું ઢાંકણ લઈ લે છે. પૂરો ભરેલો હોય તો ચાર માસ સુધી વરસાદ વરસશે એવું માનવામાં આવે છે. વરસાદ ઓછો પડવાનો હોય તો વંઠોળમાંનું પાણી 'આટી' (ઘટી) જાય છે. ત્યાર પછી સૂડલામાં વાવેલા ધાન્યના જવારા જોવામાં આવે છે. જે અનાજ સારું પાકવાનું હોય એના ફણગા તાજા અને લીલા હોય છે. જે અનાજ ઓછું પાકવાનું હોય તેના ફણગા ઉપરથી કરમાયેલા હોય છે.

સાંજના સમયે એકઠાં થયેલાં સ્ત્રી-પુરુષો અને બાળકો માતાનો બલિ અને રોટલા પ્રસાદ તરીકે આરોગે છે અને 'નરવાંણ'ની વાત 'સૂડા'માં થઈને આખા 'પટ્ટા'માં ફેલાઈ જાય છે.



## બ. દિવાળી

### ‘સાલોર’ની કથા

પેયાળાં(પાતાળ)માં વસતી ‘સાલોર માતા’ (વડી ગાય), નવલાખ ગાયો, અને ‘પારેવા’ સાંઢ સાથે ‘તળવાઝુગ’(કળિયુગ)માં પૃથ્વી પર દિવાળીના દિવસે આવેલી એમ ડુંગરી ભીલો માને છે. તે જ્યારે પાતાળમાં વસતી હતી ત્યારે શીંગડે દીવા મૂકીને ઘાસ ચરતી હતી. પાતાળમાં ઘણી મુશ્કેલીઓ પડવા લાગી. આથી તેને પૃથ્વી પર આવવાની ઇચ્છા થઈ. પૃથ્વી પર જવા માટે તે વેંકુટપરી(વૈકુંઠપરી)માં વસતા ‘ખાંમદ’ (ભગવાન) પાસે રજા લેવા ગઈ. ‘સાલોર’ અને નવલાખ ગાયોને પાતાળમાં પડતી મુશ્કેલીઓને ધ્યાનમાં રાખીને ભગવાન દ્વારા તેમને પૃથ્વી પર જવાની રજા આપવામાં આવી. પેયાળાંમાંથી અનુક્રમે સોનાનાં, રૂપાનાં, કાંસાનાં, તાંબાનાં, પિત્તળનાં, લોઢાનાં ને માટીનાં પગથિયાં ચડીને ગૂગળના હોમ લેતી લેતી ‘સાલોર માઝી’ નવલાખ ગાયો અને ‘પારેવા’ સાંઢ સાથે પૃથ્વી પર આવી. પૃથ્વી પર આવ્યા પછી તેને ‘અતારિયોઝુગ’ (અંધારિયો યુગ) નજરે આવ્યો. આથી તે થોડા જ સમયમાં કંટાળી ગઈ અને ફરીને ‘વેંકુટપરી’માં ‘ખાંમદ’ પાસે ગઈ. ‘ખાંમદે’ ‘અતારિયાઝુગ’માં દિવસ માટે ‘સુરુઝ’ અને રાત માટે ‘સદરમો’ (ચંદ્રમા) મોકલ્યો. પૃથ્વી પર આવીને ‘સાલોર માઝી’ ડીગ્યાના ડામોરને ટુઠી (પ્રસન્ન થઈ). ગાયોના આવવાથી સુખી થયેલા ‘ડીગ્યાના ડામોરે’ જ્યારે ‘પારેવા’ સાંઢનું માંસ ખાવાની ઇચ્છા વ્યક્ત કરી ત્યારે ‘સાલોરમાતા’ ‘સવીસ ગુજોરો’ ને ભવોભવ ટુઠી (પ્રસન્ન થઈ). ‘સાલોરમાઝી’ અને નવલાખ ગાયો મેહા અને ભોજાના ઘેર આવવાથી તેઓ આર્થિક રીતે ઘણા સુખી થયા. તેઓએ પણ પાતાળમાંથી આવેલી ગાયોની મન ભરીને સેવા કરી. આથી તેઓની સમૃદ્ધિમાં ઘણો વધારો થયો. માટે ડુંગરી ભીલ આદિવસીઓ દિવાળીના ત્રણ દિવસ ‘સાલોર’(ગાય)ની પૂજા કરીને ગાયોને શણગારે છે અને ઘાસ ચરવા મુક્ત કરે છે.

### અરેલા ગાવા

સામાન્ય રીતે ભાદરવા વદ અમાસની રાતે ડુંગરી ભીલો નૉરતું લેવા માટે દેવરાના



મંદિર પાસે કે માતાના સ્થાનક પાસે 'બારા' (ઘર છોડીને બહાર રહેવું) પડે છે, અને આસો સુદ એકમની સવારે નૉરતું લે છે. આથી ભાદરવાની અમાસની રાતથી અરેલા ગાવાની શરૂઆત થાય છે. એક પ્રૌઢ પુરુષ ગાયક હાથમાં લાકડી લઈને હડી કાઢીને જ્યાં ખાટલા પર કે જમીન પર સૂર પુરાવનારા પાંચ કે પંદર આબાલ-વૃદ્ધ સ્ત્રી-પુરુષો બેઠાં હોય છે ત્યાં ગાતો ગાતો જાય છે, અને કાનમાં આંગળી ઘાલીને નીચા નમી પંક્તિનું છેલ્લું ચરણ બોલે છે ત્યારે તે ચરણ પકડીને સૂર પુરાવનારાં લયબદ્ધ રીતે મોટેથી ગાઈને સૂર પુરાવે છે. આ સ્વર દીર્ઘ હોય છે. સૂર પુરાવનાર સૂર પુરાવી રહે છે, ત્યારે અરેલા ગાનાર વ્યક્તિ અરેલાની બીજી પંક્તિ બોલતો બોલતો સૂર પુરાવનાર માણસોની વિરુદ્ધ દિશામાં ભાવ પ્રમાણે અભિનય કરતો અને રાગાત્મક રીતે ગાતો ગાતો જાય છે. ત્યાર પછી એક શ્વાસ લઈ પાછો ફરીને અભિનય સાથે ગાતો ગાતો પાછો આવીને સૂર પુરાવનાર વ્યક્તિઓ પાસે કાનમાં આંગળી ઘાલીને નીચે નમે છે. ત્યારે છેલ્લા ચરણના કેટલાક શબ્દો પકડીને ખાટલા પર કે જમીન પર બેસનારા સહાયકો દીર્ઘ લય સાથે સૂર પુરાવે છે. આજુ બાજુ બેઠેલા કેટલાક દર્શક-શ્રોતા ગાનારાઓને ઉત્સાહિત કરવા 'સબા હો !' અને 'ઓવે પાઈ ઓવે !' વગેરે વિધાનો બોલે છે. આમ ગાવાની રીતિ આગળ ચાલે છે. મોટાભાગના 'અરેલા' ભૂતકાળમાં થયેલા વીર અને લલિત પુરુષોના આખ્યાન જેવા હોય છે. 'ગુજરાં' જેવા 'અરેલા'માં વચ્ચે વચ્ચે ગીતો આવે છે. ત્યારે સ્ત્રી-પુરુષો સાથે નૃત્ય કરીને ગીતો ગાય છે. ગીત પૂરું થાય ત્યારે ફરીને 'અરેલા'ના દીર્ઘલયમાં આખ્યાન આગળ ચાલે છે. સામાન્ય રીતે ભાદરવા વદ અમાસથી ગાવામાં આવતા 'અરેલા' કારતક સુદ પાંચમે પૂરા થાય છે.

### ખોદહાનો વેશ

આસો વદ દશમની આજુબાજુ યુવાન-યુવતીઓ અને તરુણ-તરુણીઓ 'ખોદહા'નો વેશ કાઢે છે. એક ઊંચા યુવાનના શરીર પર 'અહૂરી'(ડાંગર), કોદરા કે બંટીનું 'પરાળ' (ઘાસ) બાંધે છે. માથા પર લીંમડા કે પીપળાની નાની ડાળી ખોસીને છોગું બનાવે છે. આગળના ભાગમાં વધુ ઘાસ બાંધીને મોટું પેટ બનાવે



છે. 'ખોદહા'ના હાથ, પગ અને મુખ મેશથી કાળાં કરે છે. પાછળ ખજૂરીનાં પાનની ઊભી પૂંછડી બાંધે છે. બંને હાથમાં ખજૂરીનાં લાંબાં 'ફણગાં' પકડે છે. યુવતીઓનાં ગીતો સાથે આ 'ખોદહું' 'ખોલરે ખોલરે' નાચે છે. તે વિશિષ્ટ પ્રકારે નાચીને ભેગા થયેલા માનવ સમુદાયને હસાવે છે. યુવતીઓ પણ તેની સાથે ઊંચા ઊંચા ત્રણ થેકા લઈને નાચતી ગાય છે :

નાસ રે ખોદ્દા નાસ,
તનં કિરારી કૂતરી દઉં રે !

છેવટે 'ખોદહું' નાચતાં નાચતાં રિસાઈને જમીન પર પડે છે, અને કોઈપણ પ્રકારે ઊઠતું નથી ત્યારે સ્ત્રીઓ ગાય છે :

બાર રે મઈનાંનું ખોદું
સાંળી મૉગ રે !

ઘરમાલિક ખોદ્દાને ચોળા અથવા મકાઈ આપે છે ત્યારે જ તે ઊભું થાય છે. એકઠો થયેલો માનવ સમુદાય હસતો હસતો બીજા ખોલરે જાય છે. વહેલી રાતે ઊભું થયેલું ખોદું વહેલી સવાર સુધી ચોળા અને મકાઈ માગે છે. પછી જ્યાં પાણીની સગવડ હોય ત્યાં ખુલ્લા મેદાનમાં યુવાન-યુવતીઓ અને તરુણ-તરુણીઓ ભેગાં થાય છે. અહીં 'અરેલા' ગાતાં આવડતા હોય એવા યુવાનો દારૂ પીને 'અરેલા' ગાય છે. કેટલાંક જુવાન સ્ત્રી-પુરુષો ચોળા અને મકાઈની 'ગૂગરી' બાફે છે. બધાં ખાઈને સવારે વિખરાય છે. પ્રૌઢ સ્ત્રી-પુરુષો 'ખોદહા' ના વેશમાં ભાગ લેતાં નથી.

### શોક ભાગવો

હોળી, બળવે કે દિવાળી જેવા મોટા તહેવારો સમયે નજીકના દિવસોમાં સ્વજનનું મરણ થયું હોય તેવા ઘેર 'ચૂલો ઊભરાવા'ની કે 'ચૂલો બાળવા'ની વિધિ કરે છે. આ વિધિ તહેવાર અગાઉ ચારથી પાંચ દિવસ પહેલાં કરવામાં આવે છે. જમાઈ પોતાના ઘેરથી ગોળ, ઘી, અને ઘઉંનું 'સીરિયું' (ભૈડકું) લઈને આવે છે. નજીકના કુટુંબીજનો એકઠાં થાય છે. સ્ત્રીઓ સ્વજનને યાદ કરીને રડે છે. પ્રૌઢો મરણનો 'અરેલો' ગાય છે. કુટુંબીજનો જમાઈની લાવેલી ખાદ્ય સામગ્રીમાંથી માતર



(લાપસી) બનાવી નાનાં બાળકોને જમાડે છે અને આ રીતે સ્વજનોનો શોક હળવો કરે છે. આ 'ચૂલો બાળવા'ની સામાજિક વિધિ પછી આજુબાજુના પડોશીઓ તહેવાર ઉપર કોઈ મીઠી વસ્તુ રાંધીને લાવે તે કુટુંબીજનો જમે છે.

## 'નરવાંણ' જોવું

ધનતેરસથી કારતક સુદ એકમ સુધી ગાયો, ભેંસો, બળદો, બકરાં વગેરે સજીવ ધનને નવડાવવાના, શણગારવાના, પૂજવાના અને સેવા કરવાના તથા 'અરેલા' ગાવાના મહત્ત્વના દિવસો છે. ધનતેરસની સવારે ડુંગરી ભીલ આદિવાસીઓ પોતાનાં ઢોરોને તળાવ પાળે કે નદી કિનારે લઈ જાય છે. અહીં પાણીમાં હાંકી ગાયો, ભેંસો, બળદ, બકરાં વગેરે પશુધનને નવડાવે છે, અને નરવાંણ જુએ છે. ઢોરોને નવડાવવાની પરંપરાને 'ડલ્લાં ઝીલારવાં' કહે છે. બધાં ઢોર નાહી રહે ત્યારે 'આકો' (જોર જોરથી બોલવું, કિકિયારીઓ પાડવી) કરીને તેઓને બહાર કાઢે છે. સૌથી પહેલાં ધોળા રંગની 'સાલોર' (ગાય) નીકળે તો વર્ષ ઉત્તમ આવશે અને ખેતી સારી પાકશે. ગોરી અથવા લીલી ગાય બહાર નીકળે તો વર્ષ ખેતીની દૃષ્ટિએ મધ્યમ રહેશે. પરંતુ સૌથી પહેલાં કાળી ગાય નીકળે તો તેને 'કાળ કરમી' ગણવામાં આવે છે. જેથી 'કાળ' પડીને વર્ષ ઘણું જ ખરાબ જશે, એમ માનવામાં આવે છે.

બપોરે ગોવાળિયા (તરુણ-તરુણીઓ) પોતાના ઘેરથી મકાઈ અને ચોળા લઈ આવે છે. ઢોર ચારતી વેળાએ નદી કે વહેળા કિનારે જઈને 'ગૂગરી' બાફી ખાય છે અને આનંદ કરે છે.

ધનતેરસ અને કાળી ચૌદસની રાતે આર્થિક રીતે સુખી માણસને ઘેર ગામનાં સ્ત્રી-પુરુષો અને બાળકો 'અરેલા' ગાવા એકઠાં થાય છે. અરેલા ગાયકો પૂરતા ઉત્સાહ અને ઉલ્લાસ સાથે અરેલા ગાય છે. બધાં છેલ્લે સમૂહમાં ચોખાની ખીચડી કે ઘઉં, તેલ અને ગોળનું 'માતર' રાંધે છે. ઘરમાલિકની આર્થિક સ્થિતિ વધુ સારી હોય તો બકરો પણ ચડાવે છે. અંતે બધાં ભોજન જમવાનો આનંદ લઈને વિખરાય છે.



## મેળ મેળાયું

દિવાળીની સાંજે 'મેળ મેળાયું' કરે છે. બે મોટી કોરી કુલડીઓમાં ચોખા નાખીને પાણી ભરે છે. ઉપર પરણાયું મૂકી, ઘી પૂરીને એક મોટી દિવેટ સળગાવે છે. આને 'મેળ મેળાયું' કહે છે. આ 'મેળ મળાયા'ને ગાયો-ભેંસોના 'ઓઢા' (કોઢ)માં મૂકે છે. પછી મકાઈના દાણાથી 'સાલોર'ને પૂજીને શ્રદ્ધા અને પ્રેમથી 'સાલોરમાતા'નો 'અરેલો' ગાય છે. છેલ્લે કુટુંબના માણસો બોલે છે :

''સોર[૧] સીતળાની[૨] આંખો મિસાઝો,
ગાયાં પેહાંની[૩] આંખો ઉગરઝો'';
મેળ મેળાયું !!

(૧-ચોર, ૨-ચિત્તાની, ૩-ભેંસોની)

રાતે ઘી, ગોળ અને રોટલાનું ચૂરમું કરીને અને ઘીનો દીવો કરીને ઘરનાં અને બહારનાં દેવ-દેવીઓ તથા 'હમાધ'ના પૂર્વજોને ચૂરમું ચડાવે છે. છેવટે ચૂરમું ખાઈને અરેલાના રસિયા ગામમાં 'અરેલા' ગાવા જાય છે.

દિવાળીના બીજા દિવસને 'ટાઢો દન' કહે છે. ટાઢો દન આનંદ અને માનસિક વિરામનો દિવસ છે. આ દિવસે ખેતીનું કે મજૂરીનું કામ કરવામાં આવતું નથી. માટે તેને 'ટાઢો દન' કહે છે.

## મિળવું

વહેલી સવારે ઊઠીને કુટુંબના સભ્યો એક બીજાને 'મિળે' (મળે) છે. પરણેલી સ્ત્રીઓ નીચે નમીને સાડલાનો એક છેડો જમીને અડાડી વડીલોને નમે છે. એકબીજાને 'રૉમ-રૉમી' કર્યા પછી 'નરવાંણ' જોવામાં આવે છે. 'મેળમેળાયા'ની કુલડીઓ પાણીથી પૂરી ભરેલી હોય તો ચાર માસ વરસાદ આવશે, અડધી ભરેલી હોય તો બે માસ સુધી વરસાદ આવશે અને બધું જ પાણી 'આટી' (ઘટી)ગયું હોય તો 'કાળ' પડશે એમ માનવામાં આવે છે.



## ‘હેંગ મડવાં’ અને ‘સાલોર’ પૂજવી

પશુઓની સ્નાન વિધિ પતાવ્યા પછી ઢોરનાં ‘હેંગ મડવા’ (શીંગડાં રંગવાં)ની અને ‘સાલોર’ને પૂજીને ‘જોરકીઓ’(ગાયોના માથે બાંધવાનો મોરપીંછનો મુગટ)થી શણગારવાની વિધિ કરે છે. ગાયો અને બળદોનાં ‘હેંગ મડવા’ માટે લાલ, લીલો, ગુલાબી વગેરે રંગ આગલી રાતે દૂધ અથવા તેલમાં પલાળે છે. ભેંસોનાં શીગડાં રંગવા માટે ‘રમજી’ (ગેરુ) છાશમાં પલાળે છે.

સૌથી પહેલાં ‘ખાંમદ’ અને ‘સાલોર’ના નામનો થાળ કરે છે. થાળમાં ગોળ, ઘી અને ઘઉંના લોટની લાફી (લાપસી) કરે છે. ‘લાફી’નો થાળ ગાયોની ગમાણની પાસે લાવીને ઘીનો દીવો કરે છે. શ્રીફળ વધેરીને ‘લાફી’ અને લીલા ટોપરાનો ધૂપ કરે છે. ત્યાર પછી મકાઈના કણથી સાલોરને પૂજે છે. ‘સાલોર’ને પૂજેવાની વિધિ પૂરી થયા પછી શ્રદ્ધા અને ઉપકૃત ભાવથી ‘સાલોર માજી’નો અરેલો ગાય છે. વર્ષ દરમ્યાન ‘ઢોર’ બીમાર પડ્યું હોય અને ‘તુંબરાજ’ની બાધાથી સાજું થયું હોય તો તુંબરાજનું નામ લઈ બકરાનું બલિદાન આપે છે. ‘તુંબરાજ’ એ પારઘી ગોત્રનો મોટો દેવ ગણાય છે. આ દિવસે પારઘીઓ ખોલરાના આંગણામાં ઊભા કરેલા વાંસ પાસે દીવો કરી શ્રીફળ વધેરે છે અથવા બકરાનો ભોગ આપે છે.

‘સાલોર’ને પૂજીને પલાળેલા રંગ દ્વારા ‘હેંગ મડવા’ની વિધિ કરે છે. લાલ, લીલા અને ગુલાબી રંગોથી ગાય અને બળદોનાં શીંગડાં રંગે છે. ‘રમજી’થી ભેંસોનાં શીંગડાં રંગીને તેઓના શરીર પર ચકરડાં દોરે છે. ગાયોના માથા પર મોરપીંછની ‘જોરકીઓ’ બાંધીને શણગારે છે. ત્યાર પછી ઢોર છોડી ઢોલ, તગારાં અને ટીનના ડબા ખખડાવીને ઢોરોને ભડકાવે છે. છેલ્લે સમૂહમાં બોલે છે :

‘‘ઝાતી પેરઝો પોપટિયા સણા !
આવતી પેરઝો ગાજરિયા ઘઉં !’’

ઢોરોને મુક્ત કરી મોટેરાં ઘેર આવે છે, અને ગોવાળિયા ઢોરોમાં જાય છે. વર્ષો પહેલાં ઢોરોને એક દિવસ માટે મુક્ત કરી દેવામાં આવતાં અને ગમે તેના ખેતરમાં ઊભો પાક ચરતાં. પરંતુ અત્યારે આ રિવાજ ઘસાઈ ગયો છે.

ઘેર આવ્યા પછી થાળની ‘લાફી’ ઘરના અને બહારના દેવ-દેવીઓ અને



પૂર્વજોને ચડાવે છે. છેવટે કુટુંબીજનો ભેગાં મળીને થાળનો પ્રસાદ લે છે.

થાળની વિધિ પૂરી થયા પછી બધાં લોકો ગામમાં એકબીજાના ઘેર મળવા જાય છે. આવેલા માણસોને મળીને ઘરમાલિક શ્રીફળ અને 'લાફી'નો પ્રસાદ ખાવા માટે આપે છે. કોઈ દારૂ પણ પાય છે.

## 'અરેલા ફીરવા'

બપોરે ગામજનો મુખીને ઘેર ભેગાં થાય છે. પ્રૌઢ અને વૃદ્ધ માણસો અરેલા ગાય છે. મુખી એકઠાં થયેલાં સ્ત્રી-પુરુષોને દારૂ પાય છે. સાંજના સમયે બકરો ચડાવે છે. અથવા 'લાફું' રાંધે છે. બધાં ઉજાણી કરી વિખરાય છે. રાતના સમયે ખોલરે ખોલરે (ઘેર ઘેર) ફરીને 'અરેલા' ગાય છે. કોઈ ચા પાય છે તો કોઈ દારૂ પાય છે. આ રીતે પાંચ દિવસ સુધી ઘેર ઘેર ફરીને 'અરેલા' ગાવામાં આવે છે. છેલ્લા ઘેર જ્યાં 'અરેલા' ગાવાનો છેલ્લો વારો આવે છે ત્યાં 'રાવણું' કરવામાં આવે છે. મોડી રાત સુધી દારૂ પીને 'અરેલા' ગાય છે. છેલ્લે બકરાનું બલિદાન આપી 'રાવણું' કરી 'અરેલા' ગાવાની પૂર્ણાહુતિ કરે છે.

## કાળી કાતોક

દિવાળી પછી પંદર દિવસે 'કાળી કાતોક' આવે છે. ડુંગરી ભીલ આદિવાસીઓ દેવ દિવાળીને 'કાળી કાતોક' કહે છે. 'કાળી કાતોક' એ ભીલોનાં મેલાં દેવ-દેવીઓ અને 'વેહ'(ભૂત)ને સાધવાની મહત્ત્વની રાત ગણાય છે. ભોપા અને તેના શિષ્યો નદી કિનારે આવેલા સ્મશાનમાં જઈને મેલાં દેવ-દેવીઓ અને 'વેહ' વંતરને સાધે છે.

'કાળી કાતોક'ની રાતે મરઘો મારીને ઘર અને બહારનાં દેવ-દેવીઓને 'થાપળાં'માં અગ્નિ મૂકી દીવો કરીને ખુશ કરવામાં આવે છે. બાળકો અને તરુણ-તરુણીઓ ખેતરમાં જઈને ઘાસ અને લાકડાં એકઠાં કરીને તાપણાં કરે છે, અને નાચતાં અને આનંદ કરતાં બોલે છે :

''કાળી કાતોકનો પાર ઉતરો પોહરો !''



# અરેલાનું સ્વરૂપ

## ‘અરેલા’ શબ્દ પર વિચાર

દિવાળીના દિવસો દરમિયાન અહીંના ભીલ વિસ્તારમાંથી જે દીર્ઘ પદ્યકથારૂપ ધ્વનિમુદ્રિત કરવામાં આવ્યું છે તેનું રૂપ લોકાખ્યાન કે લોકમહાકાવ્યને મળતું છે. હિન્દી લોકસાહિત્યમાં તેના માટે ‘લોકગાથા’ કે ‘મહાગાથા’ શબ્દો પ્રયોજાયા છે. પરંતુ કોઈપણ સંસ્કૃતિનાં લોકસ્વરૂપો લોકાનુરૂપ હોવાના કારણે જે તે સંસ્કૃતિના સંદર્ભે વિચારવું જોઈએ.આથી અહીં જે દીર્ઘ પદ્યકથારૂપ લેવાયું છે તેનું રૂપ લોકાખ્યાન, લોકમહાકાવ્ય, લોકગાથા કે મહાગાથાને મળતું હોવા છતાં ભીલોના પરંપરિત કંઠસ્થ સાહિત્યમાં આ શબ્દો પ્રચલિત ન હોવાથી, તે માટે આવા શબ્દો પ્રયોજવા યોગ્ય નહીં ગણાય. ભીલોમાં દિવાળી સમયે ગવાતા કંઠસ્થ કથા સ્વરૂપ માટે ‘અરેલા’ શબ્દ પ્રચલિત છે. આથી આ પ્રકારના રૂપની વિશેષતાઓની ચર્ચા કરતી વખતે ભીલ લોકસંસ્કૃતિના સંદર્ભે ‘અરેલા’ શબ્દ પ્રયોજવો વધુ યોગ્ય ગણાય. તેઓ ‘અરેલા’ હડી કાઢીને ગાય છે. ‘હડી’ શબ્દનો ભીલી બોલીમાં ‘અરી’ ઉચ્ચાર થતો હોવાથી આ પદ્યકથારૂપ માટે ‘અરી’લા (હડી અલ્યા) શબ્દ સમૂહમાંથી ‘અરેલા’ શબ્દ પરિવર્તન પામીને બન્યો છે. માટે અહીં ‘અરેલા’ શબ્દને ધ્યાનમાં રાખીને જ ભીલોમાં પ્રચલિત ‘અરેલા’ના નામે ગવાતી ‘દેવિયાવાળા’ની અને ‘મનખીવાળા’ની કથાઓમાંથી સવિશેષ ‘દેવિયાવાળા’ની કથાઓને ધ્યાનમાં રાખીને ધાર્મિક અરેલાની વિશેષતાઓ દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.



## 'અરેલા' ગાવાનો સમય

સામાન્ય રીતે 'અરેલા' ભાદરવા માસની અમાસની રાતથી ગાવામાં આવે છે અને તે કારતક માસની સુદ પાંચમે પૂરા થાય છે. જે ગામમાં 'નૉરતું' લેવામાં આવે છે તે ગામમાં અમાસની રાતે નૉરતાના ભોપા માતાના સ્થાનક પાસે 'બારા' પડે છે. આ રાતે તેઓ 'નવલાખ દેવીઓ' કે 'નૉરતાનો અરેલો' ગાય છે. આ રાતથી પૂરા ભીલ વિસ્તારમાં અરેલા ગાવાનો પ્રારંભ થાય છે. આ દિવસોમાં દિવાળી નજીક આવતી હોવાથી સ્વજનનું મૃત્યુ થયું હોય તેના ઘેર સ્વજનો ભેગા થઈ શોક ભાગવા માટે દિવસે મરણનો અરેલો ગાય છે. આ જ સમય દરમ્યાન અરેલા શીખવતો ગુરુ શિષ્યોને શીખવવા રાતે અરેલા ગાય છે.

દિવાળીના બીજા દિવસ(ટાઢા દિવસ–બેસતા વર્ષ)થી કારતક સુદ પાંચમ સુધી અરેલા ગાવાના મહત્ત્વના દિવસો ગણાય છે. આ સમય દરમ્યાન સ્ત્રી-પુરુષો અને બાળકો અરેલા ગાવાવાળાની સાથે ઉલ્લાસભેર ઘેર ઘેર ફરીને અરેલા ગાય છે. આ રીતિને 'અરેલા ફીરવા' કહેવામાં આવે છે. કારતક સુદ પાંચમ પછી અરેલા ગાવામાં આવતા નથી. આ સમય પછી કોઈ અરેલા ગાય તો રાગિયા કે શ્રોતા તેને ગાવામાં સાથ આપતા નથી. ખુદ અરેલા ગાવાવાળાને ગમતું નથી. (આના અનુસંધાને અરેલાના મુખ્ય ગાયક ગમાર જીવાભાઈ ઝાલાભાઈ આ પ્રમાણે કહે છે, ''આડા દિ' અરેલા ગાવાથી સારદા બરાબર ખલતી નહીં, અરેલા સોપતા નહીં, ગાવા ગમતા નહીં.'')

## અરેલા ગાવાનું સ્થળ

અરેલા ગાવાનો સમય નિશ્ચિત હોય છે તેમ અરેલા ગાયનું સ્થળ નિશ્ચિત હોતું નથી. અરેલાના શ્રોતાઓની સંખ્યા વધે તેમ તેમ અરેલા ગાવાનું સ્થળ પણ બદલાય છે. અરેલાના શ્રોતાઓની સંખ્યા ઓછી હોય તો કોઈના ઘરની ઓસરીમાં રાગ પુરાવે છે. જો સાંભળનારની સંખ્યા વધવા લાગે તો આંગણામાં બંટ્ટી કે ડાંગરનું ઘાસ નાખી બેસવાનો સાથરો બનાવીને અરેલા ગાવામાં આવે છે. અરેલા સાંભળવા મોટો લોકસમુદાય એકઠો થાય તો કોઈ ટેકરાની તળેટી પાસેનું મોટું



મેદાન પસંદ કરવામાં આવે છે. આથી શ્રોતાઓ ટેકરા પર અરેલા સાંભળવા ગોઠવાય છે. ખુલ્લા મેદાનમાં રાગિયા નીચે બેસીને રાગ પુરાવે છે અને ગાવાવાળો ઊભો ઊભો અરેલા ગાય છે.

## અરેલા ગાવાની પદ્ધતિ

સામાન્ય રીતે અરેલા ગાવા માટે રાતનો નવરાશનો સમય ખાસ પસંદ કરવામાં આવે છે. રાતે ખાઈ, પી અને કામથી પરવારીને લોકો અરેલા સાંભળવા, ગાવા અને નાચવા ગાવાવાળાના ઘેર આવવા લાગે છે. ઠીક ઠીક લોકસમુદાય એકઠો થાય ત્યારે ગાવાના પ્રથમ દિવસે ગાવાવાળો દેવ-દેવીઓના નામનો ઘીનો દીવો કરે છે. નાળિયેર વધેરે છે અને લીલા ટોપરાનો, થાપળા પર મૂકી રાખેલા અગ્નિમાં હોમ કરે છે. એકઠા થયેલા લોકસમુદાયને ટોપરાનો પ્રસાદ વહેંચવામાં આવે છે. આ પ્રકારની ધાર્મિક વિધિ પૂરી થયા પછી લોકસમુદાય અરેલા સાંભળવા માટે આતુર બની જાય છે. આથી રાગિયા મુખ્ય ગાયકની સામે રાગ પુરાવવા બેસી જાય છે.

સામાન્ય રીતે અરેલાના મુખ્ય ગાયકને 'અરેલા ગાવાવાળો' કહેવામાં આવે છે. અરેલામાં રાગ પુરાવનારાઓને રાગિયા કહેવામાં આવે છે. અરેલામાં હોંકારા દેવાવાળાને 'ઉંકારિયો', 'ઉંકારાવાળો' કે 'ટેકો કરનાર' કહેવામાં આવે છે. જ્યારે શ્રોતાઓને 'હૉપળનારા' કહેવામાં આવે છે. સામાન્ય રીતે અરેલામાં પુરુષો રાગ પુરાવે છે. અરેલામાં આવતાં ગીતો ગાવામાં અને નૃત્ય કરવામાં સ્ત્રીઓ ઘણા જ આનંદ સાથે સહભાગી થાય છે.

રાગિયા રાગ પુરાવવા સામે બેસી જાય છે ત્યાર પછી ગાવાવાળો બંને હાથના અંગૂઠા પાસેની આંગળીઓ (તર્જની) બંને કાનોમાં નાખીને ઊભા રહીને અરેલા ગાવાની શરૂઆત કરે છે. ત્યારે લોકસમુદાય પૂરી ધાર્મિક આસ્થાથી અરેલામાં આવતી કથા સાંભળવા આતુર બને છે. ગાવાવાળો કોઈપણ નવો અરેલો ગાવાની શરૂઆત કરે ત્યારે 'સમરણ'થી આરંભે છે. મુખ્ય ગાયક સૌથી પહેલાં જેઓ અરેલા ગાવા કે સાંભળવા નહીં આવ્યા તેઓ આનંદથી વંચિત રહી ગયા (રા... હે...), એવું ગેય વિધાન કરી દેવી-દેવતાઓના સ્મરણનો આરંભ કરે છે.



'સૂંડ' (ચામુંડા), 'ગણેસિયો આગેવાંણ', ખેરા (સીમ)નો 'ખેતલો' વગેરે દેવી-દેવતાઓનું સ્મરણ કરીને કંઠીઓ(ગાવાવાળા)નો કંઠ પૂરવા અને રાગિયાઓનો રાગ મેળવવા માટે મદદે આવવાનાં વિધાન કરે છે. મૃતકોનો વાટમાં આંબો સરજવાનું કહેવામાં આવે છે. જેથી આવતા જતા લોકો છાયામાં વિશ્રામ કરે અને જીવતા જીવરા બધા દેવી-દેવતાઓના આશ્રયે કિલ્લોલ કરવાનાં વિધાનો, ભેગા થયેલા લોકસમુદાયને અનુલક્ષીને કરવામાં આવે છે. આ પછી રાગિયા બેઠેલા હોય છે તેમની પાસે જઈને ઊભા રહીને ગાવાવાળો સ્મરણનો આરંભ કરે છે. છેલ્લું ચરણ નીચે નમીને બોલે છે કે તરત જ રાગિયા તેના છેલ્લા ચરણના કેટલાક શબ્દો પકડીને દીર્ઘ લય સાથે રાગ પુરાવે છે.

આમ ઘીના દીવા આગળ નાળિયેર વધેરવાથી અને દેવી-દેવતાઓના સ્મરણથી એક વિશિષ્ટ પ્રકારનું ધાર્મિક વાતાવરણ સર્જાય છે. ત્યાર પછી ગાવાવાળો પહેલેથી જ મનમાં ગાવા ધારેલા કોઈ ધાર્મિક અરેલાની શરૂઆત કરે છે. શ્રોતાઓની ધાર્મિક આસ્થા અને આતુરતા જોઈને ગાવાવાળો વધુ ઉત્સાહિત થઈને નવા અરેલાનો આરંભ કરે છે, અને કાનમાં આંગળીઓ ઘાલીને ગાતો ગાતો રાગિયાઓથી વિરુદ્ધ દિશામાં જાય છે. થોડા અંતરે ગયા પછી તે હડી કાઢીને રાગિયાઓ પાસે આવે છે, અને નીચે નમે છે ત્યારે રાગિયા તેની છેલ્લી પંક્તિના શબ્દો પકડીને લાંબા લયે રાગ પુરાવવા લાગે છે. ઉ.દ. તરીકે ગાવાવાળો ગાતો ગાતો હડી કાઢીને રાગિયાઓ પાસે આવીને છેલ્લું ચરણ ''મંડોવરાનો એ...'' બોલે છે કે તરત રાગિયા ! ''એ ઍરિઓમ હેં....'' એ પ્રકારનું ચરણ પકડીને દીર્ઘ લયે ગાવા લાગે છે.

રાગિયા રાગ પુરાવવાનું ચાલુ કરે છે તે સમય દરમ્યાન મુખ્ય ગાયક ગાવાના કાર્યમાંથી થોડો સમય વિરામ પામે છે. આથી તે થાકયા વિના ઘણા લાંબા સમય સુધી ગાઈ શકે છે. જેવા રાગિયા ગાવાનું બંધ કરે છે કે તરત જ અરેલા ગાવાવાળો આગળ આવતી કથાની પંક્તિઓ ગાતો ગાતો રાગિયાઓની વિરૂદ્ધ દિશામાં જવા લાગે છે. આ સમયે રાગિયા આતુર બનીને કથા સાંભળવાનો આનંદ લે છે. ફરીને અરેલા ગાયક હડી કાઢીને નીચે નમે છે ત્યારે તેઓ રાગ પુરાવવાનો આનંદ લે છે. આ પ્રમાણે અરેલાની કથા ગતિ કરતી આગળ વધે છે.



વચ્ચે વચ્ચે ઉંકારિયા (જેઓ રાગિયાઓમાંથી પણ હોય છે અને કથા સાથે ધાર્મિક ભાવનાથી તદ્દરૂપ બનેલા શ્રોતાઓ પણ હોય છે.) 'અંબ્બે.....', 'સબા હો....', 'થારી આઈન સોકાવું', 'ઓવે પાઈ ઓવે' વગેરે ગાયકને શાબાશી આપતાં અને તેની કળાનું સામાજિક ગૌરવ આપતાં વિધાન બોલે છે. આથી ગાયક કથા ગાવા માટે વધુ ને વધુ ઉત્સાહિત થાય છે. અને તેને કથા કહેવાનું શૂર ચડે છે, તેઝ ચડે છે.[૧] પરિણામે તે અરેલાના પ્રસંગોને વિસ્તારીને નાટયાત્મક રીતે રજૂ કરે છે અને શ્રોતાઓ તથા રાગિયાઓને વધુને વધુ કથારસમાં ઝબોળી રસનિમગ્ન કરે છે. ગાયક શ્રોતાઓના મનોવલણનો પારેખ હોય છે. શ્રોતાઓને કયો અરેલો વિશેષ ગમશે તેનો તેને ખ્યાલ હોય છે. આથી જેમાં નૃત્ય, સંગીત અને ધાર્મિક વાતાવરણથી સભર કથા જોડાયેલી છે, તેવો 'ગુજરાંનો અરેલો' ખાસ પસંદ કરે છે. ગીત અને નૃત્યથી સભર 'ઝરમરિયાં' 'ગુજરાનો અરેલો'ના ઉત્તરાર્ધમાં આવતાં હોવાં છતાં શ્રોતા ગીતો ગાવા માટે અને નાચવા માટે ઝરમરિયાં આવવાની રાહ જોતા રાતોની રાતો બેસે છે અને પૂરી ધાર્મિક શ્રદ્ધાથી કથાના પાત્રો સાથે તાદાત્મ્ય સાધીને કથા સાંભળે છે. આથી જ્યારે ગાયક ઝરમરિયાં ગાવાની શરૂઆત કરે છે ત્યારે ગાવા અને નાચવાને આતુર સ્રી-પુરુષો એકદમ ઉત્સાહ અને ઉલ્લાસ સાથે ઊભા થઈ ગાવા અને નાચવા લાગે છે.

## ઝરમરિયાં કે ગીતો ગાવાં

ગુજરાંના અરેલામાં આવતાં ઝરમરિયાં કે 'વડેરાંના અરેલા'માં આવતાં ગીતોનો આરંભ નૃત્ય સાથે સૌથી પહેલાં મુખ્ય ગાયક કરે છે. આ પછી રાગિયા તેને નૃત્યના થેકા લઈને ગીત ગાવામાં મદદ કરે છે, અને સ્રીઓ નૃત્ય કરતી આ ગીતને ઝીલે છે. સ્રી-પુરુષો સામસામે અલગ અલગ પંક્તિઓમાં નૃત્ય કરે છે. જ્યારે ગાવાવાળો નૃત્યની મુદ્રામાં ગીત ગાવા લાગે છે કે તરત જ પુરુષ રાગિયા અને પુરુષ શ્રોતા નૃત્ય કરતા કરતા સાથે ગાવા લાગે છે. જેવું ગાવાનું ચરણ પુરુષો પૂરું કરે છે કે તરત જ સ્રીઓ નૃત્યના થેકા સાથે ગીતને ઝીલે છે. નૃત્યમાં ગીત ગાતાં ગાતાં પ્રથમ બે કે ત્રણ ડગલાં આગળ આવી કમરને અર્ધ વર્તુળાકારે ફેરવી એક લચક આપી, કમરને મૂળ સ્થાને લાવીને બે ડગલાં પાછાં જાય છે. આ રીતે નૃત્ય



ઝરમરિયાં ગાતી વખતે કે ગીત ગાતી વખતે ચાલ્યા કરે છે. કેટલાક શ્રોતા ગુજરાંના અરેલામાં પ્રસંગના ભાવ પ્રમાણે વાંસળી અને ઘોડાલિયું વગાડે છે. આથી ગીત, નૃત્ય અને કથાની ઝમક વધે છે. અને સૌ લોકસમૂહ વધુ ને વધુ નિમગ્ન બનીને વધુ ને વધુ રસ લૂંટે છે. જેવું, ઝરમરિયું પૂરું થાય છે કે તરત જ મુખ્ય ગાયક મૂળ કથા આગળ ચલાવવા 'હે...રા....હે....' ચરણથી શરૂઆત કરે છે. પરિણામે તરત જ રાગિયા અને શ્રોતાઓ પાછા મૂળ સ્થાને ગોઠવાય છે. ગાવાવાળો અને રાગિયા ગાવામાં થાકે નહીં એટલા માટે વચ્ચે વચ્ચે એક બે દારૂની સાખો પણ લે છે.[૨] પરિણામે મુખ્ય ગાયક વધુ નાટકીય બનીને અરેલા ગાવા લાગે છે. અરેલા ગાવાની વિધિ આખી રાત ચાલે છે અને મુખ્ય ગાયક થાકે તો બીજો સહાયક ગાયક તેને ગાવામાં મદદ કરે છે. સહાયક ગાયક આ જ કથાને આગળ વધારે છે.[૩]

આવા પ્રસંગે ગાવાવાળાથી વધુ દારૂ પીવાઈ ગયો હોય અને દારૂના નશામાં અરેલાનો કોઈ પ્રસંગ ગાવામાં ભૂલ કરે તો રાગિયા કે શ્રોતા પરંપરિત કથાના જાણકાર હોવાના કારણે ગાયકની ભૂલ સુધારે છે અને ગાયકને મૂળ કથા તરફ ફરીને ધ્યાન કેન્દ્રિત કરાવે છે. મુખ્ય ગાયક પરંપરાથી ચાલ્યા આવતા અરેલામાં પોતાની રીતે કોઈપણ પ્રસંગ જોડે તો પણ શ્રોતાઓને રસ પડતો નથી. માટે ગાવાવાળો મૂળ કથા જ ગાય છે. સામાન્ય રીતે અરેલા ગાવાની વિધિ મોડી રાતે પૂરી કરવામાં આવે છે. પણ ઘણી વખતે આખી રાત અરેલા ગાવામાં આવે છે. આવા પ્રસંગે રાગિયા થાકે તો બીજા રાગિયા રાગ પુરાવવા બેસે છે અને મુખ્ય ગાયક થાકે તો બીજો સહાયક ગાયક તેને ગાવામાં મદદ કરે છે, અને આ જ અરેલો તે ગાઈને આગળ ચલાવે છે.

ગાવાના પ્રથમ દિવસે મોડી રાતે દેવ-દેવીઓને ખુશ કરવા માટે બકરાનો બલિ ચઢાવવામાં આવે છે. વધુ પ્રમાણમાં લોકસમુદાય ભેગો થયો હોય તો કેટલીક વખતે પાડાનું પણ બલિદાન આપવામાં આવે છે. છેલ્લે ઘેરથી લાવેલા રોટલા અને બલિનો પ્રસાદ આરોગીને લોકસમુદાય વિખરાય છે.[૪]

બીજા દિવસે અરેલામાં રસ ધરાવતો માણસ મુખ્ય ગાયકને અરેલા ગાવા માટે આમંત્રે તો તેના ઘેર અરેલા ગાવા અને સાંભળવા લોકસમુદાય એકઠો થાય છે. આ પ્રસંગે મોડી રાતે ઘરમાલિક પ્રસાદ તરીકે માતર કે ખીચડી બનાવીને



વહેંચે છે. મુખ્ય ગાયકને ખુશાલીમાં ધોતિયું પહેરાવે છે.

દીવાળીના ટાઢા દિવસે સામાન્ય રીતે ગમેતી(મુખી)ના ઘેર અરેલા ગાવા જવાનો રિવાજ છે. આવા પ્રસંગે જો ગમેતી અરેલા સાંભળીને ખુશ થાય તો ગાવાવાળાને લાલ સાફો બંધાવે છે.

## દિવાળી વખતે ગવાતા અરેલા

દિવાળી વખતે ગવાતા પ્રમુખ અરેલાની યાદી આ પ્રમાણે છે :

૧. નવલાખ દેવીઓનો અરેલો (દેવીઓ કે નૉરતાનો અરેલો)
૨. કરમીરાનો અરેલો
૩. મરણનો અરેલો
૪. ગુજરાંનો અરેલો
૫. પોળી પમરૂલીનો અરેલો
૬. દેવોલ ગુજરણનો અરેલો (ખૂતાંના રાઝવીનો અરેલો)
૭. વઝિયા હિરોઈયાનો અરેલો
૮. રણમોલનો અરેલો
૯. ઈડરના રાયપૉણનો અરેલો (હોટી રૉણીનો અરેલો)
૧૦. વડેરાંનો અરેલો
૧૧. ખાતરા ઝાલાનો અરેલો
૧૨. રાજુ કોદવણનો અરેલો વગેરે.

## ગાવાનો પ્રાદેશિક વિસ્તાર

ઉપર જે અરેલાની યાદી આપવામાં આવી છે તે બનાસકાંઠાનો દાંતા પટ્ટો, સાબરકાંઠાના ખેડબ્રહ્મા તાલુકાનો પોશીના પટ્ટો, લાંબડિયા પટ્ટો, દેલવાડા પટ્ટો, ખેડવા પટ્ટો, રાજસ્થાનના ઉદયપુર જિલ્લાનો મામેર પટ્ટો, મારી પટ્ટો, છાવણી પટ્ટો વગેરે પટ્ટામાં અરવલ્લી પહાડના લાક્ષણિક પ્રદેશમાં, જ્યાં ભીલોનો રહેઠાણ વિસ્તાર છે, ત્યાં ગાવામાં આવે છે.[૫]



## દેવિયાવાળાના અને મનખીવાળાના અરેલા

ઉપર મુજબના અરેલામાં આવતા પ્રસંગોમાં બનતી ઘટનાઓમાં આવતા કાળ (સમય)ના નિર્દેશના આધારે ભીલો સમગ્ર અરેલાઓને બે ભાગમાં વહેંચે છઃ (૧) દેવિયાવાળાના અરેલા, અને (૨) મનખીવાળાના અરેલા.

પ્રથમ 'જળુકાર' વખતે ઈંડારૂપી પરમેશ્વરે દેવ-દેવીઓ 'ઊભાં' (ઉત્પન્ન) ક્યાં ત્યાંથી આરંભીને બીજા 'જળુકાર' (પ્રલય)વખતે, પ્રલયમાંથી કરમીરો બચી ગયો તે કાળ સુધીની કથા આલેખતા અરેલાઓને દેવિયાવાળાના અરેલા કહેવામાં આવે છે. આ પ્રમાણે 'નવલાખ દેવીઓનો અરેલો' અને 'કરમીરાનો અરેલો' આ બંને અરેલાની ગણના દેવિયાવાળાના અરેલામાં કરવામાં આવે છે. આ ઉપરાંત કેટલાક ગાયક 'મરણનો અરેલો' અને 'ગુજરાંના અરેલા'ની ગણના પણ દેવિયાવાળામાં કરે છે. દેવિયાવાળાના અરેલાઓને 'સતઝુગના અરેલા' પણ કહેવામાં આવે છે.

આ પછી ગાવામાં આવતા અરેલાઓની ઘટનાઓ બીજા 'જળુકાર' પછી મનુષ્યો 'ઊભા' (ઉત્પન્ન) થયા એ સમયે બની હોવાની માન્યતાને કારણે આ પ્રકારના અરેલાને મનખીવાળાના અરેલા કહેવામાં આવે છે. મનખીવાળાના અરેલાઓને 'કળઝુગના અરેલા' પણ કહેવામાં આવે છે. મનખીવાળાનો છેલ્લો અરેલો રાજુ કોદરવણનો ગણવામાં આવે છે. આ અરેલાના પ્રસંગો છપ્પનિયા કાળ પહેલાં બન્યા હોવાની માન્યતા છે. રાજુ કોદરવણના વંશજો અત્યારે પણ જીવે છે. રાજુ કોદરવણના અરેલા પછી બીજો કોઈ નવો અરેલો હજી સુધી રચાયો નથી. ગાવાવાળો નવો અરેલો બનાવીને ગાય તો બહુજન-સમાજ તેને સ્વીકારતો નથી અને અરેલો આગળ પ્રસારણ પામતો નથી.

## અરેલાનો મુખ્ય ગાયક (ગાવાવાળો), રાગિયા અને શ્રોતાઓ

લોકસાહિત્યનાં બીજાં સ્વરૂપોની માફક 'અરેલા' પણ ગાયક દ્વારા રજૂઆત કરવાનું પરંપરિત કંઠસ્થ કલાત્મક સ્વરૂપ છે. ગાયકના માનસમાં કથા પરંપરિત રીત પહેલેથી જ પડેલી હોય છે, છતાં ગાયક શ્રોતાઓ અને રાગિયાઓને સંભળાવવા કથા ગાતો હોય છે. આથી કથા લાંબું સ્વરૂપ લેશે કે ટૂંકું સ્વરૂપ લેશે અને તે કેવો



કલાત્મક આકાર ધારણ કરશે, એ બાબત શ્રોતાઓના મનોવલણો પર આધાર રાખે છે. શ્રોતાઓને કથા સાંભળવામાં અને રાગિયાઓને રાગ પુરાવવામાં રસ પડે તો તેઓ ગાવાવાળાને 'સબ્બા હો', 'ઓવે પાઈ ઓવે', 'થારી આઈ સોકાવું' જેવાં ઉત્સાહવર્ધક વાકયાંશો બોલીને ગાયકને કથા ગાવા માટે વધુ ને વધુ ઉત્સાહિત કરે છે.

અરેલા ગાવાવાળાની સામે હંમેશાં તેના શ્રોતા રહે છે. તેઓ અરેલા સાંભળે છે અને અરેલા ગાવામાં મદદ પણ કરે છે. તેઓ અરેલામાં આવતી કથાઓ, વર્ણનો અને તેમાં છતી થતી સમાજની પરંપરાઓથી તથા એક પછી એક આવતી કથાની ઘટનાઓથી પરિચિત હોય છે. આ કથાઓમાં આવતાં પાત્રો સાથે તેમની ધાર્મિક શ્રદ્ધા જોડાયેલી હોય છે. આથી મુખ્ય ગાયક આ પરંપરિત કથાઓમાં ભળતું કે જુદું કંઈ પણ જોડે કે પોતાની કલ્પનાથી કોઈ નવો અરેલો બનાવે તો શ્રોતાઓનું માનસ તે બાબતો સ્વીકારતું નથી, અને તેમને અરેલા સાંભળવામાંથી રસ ઊડી જાય છે. આથી રાગિયા તેને રાગ પુરાવવામાં મદદ કરતા નથી અને રાગિયા વિના કથા આગળ વધી શકતી નથી.[૬] અરેલાના શબ્દોમાં ફરક પડે તો ચલાવી લેવાય છે પરંતુ કથામાં ફરક પડે તો એકઠો થયેલો સમાજ સ્વીકારતો નથી.[૭] આથી પણ દેવિયાવાળાના અરેલાનાં પાઠાંતરે જવલ્લે જ મળે છે.

'ગુજરાંનો અરેલો', 'દેવીઓનો અરેલો', અને 'કરમીરાનો અરેલો' વગેરે અરેલા ધાર્મિક હોવાના કારણે શ્રોતાઓ અદબ પાળે છે. જેથી ધાર્મિક અરેલાની રજૂઆત અત્યંત ભાવાત્મક અને શક્તિશાળી હોય છે. શ્રોતા ધાર્મિક ભાવોથી વશ થયેલા હોવાથી ગાયક અરેલાના ભાવો પ્રમાણે વધુ નાટકીય બનીને પ્રસંગોને વિસ્તારીને અરેલા ગાય છે. ગાયક પરંપરાનો વાહક, લોકસંગીતનો સાધક તથા એક નટ હોવાના કારણે 'ગુજરાંનો અરેલો', જેવા ધાર્મિક અરેલામાં ભોજો તોરણ સબાવે છે તે પ્રસંગને તલવાર મારવાનો અભિનય કરીને, ભૂખિયાદેવી ગુજરાંનાં માથાં કાપે છે તે પ્રસંગને આંસુ સારવાનો અભિનય કરીને રજૂઆત કરે છે. આ અભિનયની અસર શ્રોતાઓ ઉપર પણ પડે છે. આથી શ્રોતાઓ ગાયકની વીર પ્રસંગની રજૂઆતથી ઓજનો ભાવ અનુભવે છે, અને કરુણ રસથી વશીભૂત બનીને રડવા લાગે છે. આમ અરેલાનો ગાયક પોતાની કંઠસ્થ ગેયકળાને શ્રોતાઓની

વચ્ચે રહીને શણગારે છે. આથી શ્રોતાઓનાં મનોવલણોનો પ્રભાવ તેની કથનકળા પર અવશ્ય પડે છે.

કથાનું સ્વરૂપ ઘડવામાં શ્રોતાઓનાં મનોવલણો ભાગ ભજવે છે તેવી રીતે કથાને મૂળ સ્વરૂપે બહાર લાવવામાં ગાયકનાં પોતાનાં મનોવલણો પણ ભાગ ભજવે છે. ગાયકના જીવનના કોઈ સારા-નરસા પ્રસંગો, તેની બીમારી અને તેની ઉંમર પણ કથાના રૂપને શ્રોતાઓ સન્મુખ મૂકવામાં ભાગ ભજવે છે. જો તે જીવનના ખરાબ પ્રસંગથી વશીભૂત થયો હશે, કે બીમાર હશે કે તેની ઉંમર એંસી વર્ષની આજુબાજુની હશે તો તેના દ્વારા રજૂઆત પામેલા અરેલાનું રૂપ પ્રભાવશાળી રહી શકશે નહીં. આવા કથારૂપમાં વિસ્તાર હોતો નથી. આમ અરેલાનો ગાયક અને શ્રોતાઓ-દર્શકો એકબીજા સાથે માનસિક રીતે જોડાયેલા હોય છે, અને બંનેનાં મનોવલણો અરેલાના કલાત્મક સ્વરૂપને પ્રગટ કરવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

આમ વાહકના મનમાં રહેલા અરેલાના પ્રગટીકરણ અને પ્રસારણમાં શ્રોતાઓનો સામાજિક સ્વીકાર અને પ્રસારણ પામતી કથાઓમાં તેમની ધાર્મિક શ્રદ્ધા, સમાજની પરંપરાઓમાં વિશ્વાસ અને તેમાં આવતી ઘટનાઓ અને પાત્રોને સાચાં જ માનવાની આસ્થાએ જ અરેલાને અત્યાર સુધી જીવતો રાખ્યો છે.

## અરેલાનો રચનાકાળ

સૌથી પહેલાં અરેલો કયારે રચાયો હશે ? લોકસમુદાય એકઠો થઈને રચ્યો હશે કે વ્યક્તિગત રીતે અરેલાની રચના થઈ હશે ? આવા પ્રકારના પ્રશ્નોના ઉત્તર આપવાનું કામ અહીં મુશ્કેલ છે. અરેલા ગાવાવાળાઓનું કહેવું છે કે અરેલા ઊભા થયે જુગ પસાર થઈ ગયા. અમે સતજુગથી અરેલા ગાતા ગાતા આવીએ છીએ.[૯] સૌ પ્રથમ જળુકાર સમયે પૃથ્વી પર પોતાની નિશાનીઓ કાયમ માટે રહે એટલા માટે સૌ દેવ-દેવીઓને નવાઈ પમાડે એવા નોરતાંની રચના કરીને તેમાં ભાગ લઈને નવલાખ દેવીઓ રમી. આ નૉરતાની નવીનતા જોઈને આશ્ચર્ય પામેલા ભોળા ભીલે સતજુગમાં સૌથી પહેલાં દેવીઓનો અરેલો ગૂંથ્યો એમ તેઓનું કહેવું છે.

સૌથી પહેલાં એક વ્યક્તિએ જ અરેલા રચ્યા હશે એવું પણ તેઓનું કહેવું



છે. એક ગાયક ભાવાવેશમાં આવીને કહે છે કે, ''ધન્ય છે તે ગૂંથનારાને કે જેણે આવા અરેલા ગૂંથ્યા !'' મોટાભાગના અરેલા ગાયકોનું કહેવું છે કે સૌથી પહેલાં એક માણસે અરેલા ગૂંથ્યા હશે. તેણે પછી સમૂહ એકઠો થયો હશે ત્યારે ગાયા હશે. આ અરેલા લોકોને ગમ્યા હશે. પછી તેને સાંભળીને બીજાએ ગાયા હશે અને એ રીતે આખા પટ્ટામાં અરેલા ફેલાયા હશે.

અરેલાના ગાયક ગીતોના ગાયકની માફક ઘેર ઘેર જોવા મળતા નથી. બે-ચાર ગામો વચ્ચે એક સારો ગાયક મળે છે. આખા સૂડા (આઠ દસ ગામોનો સમૂહ)માં બે થી ચાર ગાયકોથી વધુ સારા ગાયકો મળતા નથી. આથી પણ એવો તર્ક કરી શકાય કે સૌથી પહેલાં અરેલા વ્યક્તિગત રીતે રચાયા હશે અને પછી આખા સમાજમાં પ્રસર્યા હશે.

## અરેલાનું ભાવવિશ્વ

આગળ દર્શાવેલા દેવિયાવાળાના પ્રાચીન અરેલા એક પૂરા પ્રદેશની ધાર્મિક આસ્થામાંથી ઊભા થયેલા હોવાના કારણે અને તેમાં બનતી ઘટનાઓને અને પાત્રોને સાચે સાચ થઈ ગયેલાં માનવાની દઢ શ્રદ્ધાને લીધે અભ્યાસીઓએ આ પ્રકારના અરેલાઓને ગેય પુરાકલ્પનકથાઓ કે 'મિથ' કહેવી હોય તો કહી શકાય. જ્યારે મનખીવાળાના અરેલામાં બનતી ઘટનાઓ અને પાત્રો નજીકના ભૂતકાળમાં બની ગયેલાં હોવાના કારણે આ પ્રકારની કથાઓને ઇતિહાસ કે દંતકથાઓ કહેવી હોય તો ભલે કહે, પરંતુ આ સમાજમાં આવા શબ્દસમૂહો પ્રચલિત ન હોવાથી સમાજ અને સંસ્કૃતિના સંદર્ભે જે શબ્દસમૂહો પ્રચલિત છે, અને જે તેમના ધાર્મિક જીવનના દ્યોતક છે તે 'દેવિયાવાળા' અને 'મનખીવાળા' શબ્દોસમૂહો જ કાયમ રાખવા યોગ્ય ગણાશે.

દેવિયાવાળાના અરેલાની કથાઓ આદિમકાળ કે પ્રાગૈતિહાસિક કાળથી પરિવર્તિત થતી આવતી હોવાનો તર્ક નકારી ન શકાય. ભીલોના ભૂત કાઢવાના મંત્રોમાંથી અને ગવાતી રેડીમાંથી પરિવર્તિત થઈને આવેલા દેવિયાવાળાના અરેલામાંની કથાઓ વિશ્વની ઉત્પત્તિ, દેવી-દેવીઓની ઉત્પત્તિ, જીવસૃષ્ટિ અને વનસ્પતિ સૃષ્ટિની ઉત્પત્તિની તથા તેની અલગ અલગ વિચિત્રતાઓ તથા



રહસ્યોની વ્યાખ્યા કરે છે. અરેલાની આ કથાઓ સૃષ્ટિના આદિમયુગની વાસ્તવિકતાની વ્યાખ્યા કરે છે.

ફ્રેઝર માનવ સંસ્કૃતિ માત્રના વિકાસને ત્રણ યુગોમાં વિભાજિત કરે છે : જાદુનો યુગ, ધર્મનો યુગ અને વિજ્ઞાનનો યુગ.

જાદુના યુગમાં મનુષ્ય પ્રકૃતિની સજીવતામાં વિશ્વાસ કરતો હતો. આ આદિમ સમયના વિશ્વાસના કારણે જ ભીલોની પૃથ્વી કે વિશ્વની ઉત્પત્તિ કથાના મંત્રો, દિવાળી સમયે ગવાતો નવલાખ દેવીઓનો અરેલો અને આ કથાનો આધાર લઈ યોજવામાં આવતું નૉરતાનું નાટ્યનૃત્યસ્વરૂપ અનુષ્ઠાન અસ્તિત્વમાં આવ્યું છે. પ્રકૃતિની સજીવતાના વિશ્વાસના કારણે જ ભૂત કાઢતી વખતે અને રેડી ગાતી વેળાએ બોલાતા પૃથ્વીની ઉત્પત્તિ વિષયક મંત્રોમાં, નૉરતાના ભજવાતા કથાત્મક નૃત્યમાં, દિવાળી પ્રસંગે ગવાતા નવલાખ દેવીઓના અરેલામાં, કરમીરાના અરેલામાં અને ગુજરાંના અરેલામાં દેવ-દેવીઓ અને માનવોના અદ્‌ભુત કાર્યોના વર્ણનની સાથે સાથે વાસંગ (વાસુકિનાગ), નોળિયો, માછલી, સાલોર ગાય જેવાં જલચર અને ભૂચર પ્રાકૃતિક જીવોનું માનવીકરણ થયેલું છે, અને જરૂર પડે માનવો જેવા ક્રિયાકલાપ કરતાં આ સૃષ્ટિનાં નિસર્ગતત્ત્વો, દેવ-દેવીઓ અને માનવોને ચમત્કારિક રીતે સહાય કરે છે. પ્રકૃતિની સચેતનાના વિશ્વાસના કારણે જ પૃથ્વીની ઉત્પત્તિકથાના મંત્રોમાં ઈંડામાંથી જળુકાર ભગવાન કે ઈંડારૂપી પરમેશ્વર જન્મે છે. નવલાખ દેવીઓના અરેલામાં નોળિયો વાસુકિનાગની ફણામાં રહેલાં એંદુઆ વડનાં બીજ લાવવામાં દેવીઓને મદદ કરે છે. આ વિશ્વાસના કારણે જ કરમીરાના અરેલામાં કરમીરા ધોબીને માછલો થનાર પ્રલયની કથા કહે છે, અને તેને પ્રલયમાંથી બચાવે છે. ગુજરાંના અરેલામાં આ જ વિશ્વાસના કારણે સાલોર (ગાય) ડોશીનું રૂપ લઈને ભોજાને પ્રસન્ન થાય છે.

અરેલાની કથાઓમાં પ્રકૃતિ તત્ત્વોના માનવીકરણની સાથે માનવનું પણ પ્રકૃતિકરણ થયેલું જોઈ શકાય છે. આ પ્રકૃતિકરણ માનવપાત્રોને વિરાટતા પ્રદાન કરે છે. પૃથ્વીની ઉત્પત્તિકથામાં ઉમિયા સાત પાતાળ નીચે રહેલા વાસુકિનાગની ફણામાં રહેલાં પૃથ્વીનાં બીજ માનવ જેવા રૂપથી પ્રાપ્ત કરી શકતી નથી. આથી તે જળમાં કાચબીનો વેશ લઈને પૃથ્વીનાં બીજ પ્રાપ્ત કરે છે. અહીં ઉમિયાનું



પ્રકૃતિકરણ થયેલું જોઈ શકાય છે. કેટલીક વખતે લોકનાયકોના ચરિત્રોમાં માનવીના પ્રકૃતિકરણને લીધે લોકોત્તરતા કે દિવ્યતાનો પક્ષ એટલો બળવાન બની જાય છે કે જેથી આ લોકનાયકો જ લોકોત્તર અવતારો બની જાય છે, અને તેઓ સ્વયં પ્રાકૃતિક શક્તિઓનું નિયમન કરે છે. આ પ્રકૃતિના માનવીકરણના લીધે જ ગુજરાંનાં અરેલાનો લોકનાયક ભોજો, કેશર ઘોડી પર બેસીને સ્વર્ગ સુધી ઊડી શકે છે અને તેની મૂછની તાકાતથી ઉછાળેલા દારૂથી વૈકુંઠનું સિંહાસન ડોલવા લાગે છે, અને ગળીઓકોટમાં દારૂના મેઘ વરસવા લાગે છે. સામૂહિક લોકકલ્પનામાં રહેલા માનવીના પ્રકૃતિકરણને લીધે જ મહાન લોકનાયકો સ્વયં પ્રાકૃતિક શક્તિઓ બની જાય છે, અને તેમનું એટલી હદ સુધી પ્રકૃતિકરણ અને ઉદાત્તીકરણ થઈ જાય છે કે તેઓ સ્વયં દેવતા બની જાય છે. તેમના આ ગુણના કારણે ભીલોના જળુકારના દેવતા કાળા–ગોરા ભેરવના સ્થાને દેવતાનું રૂપ ધારણ કરીને મેહો અને ભોજો બિરાજે છે અને દેવરાના મંદિરમાં સ્થાન પામે છે. માનવીના પ્રકૃતિકરણને લીધે દિવ્યતા પ્રાપ્ત કરેલા અને ફૂલમાંથી જ પ્રગટેલા દેવનારાયણ ગાયોની મદદથી ગુજરોનું વેર લે છે અને તેઓ ભીલોના દેવરાના મંદિરમાં જળુકાર ભગવાનના સ્થાને દેવરાનો ઠાકોર બનીને વિરાજે છે. આમ દેવિયાવાળાની કથા(પુરાકલ્પનકથા) નવા નવા યુગોની સામૂહિક આસ્થાને ઝીલતી આગળ વધે છે.

ભીલોના મંત્રોની એક એ વિશેષતા છે કે, તેમાં આવતા શબ્દો સ્વયં વસ્તુ અથવા ક્રિયા બની જાય છે. ઈંડારૂપી પરમેશ્વરે મનમાં બહાર આવવાની ઇચ્છા પ્રગટ કરી અને જળ ઉપર કમળ પ્રગટ્યું. ભગવાનના મુખમાંથી અમી છૂટ્યું અને ઉમિયા બની ગઈ. ઉમિયાએ કહ્યું મારો પતિ શોધ અને ભગવાને શિવ પેદા કર્યો. આ મંત્રોમાં શબ્દ પર અધિકાર સ્વયં વસ્તુ પર અધિકાર છે. અહીં બોલવાનો અર્થ છે, થઈ જવું. આમ બોલવાની સાથે થઈ જવાની ક્રિયામાં જ ભીલોના મંત્રો અને અનુષ્ઠાનોનાં મૂળ જોઈ શકાય છે. ભૂત કાઢતી વેળાએ આ પૃથ્વીની ઉત્પત્તિ વિષયક મંત્રકથા બોલવાની સાથે થઈ જવાની શ્રદ્ધા સાથે બોલાય છે. આ મંત્રો સાથે જે તે દુઃખ દૂર થવાની આસ્થા પ્રગટ થાય છે. આથી ઢુહલાના વિશિષ્ટ સંગીત સાથે રેડીને ગાવામાં આવે છે. ભોપા દ્વારા ગુહ્ય મંત્રોનું ઉચ્ચારણ કરવામાં



આવે છે. આથી ભોપો કે બીમાર માણસ વિશિષ્ટ પ્રકારનો આવેશ અનુભવે છે. તેનામાં સ્વયં દેવતા અથવા કોઈ અલૌકિક શક્તિએ અવતરણ કર્યું હોય એવું અનુભવે છે. આ દેવતાની અલૌકિક શક્તિ દ્વારા અને રેડીમાં ગવાતા દેવ-દેવીઓના કરેલા કાર્યોના મહિમા દ્વારા તાત્કાલિક રોગનું નિવારણ થતું હોય એવું બીમાર માણસ દેવી-દેવતાઓ તરફની પ્રગાઢ આસ્થાના કારણે માને છે. આ વખતે ભોપા દ્વારા કરવામાં આવતું અનુષ્ઠાન આ આસ્થાને વધુ પ્રગાઢ બનાવે છે. ભોપા દ્વારા ગાવામાં આવતી નવલાખ દેવીઓની આ રેડી નૉરતાના અનુષ્ઠાનમાં નાટ્યનૃત્ય દ્વારા દેવ-દેવીઓનું મૂર્તિમંત રૂપ ધારણ કરે છે. પરિણામે નૉરતામાં ભાગ લેનારા ભોપા એવું અનુભવે છે કે તેમનામાં જે તે દેવી-દેવતાનું અવતરણ થયું છે. આથી તેઓ જે તે દેવતા અથવા દેવીઓ બની જાય છે. અદશ્ય શક્તિ તરફનું તેમનું આ તાદાત્મ્યીકરણ તેમને જે તે દેવ-દેવીઓ બનાવે છે, અને જેટલા સમય સુધી આ ભોપા જે તે દેવી-દેવતાઓના વેશ કે મહોરાં પહેરી રાખે છે એટલા સમય સુધી તેમનામાં અલૌકિક શક્તિ કે દેવતાનું અવતરણ થાય છે. આથી તેમના બોલવા માત્રથી ગામના માણસોમાંથી અને પશુમાંથી રોગનું નિવારણ થતું હોય એવું આખો સમાજ, દેવ-દેવીઓ તરફની ગાઢ શ્રદ્ધાને લીધે માને છે. તેમનું આ કાર્ય નવ દિવસ પછી પાડાનો ભોગ આપીને કરવામાં આવતા અનુષ્ઠાનથી વધુ પૂર્ણ બને છે, અને આ નૉરતાનું નાટયનૃત્ય મૂર્તિમંતરૂપ દિવાળી વખતે નવલાખ દેવીઓના અરેલાનું રૂપ ધારણ કરે છે. આથી અરેલામાં આવતી આ નવલાખ દેવીઓની કથા દિવાળી સમયે આખો સમાજ સાચી માનીને પૂર્ણ આસ્થાથી સાંભળે છે.

આમ ભીલોમાં પ્રચલિત અરેલા એ જિજ્ઞાસાની તૃષ્ટિ મેળવવાનું કે કથા શ્રવણ કે નૃત્યનો આનંદ મેળવવાનું સાધન માત્ર નથી. પરંતુ સમાજના મહત્ત્વના વ્યવહારોને કાર્યશીલ બનાવવાનું શક્તિશાળી માધ્યમ છે. સમાજની વાસ્તવિકતા સાથે જોડાયેલા અરેલાનો ઉત્સવ, અનુષ્ઠાન અને વિશ્વાસ સાથે ઘનિષ્ઠ સંબંધ છે. પરિણામે તે પરિવાર અને સમાજ વચ્ચે એકતા સ્થાપે છે. આમ અરેલાનો મહત્ત્વનો ઉદ્દેશ્ય પ્રચલિત જીવન પ્રણાલીનું સમર્થન અને સંરક્ષણ છે.[૯]



## સંદર્ભ

૧. ગુજરાંના અરેલાના મુખ્ય ગાયક ગમાર જીવાભાઈ ઝાલાભાઈ કહે છે, ''ઉંકારિયા બોલે એતણ અરેલા ગાવાનું હૂર સરે, તેઝ સરે!''

૨. દારૂ પીવાના અનુસંધાને ગમાર જીવાભાઈ ઝાલાભાઈ કહે છે, ''અરેલામાં દારૂ સોભે ખરો!''

૩. લગ્ન ગીતો, ગોઠિયાનાં ગીતો, વધામણાંનાં ગીતો અને ગોરનાં ગીતો ગાતી વખતે એક ગાયક ગીત ગાતો હોય ત્યારે બીજો ગાયક ગાઈ રહેલા ગાયકનું ગીત વચ્ચેથી કાપીને બીજા ગીતનો આરંભ કરી શકે છે. તેનો વિરોધ કરવામાં આવતો નથી. 'અરેલા' અને તંબૂરાના ભજનોમાં એવું થઈ શકતું નથી. શ્રોતાઓની ધાર્મિક શ્રધ્ધાને આઘાત ન પહોંચે અને તેઓ રસભંગ ન થાય માટે મૂળ અરેલો કે ભજન જ આગળ વધારવામાં આવે છે. વચ્ચેથી બીજો અરેલો કે ભજન શરૂ કરવામાં આવે તો શ્રોતા અકળાઈ ઊઠે છે.

૪. જો અરેલા ગાયકની પહોંચ બકરો મારવાની ન હોય તો ચોખાની ખીચડી, ગોળ અને ઘી કે ઘઉં, ગોળ અને ઘીનું માતર બનાવીને ભેગા થયેલા માનવ સમુદાયને પ્રસાદ તરીકે વહેંચે છે.

   પહેલાં અરેલા ગાવામાં આવતા એટલા દિવસ બકરા કે પાડાનો ભોગ આપવામાં આવતો પરંતુ અત્યારે આ રિવાજ ઘસાઈ ગયો છે. અત્યારે તો દીવાળીના ટાઢા દિવસે જ બકરો મારવામાં આવે છે.

   પશુને ભોગ આપવાના અનુસંધાને મુખ્ય ગાયક કહે છે, ''બકરા-વાતરિયાનો ભોગ આલીએ તો દેવ-દાંણીગર ખુસ રહે, નેં આલીએ તો કણો રોગ પેંહી ઝાય.''

૫. આ સિવાય પણ અડખે પડખે વસતા ગરાસિયા પણ બોલી ફેર સાથે ઉપર પ્રમાણેના અરેલા ગાય છે.

૬. જીવાકાકા કહે છે, ઝૂના અરેલામાં આપું નવું બનાવીને ગાઈએ તો કોઈ આ વાત મૉનતું નહીં. અરેલો રાસી થઈ ઝાય. અરેલો ગાવાવાળાને ઝૂઠો હેં, લુસ્સો હેં એંમ



કેંવામાં આવેં. ઝે ગવાતું એં એસ ગવાય. અરેલાની વૉણી બદલાય પણ કૉણી (કહાની–કથા) તો એસ આવવી ઝોઈઝે.''

૭. સાબરકાંઠાના ખેડબ્રહ્મા તાલુકામાં ગવાતા અરેલાનું રૂપ :

''રેંડાં પાડાં રોકવાની ઊમા આવી હેં બાપા!''

બનાસકાંઠાના દાંતા તાલુકામાં ગવાતા અરેલાનું રૂપ :

''રેંડાં પાડાં રોકવાની ઊસ આવી હેં રૉણા બાપા!''

૮. અરેલાના મુખ્ય ગાયક જીવાભાઈ ઝાલાભાઈ સૌથી પહેલાં અરેલા ક્યારે રચાયા અને કોણે રચ્યા તેના વિષે આ પ્રમાણે કહે છે, ''કોઈ વરતારા વહી ગા હેં, તે એંણા વરતારાંમાં સતઝુગહા અરેલા ગાતા ગાતા આવીએ. પૉણ પેંલો અરેલો કેંણે ઊપો કરો, એ નકી નેં કેંવાય. અરેલા ગઠનારાન ધન હેં કે એંણાએ આવા અરેલા ગઠા. અમે ઝૉણીએ એવું કઈએ. પોવીનું રસિયાંણ થું. પેસ નવલાખ દેવીઓ દેવિયાવાળામાં નૉરતું રમી, ઑણા નૉરતાન ઝોઈન પોળા પીલરે અરેલો ગઠો. પેસ રાટિયા–ધારિયા પીલે પૂસ એરતાં એરતાં મતર–તતરમાં અરેલો અગળ કાઢો. પૂસ એરતાં આજે પૉણ અમે દેવીઓની નવલાઈનો મતર બોલીએ અનં ઑણી દેવીઓએ દેવિયાવાળામા ઝે નકટો કરો, નવલાઈ કરી–ઑણા ઝુગહા ઝોતા આવા હૈયે. એતણ આઝ પૉણ નૉરતું રમીએ નં રાઈઓ (દેવીઓ) બણીએ.''

૯. અરેલાના સ્વરૂપની ચર્ચા આ સંપાદકનાં પુસ્તકો 'અરવલ્લી પહાડની આસ્થા'નો પૃથ્વીની ઉત્પત્તિકથાનો મંત્ર, 'ડુંગરી ભીલોના દેવિયાવાળાના અરેલાઃ નવલાખ દેવીઓ અને કરમીરો'ની કથા અને અહીં સંપાદિત 'ડુંગરી ભીલોનો ગુજરાંનો અરેલો'ના આધારે કરી છે.



# અરેલાનો સ્થાનિક સંદર્ભ

## માહિતીનું સ્થળ

અહીં નિદર્શન માટે રજૂ કરેલ 'ગુજરાંનો અરેલો' એ સાબરકાંઠાના ખેડબ્રહ્મા તાલુકાના બહેડિયા ગામમાંથી ધ્વનિમુદ્રિત કરેલો છે. ઉંબરવા પાટ (મૂળ) ગામમાંથી ગમાર ગોત્રના આદિવાસીઓએ આ ગામ વસાવેલું. આશરે ત્રણસો વર્ષ પહેલાં આવેલા તેમના વડવાઓએ દુકાળિયા વહેળાના કિનારે આવેલા બહેડાના વૃક્ષ નીચે સૌથી પહેલાં 'ડેરો' ઉતારી વિરામ કર્યો હોવાના કારણે આ ગામનું નામ બહેડિયા પડ્યું છે, એવું ગામજનો કહે છે. સ્થાનિક બોલીમાં આ ગામ 'બૅરિયા'ના નામથી ઓળખાય છે.

બહેડિયા ગામ, ખેડબ્રહ્મા કેન્દ્રથી રાજસ્થાનના મામેર ગામ જતી પાકી સડક પર ઉત્તરે દસ કિ.મી. દૂર આવેલું છે. વરતોલ ગામથી બહેડિયા ગામ જતાં બસમાં 'ડેગરું'ના ટેકરા પાસે ઊતરીને ઉત્તર-ઈશાન તરફ પગદંડીએ જતાં કંપાવાળું વહેળું પસાર કરીને આ ગામમાં પહોંચી શકાય છે.

ગામમાં પ્રાથમિક ગુજરાતી પ્રાથમિક શાળાઃ૧ અને ૨ નાં પાકાં મકાન આવેલાં છે. ગામની પૂર્વમાં બહેડિયા ગામનું તળાવ, પશ્ચિમમાં દુકાળિયું વહેળું, ઉત્તરમાં નાળેરો ડુંગર અને દક્ષિણમાં ડેગરુનો ટેકરો આવેલો છે. બહેડિયાથી છ કિ.મી. દૂર આવેલા મામેર ગામથી રાજસ્થાનના ઉદયપુર જિલ્લાની હદ શરૂ થાય છે. આખું ગામ અકેન્દ્રિત રીતે આઠ કિ.મી.ના વિસ્તારમાં છૂટાં છવાયાં ખોલરાં(ઝૂંપડાં)માં વિસ્તરેલું છે. ઊંચા સ્થળે આવેલાં ઝૂંપડાંને 'ઉપલો ફળો' અને તેનાથી નીચલા સ્થળે આવેલાં ઝૂંપડાંને 'નેસલો ફળો' કહેવામાં આવે છે. ગામમાં ગમાર ગોત્રના ડુંગરી ભીલો વસે છે.



## અરેલાનો મુખ્ય ગાયક (અરેલા ગાવાવાળો)

આ ગામના વતની ગમાર જીવાભાઈ ઝાલાભાઈ પાસેથી દિવાળીના સમયે ૧૯૮૩માં ગુજરાંનો અરેલો ધ્વનિમુદ્રિત કર્યો. તે સમયે તેઓની ઉંમર સિત્તેર વર્ષની હતી. ઉંમરના કારણે તેઓએ કેટલાક દાંત ગુમાવ્યા હતા. ૧૫ જુલાઈ, ૧૯૮૭ના પ્રાંતઃકાળે રાજસ્થાનના દાંતડ ગામમાં રહેતા પોતાના પુત્ર લીંબાભાઈને મળવા જતાં પોતાના ઘર પાસે આવેલું દુકાળિયું વહેળું પસાર કરીને પોતાના જ ખેતરમાં બેશુદ્ધ થઈને પડતાંની સાથે જ તેમનું નિધન થયું હતું.

ઉપર મુજબના અરેલા સિવાય પણ આ જાતિમાં પરંપરિત રીતે ગવાતા ‘વજિયા હિરોઇયા’ સિવાયના બધા જ અરેલા તેઓને કંઠસ્થ હતા. જીવાભાઈ આ અરેલા પરંપરામાંથી, તેમના પિતા ઝાલાભાઈ અને દાદા વાલાભાઈ પાસેથી શીખ્યા હતા.

જીવાભાઈનો કંઠ કેળવાયેલો અને મીઠો હતો. સિત્તેર વર્ષની ઉંમરે પણ અનેક રાતો સુધી પૂરતા ઉત્સાહ અને ઉમંગ સાથે હડીઓ કાઢીને અરેલા ગાઈ શકતા હતા. તેઓએ પૂરી આત્મીયતાથી કથા સાથે તન્મય બનીને ‘ગુજરાંનો અરેલો’ ધ્વનિમુદ્રિત કરાવ્યો હતો. નિરક્ષર હોવા છતાં કંઠસ્થ ગેય અને કથ્ય સાહિત્યના માહેર હતા. જીવાભાઈ અરેલા ઉપરાંત લગ્નગીતો, ગોરનાં ગીતો, બાધાનાં ગીતો, ગોઠિયાનાં ગીતો અને કૉણીઓ(લોકવાતો)ના જાણકાર હતા. બાર માસ સુધી જુદા જુદા વિષય પર ગાઈ શકે એટલી બધી પરંપરિત સમૃદ્ધ કંઠસ્થ સંપત્તિના સ્વામી હતા.

તેઓ ગોરાયું (ઘોડાલિયું), વાંસળી જેવાં સુષિર વાદ્યો, ઢોલ, સાંગ, કૂંડી જેવાં ચર્મ વાદ્યો પણ તન્મયતાથી વગાડી જાણતા હતા. આ ઉપરાંત તેઓ ‘મડલા’ના ખાસ ભોપા હતા. જીવાભાઈ ઊંચા હાડના, શ્યામ વર્ણના, નિખાલસ સ્વભાવના પ્રેમાળ માહિતીદાતા હતા.

જીવાભાઈના સાંસારિક જીવનની વિશેષતા એ હતી કે તેમના વૈયક્તિક જીવનમાં બાર પત્નીઓ આવી અને ચાલી ગઈ. પરિણામે તેઓ અનેક સંતાનોના પિતા હતા. આમ છતાં નાજૂરી અને હુઝકી નામની તેમની પત્નીઓએ છેક સુધી સાથ નિભાવ્યો હતો.



બહેડિયામાં જીવાભાઈનું ઘર દકાળિયા વહેળાના પશ્ચિમ કિનારે ‘કાળી કાકોર’ ઉપર આવેલા ખૈરાંના દેવરા પાસે આવેલું છે. તેમના ખોલરાથી પશ્ચિમ દિશા તરફ ‘ધપસામાતા’નું સ્થાનક છે. ધપસામાતા તેઓની ગોત્રદેવી છે. ઘરથી થોડે દૂર બહેડાનું પુરાણું વૃક્ષ છે જ્યાં તેઓના પૂર્વજોએ સૌથી પહેલાં ડેરો ઉતાર્યો હતો.

### સહાયક

અરેલાના મુખ્ય ગાયકમાં વિશ્વાસ જગાવી સંબંધ સ્થાપી આપનાર ગમાર નેતાભાઈ દેવાભાઈ આ જ ગામના વતની છે. આ કાર્ય સમયે તેમની ઉંમર ૩૫ વર્ષની હતી. મુખ્ય માહિતીદાતાના કાર્યને ગૌરવ કરી તેઓને વધુ ઉત્સાહિત કરનાર બીજા સહાયક ગમાર થાવરાભાઈ એ જીવાભાઈના જ પુત્ર છે. આ સમયે તેમની ઉંમર ૨૮ વર્ષની હતી. બંને સહાયકો મિલનસાર સ્વભાવના છે. અલબત્ત ધ્વનિમુદ્રણના કાર્યમાં બધા દિવસો સુધી હાજર રહી શક્યા નહોતા.

### મુખ્ય રાગિયો

અરેલાના મુખ્ય ગાયકને ગાવામાં સહાય કરનાર મુખ્ય રાગિયા તરીકે કામ કરનાર ગમાર રાયચંદભાઈ હતા. તેઓ અરેલા ગાયકના પુત્ર છે. આ કાર્ય સમયે તેઓની ઉંમર ૪૫ વર્ષની હતી. તેઓનું ‘ખોલરું’ પણ જીવાભાઈની સામે જ છે. રાયચંદભાઈ શ્યામ રંગના, ઊંચા હાડના સહૃદય ભીલ આદિવાસી છે. તેઓનો અવાજ જીવાભાઈની સરખામણીમાં તીણો અને મીઠો છે. રાયચંદભાઈ મોટાભાગના અરેલા પોતાના પિતા પાસેથી શીખેલા છે. તેઓને પણ મુખ્ય ગાયકની માફક પરંપરામાંથી આવેલા મોટાભાગના અરેલા કંઠસ્થ છે. આથી અરેલા ગાતી વેળાએ મુખ્ય ગાયક થાક અનુભવતો ત્યારે તેઓ પોતે અરેલાની પાંખડી ગાઈને કથાને આગળ વધારતા હતા. વચ્ચે વચ્ચે મુખ્ય ગાયક જો અરેલાની કોઈ પાંખડી વિસરી જતો તો તેઓ સ્મરણપટ પર લાવતા હતા. જ્યારે મુખ્ય ગાયક અરેલા ગાતો હતો ત્યારે વચ્ચે વચ્ચે ‘સબ્બા હો’, ‘આવે પાઈ આવે’ જેવાં વાક્યો બોલીને તેને ગાવામાં વધુને વધુ ઉત્સાહિત કરતા હતા, આથી અરેલા ગાવાવાળો પૂરતા ઉલ્લાસ સાથે અરેલાને



બહેલાવીને કથાની પાંખડીઓ વિસ્તારીને ગાતો હતો. આ સમયે રાયચંદભાઈ પાસેથી 'ગુજરાંનો અરેલો'નાં ઝરમરિયાં અને તેની સાથે જોડાયેલા પ્રસંગો ધ્વનિમુદ્રિત કરવામાં આવ્યા હતા.

**અન્ય રાગિયા**

આ સમયે અરેલામાં રાગ પુરાવનારા બીજા સહાયક રાગિયા હતા. તેમનાં નામ આ પ્રમાણે છે :

૧. ગમાર ગુજરાભાઈ દેવાભાઈ, ઉં.વ.૩૨
૨. ગમાર નારાયણભાઈ કોદરભાઈ, ઉં.વ.૨૫
૩. ગમાર જોવનાભાઈ અણદાભાઈ, ઉં.વ.૨૨
૪. ગમાર અરઝણભાઈ વાદાભાઈ, ઉં.વ.૨૦
૫. ગમાર કેસરાભાઈ રણમોલભાઈ, ઉં.વ.૨૩
૬. ગમાર દેવાભાઈ હોમીરાભાઈ, ઉં.વ.૪૦
૭. ગમાર લેંબાભાઈ જીવાભાઈ, ઉં.વ.૫૦
૮. ગમાર કાનાભાઈ જીવાભાઈ, ઉં.વ.૧૮
૯. ગમાર પૂનાભાઈ નરસાભાઈ, ઉં.વ.૨૫
૧૦. ગમાર મેઘરાભાઈ વાદાભાઈ, ઉં.વ.૨૦

આ સમયે ગુજરાંનો અરેલોમાં આવતાં ઝરમરિયાં ગાવામાં આવ્યાં હતાં. આ નૃત્યગીતો સ્ત્રીઓના સાથથી ગાવાની પરંપરા છે. ઝરમરિયાં ગાવામાં કેટલીક યુવતીઓ, પ્રૌઢા અને વૃદ્ધાઓ સહભાગી થઈ હતી. તેઓનાં નામ આ પ્રમાણે છે:

૧. ગમાર હુઝકીબેન જીવાભાઈ, ઉં.વ.૬૮
૨. ગમાર નાજુરીબેન જીવાભાઈ, ઉં.વ.૬૭
૩. ગમાર મોતરીબેન રાયચંદભાઈ, ઉં.વ.૪૮
૪. ગમાર ગોરીબેન થાવરાભાઈ, ઉં.વ.૨૭
૫. ગમાર ઝેળકીબેન કોદરભાઈ, ઉં.વ.૨૦



૬. ગમાર બકલીબેન મણાભાઈ, ઉં.વ.૧૮
૭. ગમાર મીનારીબેન મણાભાઈ, ઉં.વ.૨૨
૮. ગમાર અવિયાબેન રાયચંદભાઈ, ઉં.વ.૧૮
૯. ગમાર કકુરીબેન ઊસાભાઈ, ઉં.વ.૩૨
૧૦. ગમાર જમનાબેન દેવાભાઈ, ઉં.વ.૩૫

અરેલા ગાતી વેળાએ સામાન્ય રીતે કોઈપણ લોકવાદ્ય વપરાતું નથી. 'ગુજરાંનો અરેલો' માં આવતાં 'ઝરમરિયાં' ગાતી વખતે વાંસળી અને ઘોડાલિયું વપરાય છે. અહીં પણ ઝરમરિયાં ગાતી વેળાએ આ બે લોકવાદ્યો વપરાયાં છે. દિવાળીના ધાર્મિક તહેવારના દિવસો હોવાથી આ સિવાય પણ ઘણાં સ્ત્રી, પુરુષો અને બાળકોનો સમુદાય એકઠો થયો હતો. પરંતુ તેઓની નોંધ અહીં જરૂરી જણાઈ નથી.

## માહિતીનું સ્થળ અને સમય

અહીં સંપાદિત કરેલ ગુજરાંનો અરેલોનું ધ્વનિમુદ્રણ ગમાર જીવાભાઈ ઝાલાભાઈના ઘરની ઓસરીમાં અને ગમાર રાયચંદભાઈ જીવાભાઈના ઘરના આંગણામાં કરવામાં આવ્યું હતું. મોટાભાગનાં 'ઝરમરિયાં' અને 'ખોદહા'નાં ગીતોનું ધ્વનિમુદ્રણ ગમાર લેંબાભાઈ જીવાભાઈ, જેઓ રાજસ્થાનના દાંતડ ગામમાં રહેતા હોવાથી તેઓના ખાલી ખોલરાની ઓસરીમાં કર્યું હતું. આ ધ્વનિમુદ્રણ ૬ ઓક્ટોબર, ૧૯૮૩ થી ૯ નવેમ્બર, ૧૯૮૩ ના સમયગાળામાં દિવાળીના ધાર્મિક વાતાવરણ વચ્ચે, ગાયકો અને રાગિયાની તન્મયતા અને પૂરા ઉલ્લાસ વચ્ચે રાતના આઠ વાગેથી મોડી રાતના ત્રણ વાગ્યા સુધી કરવામાં આવ્યું હતું. રાત હોવાથી અને આ વિસ્તારમાં વીજળીની સગવડ ન હોવાથી ધ્વનિમુદ્રણ વખતે કેરોસીનના દીવાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. ગમાર જીવાભાઈ ઝાલાભાઈ પાસેથી કંઠસ્થ સાહિત્યની સો કેસેટ્સ ધ્વનિમુદ્રિત કરવામાં આવી હતી. તેમાંથી વીસ કેસેટ્સનો અહીં ઉપયોગ કરવામાં આવ્યો છે.

છેલ્લી રાતે ગમાર જીવાભાઈ ઝાલાભાઈના આંગણામાં ઘી, ગોળ અને



ઘઉંનું માતર બનાવી, ઘરનાં અને બહારનાં દેવ-દેવીઓને નૈવેદ્ય ચઢાવવામાં આવ્યું હતું. અંતે આ માતરનો પ્રસાદ આરોગીને અરેલાના ગાયકો, રાગિયા અને દર્શક-શ્રોતાજનો છૂટા પડ્યા હતા.

## મૂળ કથાનું સ્વરૂપ

અહીં જે માન્ય ગુજરાતીમાં ગુજરાંનો અરેલોની કથા આપવામાં આવી છે. તે મૂળ ધ્વનિમુદ્રિત કરેલી ગેય કથાનું ગદ્યમાં રૂપાંતર છે. વાચકને મૂળ ગેય પાઠનો ખ્યાલ આવે એ દૃષ્ટિએ આ કથા આપવામાં આવી છે. ગેયકથાનું ગદ્યમાં રૂપાંતર કરતી વખતે મૂળકથાના પાઠને જ ધ્યાનમાં રાખવામાં આવ્યો છે. કોઈ કોઈ જગ્યાએ કથા તૂટી છે ત્યાં સળંગ સૂત્રતા જાળવવા મૂળ ગાયકને પૂછીને તેને જે અભિપ્રેત હોય તે જ બાબતને સુધારવામાં આવી છે.



# ગુજરાંનો અરેલો

## (ગદ્ય રૂપાંતર)

### સ્મરણ

હે માતા, તારા રાજ(સીમા)માં આનંદ કરીએ છીએ. માતા, (અરેલો ગાતાં) ભૂલ કરીએ તો ચિત્ત (હૃદય, સ્મરણ)માં લાવજે. મૃતકોનો વાટમાં આંબો સરજજે (ઉગાડજો) જેથી આવતાં જતાં તેની છાયામાં વિસામો કરે. માતા જીવિત અમે (તારા) આશ્રયે કિલ્લોલ કરીએ છીએ. મૃતકો મોંઘા થયા અને ભરેલા સરોવરની પાળે શાન્તિ પામજો. જેઓ ઘેર રહ્યા(રા...હે...રહ્યા તેઓ) તેઓ (આનંદથી વંચિત) રહી ગયા.

### હરિઓમ રાજા

કાદવના જાદવ થયા અને જાદવનો હરિઓમ થયો. હરિઓમ મંડોવરા(મંડોવર) દેશનો રાજા થયો છે.

દિવસ ડાબા ડુંગરે (અસ્તાચળે) ગયો છે. સાંજ પછી રાત થઈ છે. હરિઓમ રાજા ઢોલિયો ઢાળે છે. રાજા રજાઈઓ પાથરી સૂવા લાગ્યો છે. તારામંડળમાં રાત વ્યાપેલી છે. ડાકણ અને ભૂત કાકડે રમે છે. આવા સમયે હરિઓમ રાજાને સપનું આવ્યું છે. સ્ત્રીનો વેશ ધારણ કરી, વાઘ પર સવાર થઈ, હાથમાં ઝળહળતો ભાલો લઈને, માતા આઈરણ[1] (આયરણ) સપનામાં આવી છે. રાજાને દેવી કહેવા લાગી છે, ''તીર અને કામઠાં સજાવજો અને બધા ભાઈઓ શિકારે જજો.''

વૃક્ષો પર પક્ષીઓ બોલવા લાગ્યાં છે. કૂકડાએ સ્થાન છોડી દીધું છે. હરિઓમ



ઝબકીને બેઠો થઈ સપનાની વાત પોતાના ભાઈઓને કહેવા લાગ્યો છે, ''ભાઈઓ, મને માતા આઈરણ સપનામાં આવીને કહી ગઈ છે કે તીર અને કામઠાં સજાવી શિકારે જજો. માટે આપણે બધા ભાઈઓ ઘોડેસવાર થઈ, તીર કામઠાં સજાવવા લાલુ લુહારને ઘેર જઈએ.'' હરિઓમના મુખેથી આઈરણના આદેશની વાત સાંભળીને ઘોડારમાંથી ભાઈઓ ઘોડા બહાર કાઢે છે. તાણી તાણીને તંગ ભીડે છે. હરિઓમ ઘોડા ઉપર સોના-રૂપાનાં પલાણ માંડે છે. બધા ભાઈઓ ઘોડા પર છલંગ મારી સવાર થાય છે. ઘોડાની ખરીએ ધૂળ ઊડે છે. બધા ભાઈઓ એક જ પંક્તિમાં સાથે ને સાથે જાય છે. તેઓમાં પાટવી (સૌથી મોટો) ભાઈ કોણ છે તે જાણવા દેતા નથી. પ્રાતઃકાળે તેઓ લાલુ લુહારના ઘર નજીક આવે છે. ઘૂઘરિયાળી ઝાંપલી ઉઘાડી આંગણામાં પહોંચે છે. વાડે નાગરવેલ ઝૂલે છે અને આંગણે 'અલમી કાચ' (દર્પણ)જડેલા છે.

બધા ભાઈઓ સગર્વ (ઘરવર) એક સાથે દાખલ થઈ લાલુ લુહારને કહે છે, ''તું જાગે છે કે ઊંઘે છે?'' ''અડધો જાગું છું ને અડધો ઊંઘું છું પણ એતો કહો કે આટલી વહેલી સવારે મોટા માણસોને મારાં શાં કામ પડચાં ?'' ભાઈઓ કહેવા લાગ્યા છે, ''લાલુ લુહાર, ઝટપટ ધમણ ધમાવ અને કાચું લોહ ગાળ. અમારે જલદીથી તીર અને ભાલા તૈયાર કરાવવા છે.'' તેઓના આદેશથી લાલુ લુહાર ધમણ ધમાવે છે, અને કાચાં લોહ ગાળી અને ભાલા ઘડવા લાગ્યો છે. બધા ભાઈઓ માટે સાદા ભાલા વાળે છે, પણ હરિઓમ માટે સિંદૂરિયો પાટવી ભાલો ઘડે છે. લાલુ લુહાર બીજા ભાઈઓને સાદા ભાલા આપે છે, અને હરિઓમ રાજાને પાટવી ભાલો આપે છે. બધા છલંગ મારી ઘોડા પર સવાર થાય છે, અને ગર્વ સાથે ભાલા લઈ પાછા ફરે છે. હરિઓમની રાણી, કિરોતરા દેશની કુંવરી રખમા રાઠોડણ ભાલા વધાવવા સામે આવે છે.

બીજા દિવસે સૂર્યનાં ઊગતાં કિરણોમાં હરિઓમ અને તેના ભાઈ મેર-સીમેર (મેરુ-સુમેરુ) પર્વત પર શિકારે જાય છે. મંકોડાની હારની માફક બધા સાથે ચાલે છે. તેઓ મેર-સીમેર પર્વતે પહોંચી ઊભા ઊભા વાતો કરે છે, ''બધા જ પર્વતો ઘેરાવામાં લઈએ.'' હરિઓમ કહે છે, ''તમે બધા હાક પાડો; હું પ્રાણીઓને બહાર નીકળવાની આગળની ઘાટીએ ઊભો છું.''



હરિઓમ રાજા સાત જુગનો એક જુગ કરે છે. બાર ઘાટીઓની એક ઘાટી કરી, તેના માથે બેઠો છે. બીજા ભાઈઓ, પશુઓને એક સ્થાને એકઠાં કરવા હાક પાડવા લાગ્યા છે. 'સાંપલી' ગોફણના 'તાડા' ઊડવા લાગ્યા છે. ઝીણી ઝીણી કિકિયારીઓ પડવા લાગી છે. સૂવર, સાબર અને હરણ (ભયનાં માર્યાં) કૂદીકૂદી છલંગ ભરી દોડવા લાગ્યાં છે. ખરીએ ધૂળ ઊડવા લાગી છે. પશુઓની દોડધામને કારણે ઉત્પન્ન થતા વંટોળને લીધે વૃક્ષોનાં પાન આકાશમાં ચડવા લાગ્યાં છે. ઘાટીને છેડે એક સાબર (હેંગારીઓ) સૂરજની સામે જોઈ તપ કરી રહ્યો છે. એક પગ થાકે છે, ત્યારે બીજા પગ ઉપર ઊભો રહી તપ કરે છે. બાજુમાં પશુઓને મારવા સંતાઈને બેસી રહેલો હરિઓમ સાબરને મારવા માટે ઘડીકમાં પોતાનો હાથ સિંદૂરિયા ભાલા પર નાખે છે તો ઘડીકમાં ખાંડા પર નાખે છે. પરંતુ અંતે એક ધ્યાનથી સૂરજ સામે જોઈને તપ કરતા સૂરજના તપસ્વી સાબરને મારવાનો વિચાર રાજા છોડી દે છે. સાબરની પાસે જઈ થપથપાવી, તેને વહાલ કરવા લાગે છે. વહાલ કરતાં કરતાં, સાબરના કાનની ટીશીઓ અને પૂંછડાનાં પદમ કાપી લઈ (નિશાની રૂપે) ઢાલની ગાદીની પાછળ સંતાડી દે છે. ચોતરફ ઝીણી કિકિયારીઓ પડે છે. 'સાંપલી' ગોફણોની હાક પડે છે. ઘાટીના માથે અનેક પશુઓ આવવા લાગ્યાં છે. હરિઓમ ઘાટીના છેડે આવતાં હરણ, સાબર અને 'બુટાર'(સાબર)નો શિકાર કરવાના બદલે કાનની ટીશીઓ કાપી લઈને છોડી દે છે. ભર બપોર થાય છે. પશુઓને ભડકાવવા માટે હાક પાડતા ભાઈઓ વિચારે છે, ''અહીંથી ઘણાં પ્રાણીઓ ગયાં છે, હરિઓમે ઘણાં પ્રાણીઓનો શિકાર કર્યો હશે.'' તેઓ હરિઓમ પાસે આવે છે અને પૂછે છે, ''તારી તરફ ઘણાં જાનવર આવ્યાં હતાં, કેટલાં માર્યાં?'' હરિઓમ કહે છે, ''અહીં તો એક પણ જાનવર આવ્યું નથી. શી ખબર બધાં જાનવર કઈ બાજુ ગયાં? અહીં તો ભાગ્યા પરનું ચકલું કે મોરનું પગલું પણ નજરે પડ્યું નથી!''

છેવટે થાકથી ભાગી પડેલા અને તરસે વ્યાકૂળ થઈ ગયેલા ભાઈ દૂર દૂર લાંબી નજરે 'લીલાં ઝરણાં' જોવા લાગે છે. દૂર દૂર 'હરિયા નળા' (હરિયાળી) નજરે પડે છે. હરિયે નળે જઈને તેઓ ઠંડા વીરડા ગોડે છે. વીરડામાં આછાં આછાં નીર આવે છે. થાક અને તરસથી વ્યાકુળ તેઓ પાણી પીએ છે. પાણી



પીને બધા ભાઈ આસોપાલવની છાયામાં બપોર ગાળવા જાય છે. આસોપાલવની છાયામાં 'કાબરી પટોરી' જાજમો પાથરે છે. લીલી પીળી જાજમો પર બેસીને શિકાર ન મળ્યો હોવાને કારણે દુઃખી થયેલા ભાઈ એકબીજા સાથે વાતો કરે છે, ''આપણે અત્યાર સુધી એક પણ હરણ કે સાબર માર્યું નથી! કયા આનંદમાં અમલ કસુંબા કરીએ?'' એટલામાં તો ઢાલની ગાદીમાંથી 'બચકાવી બચકાવી'ને હરિઓમ જાનવરોના કાનની ટીશીઓ જાજમ પર નાખવા લાગે છે. ભાઈઓ હરિઓમ પર ગુસ્સે થતાં એકબીજા સામે જુએ છે, અને કહે છે, ''અમે તો ડુંગર પર્વત ઠેકી ઠેકી મરી ગયા; તારે એકાદ સાબર તો મારવું હતું? ભાઈ, તારે આવું વેરીનું કામ નહોતું કરવું !'' ગુસ્સાથી કાળઝાળ બનેલા ભાઈ એક સાથે હરિઓમ પર તૂટી પડે છે અને હરિઓમની આંખોનાં રતન ફોડી નાખે છે. રાજાને આંધળો 'રૂંડ' કરીને વનમાં એકલો છોડીને આસોપાલવની છાયામાંથી નીકળીને તેઓ આવેશમાં ને આવેશમાં મંડોવરા(રાજધાનીનું શહેર)માં જતા રહે છે.

મંડોવરાના રાજમહેલમાં હરિઓમની રાણી રખમા રાઠોડણ, પતિને ભાઈઓ સાથે આવેલો ન જોતાં, ચિંતાતુર બની પ્રશ્ન કરે છે, ''તમારો ભાઈ ક્યાં ગયો?'' ભાઈઓ (કટાક્ષમાં) હસતાં હસતાં કહે છે, ''ભાભી, એતો શિકારના બે ભાગ લઈને આવે છે; એક ભાગ હાથમાં છે અને બીજો ભાગ ખભે મૂક્યો છે ! વજનના કારણે ધીમે ધીમે ચાલતો પાછળ આવે છે.'' ભાઈઓના ગયા પછી સૌથી નાનો ભાઈ ભાભીની પાછળ ઊભો રહી બોર બોર આંસુ સારતો કહે છે, ''મારો ભાઈ તો 'હરિયાં નળાં'માં આસોપાલવની છાયામાં આંધળો ભીંત થઈને પડયો છે. ભાઈઓએ તેની આંખોનાં રતન ફોડી નાખ્યાં છે.'' પતિના માઠા સમાચાર સાંભળી દુઃખી થયેલી રાણી રોષમાં કહે છે, ''તમારું નખ્ખોદ જજો! તમારે આવું વેરીનું કામ નહોતું કરવું જોઈતું.''

કિરોતરા દેશની રાજકુમારી રખમા રાઠોડણ 'ખજૂરિયો દીવો' સોનાના થાળમાં મૂકીને સાતમા ભોંયરે જાય છે. ટચલી આંગળી કાપી, લોહી કાઢી રક્તના છાંટા તાળા પર છાંટી ઓરડો ઉઘાડે છે. ભોંયરામાંથી 'ફૂલવછેરો' ઘોડો બહાર કાઢે છે. સોનાના થાળમાં ચાર પગ મૂકી ફૂલવછેરો નાચવા લાગે છે. રાણી વિચારે છે, ''શુકન તો સારા થાય છે.'' કિરાતરી રાણી ઘોડાને સોનારૂપાનાં પલાણ ભીડે



છે, અને ઊડીને સવાર થાય છે. રાણી કહે છે, ''હે ફૂલવછેરા ઝટ કર; તારો સવાર તો રનરીઝાં (વન)માં પડ્યો છે.''

ઘોડાની ખરીએ ધૂળ ઊડવા લાગી છે. પાંખે પર્વત ઊડવા લાગ્યા છે. રખમા રાઠોડણ પુરુષવેશ લઈ મધ્યરાત્રિએ જંગલમાં જવા નીકળી પડી છે. આસોપાલવની પાસે જઈને ફૂલવછેરો હણહણવા લાગે છે. હરિઓમ સૂતાં સૂતાં બોલે છે, ''તારા દાંત પાડું, કવેળાનું કોણ વનમાં ફરે છે ?'' રાણી ઘોડા પરથી નીચે ઊતરી, ઘોડાને આસોપાલવે બાંધે છે. પતિને ફેરવી, ફેરવીને જુએ છે. માથું ખોળામાં લઈ વિલાપ કરે છે, ''વેરીઓ, તમારે આવું કામ નહોતું કરવું જોઈતું.''

એટલામાં તો પાતાળમાંથી બહાર આવી રહેલા વાસુકિનાગ(વાસંગનાગ)નો સળવળાટ (સાપ આવવાનો અવાજ) સંભળાય છે. રાજા રાણીને પૂછે છે, ''રાણી, આ શાનો અવાજ આવે છે ?'' રાણી કહે છે, ''રાજા, કોઈ જાનવર આવતું લાગે છે .'' આસોપાલવ પર 'ગરર પાંખ'(ગરુડ પક્ષી)નાં બચ્ચાં છે, બચ્ચાંને ખાવા નાગ આસોપાલવ પર ચડી રહ્યો છે. રાજા કહે છે, ''રાણી, બિચારાં બચ્ચાંને નાગ ખાઈ જશે. એને રોકવા માટે આ 'વિઝરાહણ' (વીજળી જેવું )ખાંડું એના પર ઝીંક !'' રાણી કહે છે, ''રાજા, સ્રીનો જીવ છું, ખાંડું નહીં મારી શકું.'' ''રાણી મને નાગનું નિશાન બતાવ.'' કિરોતરી રાણી સંકેત કરે છે. હરિઓમ નાગની ડોક પર ખાંડું ઝીંકે છે. નાગ બે ટુકડા થઈને નીચે પડે છે.

ઝાડ પર માળામાં બેઠાં બેઠાં ગરુડ પક્ષીનાં બચ્ચાં આ કાર્ય જુએ છે, અને વાતો કરે છે, ''આપણી માતા તો ખારા સમુદ્રે ચણ લેવા ગઈ છે. પાછી આવે ત્યારે આપણે પૂછવું છે કે તું કેટલા વખત વિવાઈ છે? આ જાનવર અમારાં કેટલાં ભાઈ-ભાંડુને ખાઈ ગયું હશે ? આજે આપણે આ આંધળા માણસના કારણે બચી ગયા છીએ એટલે હવે તો માતા અંધની આંખની દવા કરે; તેને દેખતો કરે તો જ ચણ ખાશું.''

પાછલી રાતે ગરુડ પક્ષિણી સમુદ્રથી ચણ લઈને આસોપાલવ પર પાછી ફરે છે. માતાના આગમનની સાથે જ બચ્ચાં મુખ ફેરવી બેસી ગયાં છે. માતા કહે છે, ''બેટા, આજે તમને શું થયું છે? કેમ ચણ લેતાં નથી?'' બચ્ચાં પૂછે છે, ''માતા,



તું કેટલાં વેતર વિવાઈ છે? અત્યાર સુધી અમારે કેટલાં ભાઈ-ભાંડુ થયાં છે?'' ''બેટા, હું તો દરરોજ ખારા સમુદ્રે ચણ લેવા જતી હતી. પાછી આવતી ત્યારે માળો ખાલી થઈ જતો. મારા ગયા પછી શું થતું તેની મને આજ દિવસ સુધી ખબર પડી નથી.'' ''આસોપાલવ નીચે સૂતેલા આંધળા માણસે આપણા વેરીને કાયમ માટે નીચે સુવાડી દીધો છે ! તું એની આંખો સાજી-નરવી કરે તો જ અમે ચણીશું !'' બચ્ચાંની વાતથી હરખાયેલી માતા કહે છે, ''માળામાંથી બાર બચ્ચાંની અઘાર વાળું છું, જો કોઈ કાળા માથાનો માનવી આ અઘારને અદ્ધરથી ઝીલી લઈ, તેને ઝીણી વાટી, આંખે પાટો કરે તો, તેની આંખો તારા જેવી થાય.'' પક્ષીઓની વાતો સાંભળતી હરિઓમની રાણી આસોપાલવ પરથી પડી રહેલ અઘારને ચૂંદડીના છેડામાં ઝીલી લે છે. અઘારને ઝીણી વાટીને હરિઓમની આંખે પાટો બાંધે છે.

વૃક્ષો પર પક્ષી બોલવા લાગ્યાં છે. કૂકડે સ્થાન છોડી દીધું છે. સૂરજનાં ઊગતાં કિરણોમાં રાણી રાજાની આંખો પરથી પાટો છોડે છે. રાજા દેખતો થાય છે. હરિઓમ રાજા ઝબકીને બેઠો થઈ જાય છે, અને રાણી સાથે વાતો કરવા લાગે છે. રાજા કહે છે, ''રાણી, કયા કારણે આ જંગલમાં આવી?'' રાણી કહે છે, ''રાજા, તને સાચવવા આવી છું.''

હરિઓમ રાજા ફૂલવછેરા પાસે આવે છે. ખેંચીને રેશમી તંગ ભીડે છે, અને છલંગ મારીને સવાર થાય છે. રાજારાણી સાથે પાછાં જવા તૈયાર થાય છે. હરિઓમ વિચારે છે, ''હું તો હવે મંડોવરે નથી જતો. મારા ભાઈ જ મારા દુશ્મનો થયા છે.'' રાજા રાણીને કહે છે, ''રાણી, આગળ ચાલતી થા, હું પાછળ પાછળ આવું છું. સામૈયું કરવા સામી આવજે.'' રાણી મંડોવરા તરફ ચાલવા માંડે છે. દેશ છોડી રહેલા હરિઓમની આંખોમાં આંસુ ઊભરાય છે. તે આશીર્વચનો બોલે છે, ''કુશળ રહેજો મારો મંડોવરો દેશ ! કુશળ રહેજો, આંબા અને મહુડા ! ઘણું ખાધું પીધું. ભાઈઓ, તમે ખાજો, પીજોને રાજ કરજો!'' દેશ છોડી રહેલો મંડોવરાનો હરિઓમ રાજા ફૂલવછેરાને તીખા તીખા ચાબૂક મારવા લાગ્યો છે, ઘોડો પવનવેગે ઉજ્જોર (ઉજ્જયની)નગરી ભણી દોડવા લાગ્યો છે. ઉજ્જોર નગરી નજીક આવી છે. હરિઓમ રાજાને તરસ લાગી છે. કુંભારને ઘરે આવીને ઊભો રહે છે. બારણે એક

સ્ત્રી ઊભી છે. રાજા કહે છે, ''બહેન, તરસ્યો થયો છું. મારે પાણી પીવું છે.'' હરિઓમ રાજા ઘોડા પરથી નીચે ઊતરે છે.

સ્ત્રી હરિઓમને લોટો ભરીને પાણી આપવા આવે છે. આંખમાં આવેલાં આસુ લોટામાં પડે છે. હરિઓમ લોટામાં જુએ છે. લોટામાં સ્ત્રીનાં આંસુ દષ્ટિમાં આવે છે. રાજા કહે છે, ''બહેન, બીજું પાણી આપ. આવું દુઃખનું પાણી મારે નથી પીવું! બહેન શાને કારણે રડે છે? તને એવાં કયાં દુઃખ પડ્યાં કે જેથી તું રડે છે?''

કુંભાર સ્ત્રી કહે છે, ''સરદાર, હું તો એટલા માટે રડું છું કે મારા ઘરમાં છ દીકરા હતા અને સાતમો તેમનો બાપ હતો. તે બધા જ છ વારામાં પૂરા થયા. આ નગરીમાં એક 'હિલ્લકો' (વાઘ) પેંધ્યો છે. એ રોજ ઘણાં માણસો મારી ખાતો. આથી આ નગરીના રાજાએ થાકીને દરેકના ઘેરથી એક એક માણસનો (વાઘ પાસે જવાનો) વારો કાઢ્યો છે. આજે મારા છેલ્લા દીકરાનો વારો આવ્યો છે.'' બાઈ રાજાને બીજું પાણી આપે છે. હરિઓમ પાણી પીને વાત કરે છે, ''બહેન, રડીશ નહીં, તારા દીકરાના વારામાં હું જઈશ. પણ હું કહું એટલાં કામ કર. સવાપાંચ શેર લીલા મગ, સવાપાંચ શેર કાળા અડદ અને સવાપાંચ શેર લાલ ઘઉં ઝટપટ ઝીણાઝપટ દળી નાખ. ત્યાર પછી સવાગજ ધોળું અને સવાગજ લાલ કપડું લઈ આવ. અડધોમણ જેટલો ચોખ્ખો દારૂ મંગાવી રાખ. હું તારા દીકરાને બચાવી લઈશ.''

હરિઓમના કહેવા પ્રમાણે જોઈતી બધી વસ્તુઓ મેળવીને કુંભારણ સ્ત્રી સોહામણી (સોવની) થાળીમાં લોટ પલાળવા માંડે છે. લોટ મસળીને રેશમ જેવો બનાવે છે. હરિઓમ આ લોટનું મનુષ્યનું પૂતળું બનાવી, ઉપર સફેદ અને લાલ કપડું ઓઢાડે છે. પછી રાજા કહે છે, ''બહેન, વાઘ કઈ બાજુથી આવે છે તે જગા બતાવ.'' બંને નગરના પ્રવેશદ્વાર નજીક આવે છે. બહેન વાઘ આવવાની જગા દૂરથી બતાવે છે અને કહે છે, ''હે ભાઈ, હું તે ગોઝારી જગ્યાએ નહીં આવું!''

હરિઓમ નગરમાં વાઘ પ્રવેશવાની જગ્યાએ જાય છે. પ્રવેશદ્વાર પાસે ખાડો ખોદી તેમાં લોટનું પૂતળું ઊભું રાખે છે. બાજુના કુંડમાં અડધો મણ દારૂ રેડે છે.



પછી રાજા પૂતળા પાસે સંતાઈને વાઘ આવવાની રાહ જુએ છે.

દ્દિવસ અસ્તાચળે ગયો છે. સાંજ પડી છે, અને મેર-સિમેર પર્વત પરથી વાઘ (હિલ્લકો) નગર ભણી આવવા લાગ્યો છે. એના આવવાનો ધમકાર થવા લાગ્યો છે. 'હાતે હન્નાઈ' વાગે છે. વનનો રાજા હિલ્લકો નગર ભણી આવી રહ્યો છે. એના 'હુહવારે' (સુસવાટે) પશુઓનાં પેટ ફાટે છે. વાઘ આવીને કુંડમાંનો દારૂ પીએ છે, અને 'હાઉ હાઉ' કરતો લોટના બનાવેલા માનવ પૂતળા પર તૂટી પડે છે. પણ પૂતળાનો ચીકણો લોટ વાઘના દાંતે ચોંટી જાય છે. દારૂ પીને બેહોશ બની રહેલો વાઘ લથડિયાં ખાતો ખાતો દાંતમાં ચોંટી ગયેલો લોટ ખંખેરવા લાગે છે. એટલામાં તો પૂતળા પાછળ સંતાયેલ હરિઓમ હાથમાં 'વિઝીહણ' ખાંડું લઈને બહાર નીકળે છે. વાઘ પર 'વિઝીહણ' ખાંડું ઝીકતો બોલે છે, ''બધી ઉજ્જેર નગરી તેં ઉજ્જડ કરી છે. હે હિલ્લકા! આ તારો બાપ તને ઠાર મારે છે !'' ખાંડાના એક જ ઝાટકે હિલ્લકો નીચે પડે છે. વાઘના ટુકડા થવા લાગ્યા છે. લોહીની નદીઓ 'ખળૂકવા' લાગી છે. લોહીમાં સવાશેરના પથ્થર તણાવા લાગ્યા છે. હરિઓમ વાઘના કાનની ટીશીઓ અને પૂંછડાના પદ્મ કાપીને ઢાલની ગાદ્દી પાછળ સંતાડી દે છે.

તારામંડળમાં રાત વ્યાપેલી છે. તારામાંથી તારા તૂટે છે. ભૂત કાકડે રમે છે. ઝાંઝર વાવને માથે સાતમી ભૂતાવળ બેઠી છે. મધરાત થઈ છે. હરિઓમ ખાંડું નવડાવવા ઝાંઝર વાવે આવે છે. રાજા ખાંડું ધોવા વાવનાં સૂતેલાં નીર જગાડે છે. વેલા વેવારિયાની કુંવરી ઈલોર કિલોર વાવને માથે હીરના હિંડોળે હીંચી રહી છે. વાવમાં પ્રવેશેલા પુરુષને જોઈને એ કહે છે, ''કવેળાએ ઝાંઝર વાવનાં નીર કોણ અભડાવી રહ્યું છે?'' રાજા પ્રત્યુત્તર પાઠવે છે, ''હું મંડોવરા દેશનો હરિઓમ રાજા છું.'' ઈલોર કિલોર કુંવરી ઝબકીને જાગી જાય છે. આનંદથી છાતી કૂટીને કહે છે, ''બાળપણમાં હું રડતી ત્યારે મને છાની રાખવા માટે મારા પિતા કહેતા હતા કે તું છાની રહે, તને મંડોવરાના હરિઓમ સાથે પરણાવીશ. તે દ્દિવસથી તારા માટે કોરા કાગળ પૂજી રહી છું. (તારા ધ્યાનમાં) આખા ચોખાનો હાર બનાવી રહી છું, અને (તારા વિયોગમાં) લીલા ચણાની ફોતરીએ (ઢાંકણીએ) પાણી પી રહી છું.'' ઈલોર કિલોર કુંવરી રાજાને પૂછે છે, ''હરિઓમ, તેં અત્યારે એવાં શાં કામ કર્યાં છે



કે જેથી કવેળાએ વાવનાં સૂતેલાં નીર જગાડવાં પડચાં ?'' હરિઓમ કહે છે, ''ઉજ્જેર નગરીને ઉજ્જડ કરનાર વાઘને મારીને વિઝાહણ ખાંડું નવડાવવા ઝાંઝર વાવે આવ્યો છું.''હરિઓમ વાવના નીરમાં ખાંડું નવડાવે છે. ખાંડા પર ચંદ્રનાં કિરણો પડે છે. તેથી 'ઝળુકો'[૨](તેજ લિસોટો) થાય છે, અને તે ઈલોર કિલોર કુંવરીના પેટમાં પ્રવેશે છે. કુંવરીના પેટમાં ગર્ભ રહે છે. ઈલોર કિલોરનું મન રીઝે છે. તે કહે છે, ''રાજા, તને વાઘ મારવાના 'ઈલમ' (ઈનામ)રૂપે રાજપાટ, રાજમહેલ, હાથી-ઘોડા કે સોનું-રૂપું આપે તો સ્વીકારતો નહીં. પુરસ્કારમાં મને માગજે; તારું ઘર માંડીશ.''

હરિઓમ રાજા ખાંડું નવડાવીને કુંભાર બાઈને ઘેર જાય છે. બાઈ તો રાજા માટે ભોંયરે ભમ્મર ઢોલિયો ઢાળે છે. ઉપર લીલી-પીળી રજાઈઓ પાથરે છે. પછી રાજાને પૂછે છે, ''હે પરદેશી ભાઈ ! તું શું કરીને આવ્યો?'' રાજા કહે છે, ''હું વાઘ મારીને આવ્યો છું.'' એટલું કહી, હરિઓમ ભમર ઢોલિયે સોડ તાણીને સૂઈ જાય છે. દાબડી જેવી આંખોવાળા અને પટ્ટા જેવી ભમ્મરવાળા હરિઓમનું રૂપ ઝળકે છે. મોડી રાત થઈ છે. રાજા નિદ્રામાં પડી જાય છે.

વૃક્ષે પક્ષીઓ બોલવા લાગ્યાં છે. કૂકડે સ્થાન છોડચું છે. પીળિયું પ્રભાત થવા લાગ્યું છે. ગોલા લોકો ઉજ્જેર નગરીના પ્રવેશદ્વારે આવવા લાગ્યા છે. આબુનો 'વળો' (શિખર) પડચો હોય તેમ મરેલો વાઘ પડચો છે. જે જાય તે ગોલો મરેલા વાઘ પર તલવારથી ઝટકા કરીને દોડી દોડી રાજા પાસે જાય છે. બધા ગોલા એક પછી એક કહે છે, ''વાઘ તો મેં માર્યો છે !'' મૂંઝાયેલો રાજા સ્થળ પર આવીને વાઘને જુએ છે, અને નિરીક્ષણ કરી પૂછે છે, ''ગોલાઓ, મારી વાત સાંભળો. વાઘની પૂંછડીનાં પદમ કયાં છે? એના કાનની ટીશીઓ કયાં છે ? આ નિશાનીઓ મને આપો; હું તમને રાજપાટ આપું છું.'' એક પણ ગોલો નિશાનીઓ આપી શકતો નથી. છેવટે રાજા ગઈ રાતના વારા અંગે પૂછપરછ કરે છે. કુંભારના ઘરના વારાની ભાળ મળે છે.

રાજાના આદેશથી કુંભારણ બાઈને બોલાવી લાવવા માટે એકને બદલે પંદર ગોલા દોડે છે. ગોલા કુંભારણ પાસે જઈને પૂછે છે, ''બાઈ, તારા ઘરમાંથી વારામાં કોણ ગયું હતું? તું ઝટ નામ ધર.'' ''સરદારો, મારા વારામાં એક પરદેશી ગયો

❧❧❧❧❧❧

હતો. અત્યારે તે સાતમે ભોંયરે સોડ તાણીને સૂતો છે.'' ''બાઈ, તેને જગાડીને ઝટ લઈ આવ. રાજાની કચેરીમાં તેનું કામ પડ્યું છે.'' બાઈ જળનો લોટો હાથમાં લે છે. કૂંચીથી તાળાં ખોલીને ભોંયરાનાં ઘૂઘરિયાળાં કમાડ ઉઘાડે છે. પરદેશી નિદ્રામાં પડ્યો છે, અને બાજુમાં ફૂલવછેરો ખરીએ ધૂળ ઉડાડે છે. બાઈ જઈને રાજાના પગનો અંગૂઠો આમળે છે. હરિઓમ રાજા ઝબકીને બેઠો થાય છે. બાઈ એને પલંગમાં પાણી આપે છે અને પછી કહે છે, ''ભાઈ, તને રાજા બોલાવે છે.'' રાજા મુખ ધોવે છે. દાબડી જેવી આંખોવાળા અને પટ્ટા જેવી ભમ્મરવાળા હરિઓમને જોતાં જ ડર લાગે તેવો દેખાય છે.

કચેરીમાં જવા માટે હરિઓમ રંગેલ ગેડી લે છે; નાગફણી મોજડીઓ પહેરે છે અને રાજાની કચેરીએ જવા પગ ઉપાડે છે. કચેરીએ જઈને રાજાની જોડાજોડ બેસે છે. રાજા એને ધીમેથી પૂછે છે, ''કુંભારના ઘરના વારામાં તમે ગયા હતા?'' હરિઓમ કહે છે, ''રાજા, અમે ગયા હતા!'' ઉજ્જૈન નગરીનો રાજા આગળ પૂછે છે, ''તું કઈ બાજુથી આવે છે અને કઈ બાજુએ જાય છે ?'' હરિઓમ કહે છે, ''હું તો વટેમાર્ગુ છું. રસ્તે જતાં તરસ લાગી. પાણી પીવા કુંભારણ સ્ત્રીને ઘેર ગયો. પાણી પીતાં પીતાં તેની આંખમાં આંસુ જોઈને રડવાનું કારણ પૂછ્યું તો બાઈએ કહ્યું કે આ નગરીમાં એક વાઘ પેંધ્યો છે. લોકોને રોજ મારી ખાય છે. આથી આ નગરીના રાજાએ દરેક ઘેરથી રોજ એક માણસ વાઘ પાસે જાય, એવા વારા કાઢ્યા છે. આવા વારામાં આજ સુધીમાં તેના પાંચ દીકરા અને તેમનો બાપ વાઘનો કોળિયો થઈ ગયા છે. હવે એક જ દીકરો બાકી રહ્યો છે. એ દીકરાના વારામાં હું ગયો હતો.'' આમ કહી હરિઓમ ઉજ્જૈન નગરીના રાજાને પોતે વાઘ કેવી રીતે માર્યો એ બધી વાત માંડીને કહી સંભળાવે છે. તે સાંભળી ઉજ્જૈન નગરીનો રાજા પૂછે છે, ''વાઘના પૂંછડાનાં પદમ કોણે કાપ્યાં છે ? કાનની ટીશીઓ કોણે લીધી છે?'' હરિઓમ કહે છે, ''એ તો મારી પાસે છે.'' પછી હરિઓમ રાજા ઢાલની ગાદીમાંથી વાઘના પૂંછડાનાં પદમ અને કાનની ટીશીઓ બહાર કાઢીને રાજાની સામે નાખે છે. જોઈને રાજા ખુશ થઈ જાય છે. અને કહે છે, ''શાબાશ, શાબાશ, મંડોવરાના હરિઓમ! હું તને રાજપાટ આપું ! બોલ તારે શું લેવું છે? તને ગામ અને ગાંદરાં આપું; આપું વાદળમહેલ; આપું બધો દેશ ! આપું ઉજ્જૈન



નગરી !'' હરિઓમ કહે છે, ''મારે એમાંથી કશું જોઈતું નથી, મારી ઇચ્છા તો ઝાંઝરવાવે હીરના હિંડોળે હીંચતી ઈલોર કિલોર કુંવરી પરણવાની છે !'' ઉજ્જેર નગરીનો રાજા કહે છે, ''વાજાં-ગાજાં તૈયાર કરો, મંડોવરાના હરિઓમ, તમને ઈલોર-કિલોર કુંવરી પરણાવીએ!''

'હોરમાં' વાજાં વાગવા લાગ્યાં છે. ઉજ્જેર નગરીનો રાજા હરિઓમને ઈલોર કિલોર કુંવરી પરણાવે છે. ચાર ફેરા ફરીને કુંવરી ઘડીએક ઊભી રહીને કહે છે, ''રાજા, હું ફેરા નથી ફરતી. તું તો ઘાંચી છે કે મોચી ?'' રાજા કહે છે, ''બાઈ, હું તને મારા અડધા મહેલ આપું છું અને આપું છું અડધું રાજપાટ ! ખાજો, પીજો અને કરજો ઉજ્જેર નગરીનું રાજ !''

### વાઘજી

ઈલોર કિલોરના પેટમાં (તેજ લિસોટાનો) ગર્ભ દિવસ રાત મોટો થતો જાય છે. દિવસો ગણતાં મહિના થવા લાગ્યા છે. નવ  મહિના અને નવ દિવસ થયા છે. રાણીનાં 'હીળાં' પેટ દુઃખવા લાગ્યાં છે. દાસીઓને દાયણ બોલાવી લાવવા માટે કહે છે. દાસીઓ બજારે જવા નીકળી પડી છે. રસ્તામાં વાણિયા-બ્રાહ્મણનાં છોકરાં રમી રહ્યાં છે. (દાયણના ઘરથી અજાણ) દાસીઓ એમને દાયણનું ઘર પૂછે છે. છોકરાં કહે છે, ''દાસીઓ,ઉગમણી પોળોમાં આથમણા બારણાંવાળું ડોશીનું ઘર છે. આંગણે 'અલમી' કાચ (દર્પણ) જડેલા છે. ઘૂઘરિયાળી ઝાંપલી જડેલી છે. વાડે નાગરવેલ ઝૂલે છે. આ નિશાનીએ તમે જજો.'' દાસીઓ આગળ ચાલવા માંડે છે. ઘૂઘરિયાળી ઝાંપલી ઉઘાડી ઘરમાં પ્રવેશી દાસીઓ ડોશીને પૂછે છે, ''બાઈ, તારાં કામ પડયાં છે; ઝટ ચાલજે, રાજાના મહેલે !''

ડોશી લાકડીના 'ખટૂકડે' રાજાના મહેલે જવા નીકળે છે. ડોશી મહેલે પહોંચી દીવલેથી 'ઝાંસાં' તેલ લેવા લાગી છે; વાટકીમાંથી તેલ લઈ રાણીનાં પેટ 'સારવા' લાગી છે. પેટ સારતાં ડોશી રાણીનાં 'હીતરીઆં' કમાડ ઠોકવા લાગી છે. રાણીનાં 'હીતરીઆં' કમાડ ખૂલી જાય છે. એ જ સમયે કુંવરનો જન્મ થાય છે. સોનૈયાં વાજાં વાગવા લાગે છે. હરિઓમ રાજાને ઘરે કુંવર જન્મ્યો છે. ડોશી સોનાની છરીએ કુંવરની નાળ વધેરે છે. કુંવરને નવડાવીને રાણીને આપે છે. કુંવર



અડધો વાઘ અને અડધો માણસના સ્વરૂપે છે. કુંવરનાં નામ પાડવા માટે જોષીઓને બોલાવે છે. જોષીઓ હરિઓમના કુંવરનું નામ વાઘજી પાડે છે.

વાઘજીકુંવર દિવસ અને રાત મોટો થતો જાય છે. ધીમે ધીમે વાઘજી ભાંખડિયો ભરવા લાગ્યો છે. પછી ધીમે ધીમે થૈ થૈ ડગલીઓ ભરવા લાગ્યો છે. શેરીએ-બજારે રમવા લાગ્યો છે. અડધો વાઘ અને અડધો માણસ-અધવગો વાઘજી નગર-શહેરમાં ફરવા લાગ્યો છે. અધવગા વાઘજીને જોઈને લોકો વિચારે છે, ''વાઘજીને શહેરનાં ઢોર ચારવાનું સોંપીએ.'' હવે વાઘજી ઢોર ચારવા લાગ્યો છે. વાઘજી ગામના ઢોરને સૂકી રેતીમાં ઊભાં રાખીને ઢોરોનાં મોઢાં તોડી ખાવા લાગ્યો છે. લોહી નીતરતાં મુખવાળાં ઢોર ઘેર પાછાં ફરવા લાગ્યાં છે. લોહિયાળ ઢોરોને જોઈને લોકો એકબીજાને કહેવા લાગ્યા છે, ''અધવગો વાઘજી બધાં ઢોરોનાં મોઢાં તોડીને ખાઈ ગયો લાગે છે. આપણે વાઘજીનું ચડેલું ઢોરોનું 'વરત' (ઢોર ચારવાના પૈસા) આપી દઈએ. વાઘજીને ગોવાળ તરીકે રાખવો નથી.'' લોકો વાઘજી પાસે જાય છે. વાઘજી અત્યાર સુધી ચડેલું ઢોરોનું 'વરત' માગે છે. લોકો વાઘજીને ચડેલું 'વરત' પૈસા ટકા સાથે ચૂકવી દે છે. વાઘજી ગોવાળના કામમાંથી છૂટો થાય છે.

કામ ધંધા વિનાનો વાઘજી વિચારે છે, ''મારે તો ઝૂલો (ડોલરિયો) કરવો છે.'' આમ વિચારી વાઘજી વાલમા સુથારના ઘેર જાય છે. આંગણે ઊભા રહી કહે છે, ''સુથારિયા વીરા, સૂતો છે કે જાગે છે?'' ''હરિઓમના વાઘજી, અડધો ઊંઘું છું ને અડધો જાગુ છું. પણ આ વહેલી સવારે મોટા માણસોને મારું શું કામ પડ્યું?'' વાઘજી કહે છે, ''સુથારિયા વીરા, જાગતો હોય તો કરવત લેજે. વાડીએ ચંદન વૃક્ષો છે. મારે ઝૂલો બનાવવો છે. વૃક્ષોને વહેરીને સારી રીતે ઝૂલો બનાવજે. ઝૂલામાં માંડજે મા અને બાપ, માંડજે જંગલ અને ઝાડી. જંગલ-ઝાડીમાં માંડજે કેકારવ કરતા મોર.'' વાલમો સુથાર વાડીએ જવા નીકળી પડે છે. ફરી ફરીને ચંદન વૃક્ષો જુએ છે. ચંદન વૃક્ષો પર કરવત ચલાવે છે. એમાંથી રૂડી રીતે ડોલરિયો (ઝૂલો) બનાવી, તેમાં મા-બાપ, જંગલ-ઝાડી અને કેકારવ કરતા મોર માંડે છે.

વાઘજી ઝૂલો લઈ સોનીના હાટે જવા નીકળે છે. સોનીના આંગણે ઊભો



રહી પૂછે છે, ''સોનીરલાના બેટા, સૂતો છે કે જાગે છે ?'' સોની કહે છે, ''હરિઓમના વાઘજી, અડધો ઊંઘું છું ને અડધો જાગું છું. મોટા માણસોને અમારું શું કામ પડ્યું?'' વાઘજી કહે છે, ''વીરા ! મારે ઝૂલે ઝીણી ઝીણી વાજમી ઘૂઘરિયો વાળવી છે.'' સોની સોના-રૂપાની સુંદર વાજમી ઘૂઘરીઓ વાઘજીના ઝૂલે ગૂંથવા માંડે છે. આ પછી ઝીણી ઝીણી વાગતી ઘૂઘરિયાળો ઝૂલો લઈને વાઘજી રંગારાના ઘરે જવા નીકળે છે. રંગારાના આંગણે આવીને વાઘજી પૂછવા લાગ્યો છે, ''રંગારાના બેટા, સૂતો છે કે જાગે છે ?'' ''હરિઓમના વાઘજી, અડધો ઊંઘું છું ને અડધો જાગું છું. પણ મોટા માણસોને અમારાં એવાં કયાં કામ પડયાં?'' ''રંગારા વીરા, જાગતો હોય તો બહાર આવ. મારે 'ડોલરિયો' રંગવો છે.'' રંગારો વાઘજીનો ડોલરિયો રંગવા લાગે છે. સૌથી પહેલાં સુથારે ઝૂલામાં માંડેલાં મા અને બાપને રંગે છે. ત્યાર પછી જંગલ-ઝાડી અને લવતા મોર રંગે છે.

રૂડી રીતે રંગેલો ઝૂલો લઈને ખાંડા સરોવરની પાળે જવા લાગે છે. સરોવરની પાળે ડોલરિયો (ઝૂલો) બાંધી હીંચકા ખાય છે. ત્યાં કાચના ઘડા અને મરવાની ઉઢેણીઓ લઈને સરખે સરખી વાણિયા-બ્રાહ્મણ અને ઢેડ-મોચીની છોકરીઓનાં વૃંદ (ઝૂલરાં) પાણી ભરવા આવે છે. વાઘજી ઝૂલે ઝૂલી રહ્યો છે. ઝૂલાની ઝીણીઝીણી વાજમી ઘૂઘરીઓ વાગી રહી છે. સુરીલા સ્વરથી આકર્ષાયેલી નગરની છોકરીઓ ઘડામાંના પાણી ઢોળી દઈને ઝૂલા પાસે આવી ઊભી રહે છે. છોકરીઓ કહે છે, ''વાઘજી, અમારે ડોલરિયે હીંચવું છે.'' વાઘજી કહે છે, ''આ ડોલરિયો તો કુંવારો છે. એને પરણાવ્યા પછી જ હીંચી શકાય. માટે બધી જ છોકરીઓ તલ-જવ, કાચા દોરા, બે લોટા, બે વાઢીઓ, આંબાનાં પાન અને એક ભણેલો બ્રાહ્મણ લઈ આવો. પહેલાં આપણે ઝૂલો પરણાવીએ; પછી આપણે ઝૂલે હીંચીએ.''

વાઘજીના કહેવાથી વાણિયા બ્રાહ્મણ અને ઢેડ-મોચીની છોકરીઓ પાછી ઘેર જાય છે. ઘેર જઈને શોભતાં વસ્રો પહેરે છે. ડોલરીઓ પરણાવવાની બધી સામગ્રી અને ભણેલા બ્રાહ્મણ સાથે છોકરીઓ સરોવર કાંઠે પાછી આવે છે. ખાંડા સરોવરની પાળે બ્રાહ્મણ ચોરી ચીતરવા લાગે છે. ચીતરેલી ચૉરીઓ ઉપર ચાર ખૂણે બે લોટા અને બે વાઢીઓ મૂકે છે. આ પછી બ્રાહ્મણ ઝૂલાને પરણાવવા લાગે છે. તે વાઘજી અને ઉજ્જોર નગરીની છોકરીઓને પાસે પાસે બેસાડી આંબાના



પાનનાં મીંઢણ બાંધે છે. વાઘજી અને સરખી છોકરીઓ ઝૂલાની આજુબાજુ પાંચ ફેરા ફરવા લાગે છે. આમ ઝૂલા સાથે છોકરીઓ પણ વાઘજી સાથે પરણી જાય છે. પરણાવેલા 'ડોલરિયા' પર ઉજ્જેર નગરીની છોકરીઓ ચડે છે, અને વાઘજી સાથે સરખી ઉંમરની છોકરીઓ 'ડોલરિયે' હીંચવા લાગે છે. ઝૂલાની ઝીણી ઝીણી 'વાજમી' ઘૂઘરીઓ વાગવા માંડી છે. વાઘજી 'ઘૂમર' ઘાલવા માંડ્યો છે. ધીમે ધીમે 'ઘૂમર' ઘાલવાની ગતિ વધારે છે, વાઘજી એટલા જોરથી હીંચોળે છે કે ઊંચે ચઢતા ઝૂલા સાથે છોકરીઓ 'મઝ મેવાર' જોવા લાગી છે. બીજી ઘૂમરે 'પોળો' અને 'પાડેર' (રાજસ્થાન) દેખાય છે. ત્રીજી ઘૂમરે છોકરીઓ 'ગલી ગુજરાત' જોવા લાગી છે. છોકરીઓ ભય સાથે આનંદિત (હર્ષિત) થતી કહે છે, ''શાબાશ! વાઘજી, શાબાશ ! તારો ડોલરિયો સાચો છે! હવે તું અમને બધીને જીવતી નીચે ઉતાર ! તારો ડોલરિયો સાચો છે.'' વાઘજી છોકરીઓને નીચે ઉતારે છે. ડોલરીઓ પરણાવીને, ઉજ્જેર નગરીની છોકરીઓ પોતપોતાને ઘેર જાય છે.

ઉંમર લાયક થયેલી ઉજ્જેર નગરીની આ કન્યાઓનાં લગ્ન નકકી કરવા જોશીઓને બોલાવવામાં આવે છે. જોશીઓ લગ્નનાં મુહૂર્ત જુએ છે. પણ કોઈનાય લગ્નનું મુહૂર્ત આવતું નથી. એટલે જોશીઓ કહે છે, ''આ છોકરીઓનાં લગ્ન તો થઈ ગયાં છે.'' જોશીઓનાં વેણ સાંભળીને છોકરીઓનાં માતા-પિતા આશ્ચર્ય પામે છે. તેઓ છોકરીઓને લગ્ન વિશે પૂછે છે પણ છોકરીઓ કંઈ કહેતી નથી.

પૂછી પૂછીને થાકેલાં મા-બાપ ઉજ્જેર નગરીની છોકરીઓને સાતમે ભોંયરે પૂરે છે. તેમની આગળ મરચાંનો ધુમાડો કરે છે. ધુમાડો સહન ન થતાં વાણિયા-બ્રાહ્મણ અને મોચી-ઘાંચીની છોકરીઓ કહે છે, ''અમે ખાંડા સરોવરની પાળે વાઘજીની પાસે ગઈ હતી. વાઘજીનો કુંવારો ડોલરિયો પરણાવતાં અમે વાઘજી સાથે પણ પાંચ ફેરા ફર્યાં છીએ. એટલે જ અમારા લગ્નનાં મુહૂર્ત આવતાં નથી.''

શહેરના નાના મોટા વડીલો કહે છે, ''બધી છોકરીઓને વાઘજી પાસે મોકલી દો. વાઘજી પાસેથી 'દાપું-ડપેરું' કંઈ પણ લેવું નથી. સાથે ભણેલો જોશી લઈ લો. વાઘજીને બધી છોકરીઓ પરણાવી દઈએ.'' લોકો છોકરીઓને ખાંડા સરોવરની પાળે લઈ જાય છે. ખાંડા સરોવરે જઈને વાઘજીને કહે છે, ''હે હરિઓમના વાઘજી, તને આ બધી છોકરીઓ દઈએ છીએ; તારું કરમ તું જાણે!''



છોકરીઓને જોઈને વાઘજી સૂરજ સામે જુએ છે, અને જોરથી હાકોટો કરે છે. એના એક જ હાકોટે ભયની મારી બધી જ છોકરીઓ એકઠી થઈ જાય છે. વાઘજી કૂદીને બધી જ છોકરીઓને આલિંગનમાં લે છે. એના આલિંગનમાં 'છ અને સવ્વીસ' કન્યાઓ આવી જાય છે પણ એક છોકરી વધે છે. આથી વાઘજી કહે છે, ''ભણેલા જોશી, તને આ છોકરી મારી ચૉરીના દાન પેટે આપું છું; બાકીની બધી મારી.'' કન્યાઓને મૂકીને બધા વડીલો ઘેર જતાં જતાં આશીર્વાદ આપે છે, ''વાઘજી ખાજે, પીજે અને રાજ કરજે !''

વાઘજી એક હાથમાં રંગેલ ગેડી અને બીજા હાથમાં ચળકતી છડી લઈ આગળ ચાલવા લાગે છે, અને રાણીઓ એની પાછળ પાછળ જાય છે. પોતાના દેશમાં વાઘજી રાણીઓને જુદી જુદી ઝૂંપડીઓ બાંધી આપે છે. રાણીઓ જુદી જુદી ઝૂંપડીઓમાં આનંદથી રહે છે, બધાં સાથે ખાય છે, પીએ છે અને મજા કરે છે.

દિવસો ગણતાં વરસો પસાર થાય છે પણ હજી વાઘજીને કોઈ સંતાન નથી. સંતાન વિનાનો વાઘજી વિચારે છે; ''મારે છ અને સવ્વીસ રાણીઓ છે; છતાં હું વાંઝિયો છું મારે એક પણ દીકરો કે દીકરી નથી.''

વાઘજીની પુત્ર મેળવવાની પ્રબળ ઇચ્છાથી વૈંકુઠમાં સોનાનું સિંહાસન ડોલવા લાગ્યું છે. ભગવાન વિચારે છે, ''પૃથ્વી ઉપર કંઈક કળા (નખટો) થઈ લાગે છે.'' ''ભગવાન તપાસ કરવા માટે બ્રાહ્મણનો વેશ લઈ, હાથમાં ફાટેલી પોથી અને પગમાં ફાટેલાં ખાસડાં પહેરી, 'છોટે પગલે અને લાંબી ફાળે' ધરતી પર આવે છે. બ્રાહ્મણ ધીમે ધીમે મારગ પર આગળ વધે છે, અને ખાંડા સરોવરની પાળે વાઘજીની પાસે આવીને ઊભો રહે છે. વાઘજી ભગવાનને પૂછે છે, ''તમે કોણ છો?'' ભગવાન કહે છે, ''હું ભણેલો બ્રાહ્મણ છું; પોથી જોઉં છું.'' વાઘજી કહે છે, ''જોશી, મારે છ અને સવ્વીસ રાણીઓ છે, છતાં હું વાંઝિયો છું. તારા માથા પર આ લીલું તરણું છે; સાચું બોલજે. પોથીમાં જોઈ મારું ભવિષ્ય જોઈ આપ. સાચું નહીં બોલે તો તને ભગવાન ફૂટી નીકળશે ! જૂઠું બોલીશ તો તને ચાંદ-સૂરજ ફૂટી નીકળશે !'' વાઘજી જોશીને સોગંદ દેવડાવીને પોથી (ટીપણું) જોવડાવે છે. બ્રાહ્મણ પોથી જોઈ, જમીન પર મૂકીને કહે છે, 'વાઘજી, તું મારી વાત સાંભળ. હું

કહું એટલાં જ ડગલાં ભરજે. સામે આંબે જા. ત્યાં જઈને એકવાર જ ડાંગ આંબા પર નાખજે. એ સમયે જેટલી કેરીઓ પડે એટલી લઈને આવજે. બીજીવાર ડાંગ આંબા પર નાખતો નહીં.'' વાઘજી પગમાં મોજડીઓ પહેરીને ઝટપટ આંબા પાસે જાય છે અને આંબા પર ડાંગ નાખે છે. આંબા પરથી બે કેરી નીચે પડે છે. વાઘજી આંબા ભણી જુએ છે. વધુ કેરીઓ જોઈને લલચાય છે. વિચારે છે, ''નીચે તો બે જ કેરી પડી છે. બે કેરીથી શું થાય? લાવ, ડાંગને ખરા લચકામાં નાખું.'' વાઘજી કેરીનો લચકો જોઈને ફરીથી ડાંગ નાખે છે પણ ડાંગ ઊંચે રોકાઈ જાય છે અને ભોંય પર પડેલી બે કેરી ફરીથી આંબે ચોંટી જાય છે. કેરીઓ ન મળવાને કારણે નિરાશ થયેલો વાઘજી મનમાં વિચારે છે, ''આતો ખરી કળા થઈ ! ડાંગ પણ ઊંચે આંબા પર રહી ગઈ અને ભોંય પર પડેલી કેરીઓ પણ ઊંચે આંબા પર જઈ ચોંટી ગઈ. હવે જોશી મને શું કહેશે?'' વાઘજી ભાંગ્યા પગે પાછો ઝૂંપડીએ આવે છે. ખાલી હાથે આવેલા વાઘજીને બ્રાહ્મણ પ્રશ્ન કરે છે, ''વાઘજી, ખાલી હાથે પાછો કેમ આવ્યો? આંબે કેરીઓ હતી કે નહીં ? તું સાચું બોલ !'' વાઘજી હાથ જોડીને કહે છે, ''મેં તો જતાંની સાથે ડાંગ આંબા પર નાખી, અને બે કેરી નીચે પડી પણ મારો જીવ લોભિયો થઈ ગયો. આથી બીજી વાર ડાંગ કેરીના મોટા લચકામાં નાખી પણ ડાંગ ઊંચે આંબા પર રહી ગઈ અને જમીન પર પડેલી બે કેરી પણ ઊંચે આંબા પર જઈ ચોંટી ગઈ. મારી ભૂલ થઈ છે, બાપલિયા! આટલી વખત આ ગરીબ પર દયા કરો !'' જોશી કહે છે, ''જા, અલ્યા લોભિયા ! હું તારા જેવો નથી થતો. ફરીથી આંબે જા. ડાંગ પણ નીચે પડી હશે, અને કેરી પણ નીચે પડી હશે.'' વાઘજી ઝટપટ આંબે જાય છે. આંબા નીચે બે કેરી અને ડાંગ નજરે પડે છે. હાથમાં બે કેરી અને કાખમાં લાકડી ઘાલીને છોટે પગલે અને લાંબી ફાળે વાઘજી ઝૂંપડીએ આવે છે. આવીને બ્રાહ્મણને મુજરો કરીને કેરી આપે છે. બ્રાહ્મણ કેરી હાથમાં લઈને વાઘજીને આપે છે અને કહે છે, ''આ કેરીઓની તારે જેટલી રાણીઓ હોય એટલી ચીરીઓ કરજે. ચીરીઓ કરીને બધી રાણીઓને એક એક આપજે. જા, અલ્યા વાઘજી, તારી છ અને છવ્વીસ રાણીઓને કુંવર જન્મશે પણ એક દીકરો તું મારી ધૂણીએ આપજે. બાર વરસ ભણાવીને તને તેરમે વરસે પાછો આપીશ. તું મને સતવચન આપ !'' વાઘજી સતવચન આપતાં કહે છે,



''વાચા વાચા, બહ્મ વાચા, રામ અને લક્ષ્મણ ને કારણ; 'ભજ'ને 'સતરું' (ભરત અને શત્રુઘ્ન)ને કારણ; વાચા ચૂકું તો ઊભો સુકાઈ જાઉં ! જા અલ્યા બ્રાહ્મણ, એક દીકરો તને આપ્યો ! હું સતવચન નહીં ચૂકું !'' ભગવાન જવા માંડે છે. જતાં જતાં બોલે છે, ''વાઘજી, તું ગળિયોરકોટમાં જતો રહેજે.'' વાઘજી કેરીઓ ચીરવા લાગ્યો છે. ચીરીને છ અને છવ્વીસ રાણીઓને વહેંચી આપવા લાગ્યો છે. વાઘજી રાણીઓને કહેવા લાગ્યો છે, ''આ ચીરીઓ આખી ને આખી ખાઈ જજો.'' રાણીઓ કેરીની ચીરીઓ ખાવા લાગી છે.

રાણીઓ 'ઝીલવા' (સ્નાન કરવા) 'સમદરિયે' જાય છે. સમદરિયે આવીને ધીમેથી કાંચળિયો કાઢવા લાગી છે. હાર-ચીર ઉતારવા લાગી છે. તેઓ અધોવસ્ત્ર (ઓળવટ)પહેરીને સમુદ્રમાં 'ઝીલે' છે. ઝીલીને કોરાં કપડાં (કપર)પહેરી ખજૂરિયાળા દીવા કરે છે, અને ઊગતા સૂરજ પૂજે છે. ફરીને આવાસે આવે છે. દિવસો ગણતાં મહિના જાય છે. રાણીઓ ગર્ભવતી થઈ છે. વાઘજી ગળતી માઝમ રાતનો રાણીઓને વાતો કરે છે, ''રાણીઓ સવાલ એટલો જ છે કે, આપણે પાછાં ગળીઓરકોટમાં જતાં રહીએ. ભણેલા બ્રાહ્મણે આપણને ગળીઓરકોટમાં પાછા જવાનું કહ્યું છે.''

સૂરજના ઊગતા કિરણોમાં વાઘજી અને રાણીઓ 'ઉછાળા' (ઘરનો સામાન) ભરવા લાગ્યાં છે. રાણીઓ ટોપલામાં વીણી વીણી વસ્તુઓ ભરે છે. ઉછાળા ભરીને વાઘજી છ અને છવ્વીસ રાણીઓને લઈને ગળીઓરકોટમાં જાય છે. ગળીઓરકોટમાં વાઘજી બધી રાણીઓ માટે ઝૂંપડીઓ બાંધે છે. દિવસ ગણતાં મહિના થાય છે. રાણીઓને નવ મહિના અને નવ દિવસ થયા છે.

રાણોઓનાં 'હીળાં હીળાં' પેટ દુઃખે છે. આથી દાસી-છોકરીઓને સાદ દેવામાં આવે છે. છોકરીઓ દાયણના ઘેર જવા લાગી છે. તેઓ શેરીએ-બજારે જાય છે. રસ્તામાં વાણિયા-બ્રાહ્મણનાં છોકરાં રમે છે. છોકરીઓ પૂછે છે, ''છોકરાં, દાયણનું ઘર બતાવો તો તમને રમવાનાં રમકડાં આપીએ !'' છોકરાં કહે છે, ''ઉગમણી પોળોમાં આથમણાં બારણાંવાળું ડોશીનું ઘર છે. વાડે નાગરવેલ ઝૂલે છે; આંગણે દર્પણ જડેલાં છે; અને પ્રવેશદ્વારમાં ઘૂઘરિયાળી ઝાંપલી છે. આ નિશાનીએ તમે જજો.'' બાઈઓ આ નિશાનીએ જવા લાગી છે. દાસી ઘૂઘરિયાળી



ઝાંપલી ઉઘાડી આંગણે આવીને ડોશીને સાદ દે છે, ''બાઈ, ઝટ કરો, મોડું થાય છે. રાણીઓનાં 'હીળાં હીળાં' પેટ દુ:ખવા લાગ્યાં છે. ડોશી પગમાં ખાસડાં પહેરે છે. હાથમાં લાકડી લે છે, અને લાકડીના 'ખટુકે' ગળીઓરકોટમાં આવવા લાગી છે. છ અને છવ્વીસ રાણીઓનાં પેટ દુ:ખે છે. ડોશી દીવામાંથી 'ઝાસાં' તેલ વાટકીમાં લે છે. દાયણ રાણીઓનાં પેટ સારવા લાગી છે. રાણીઓનાં 'હીતરીઆં' કમાર ખોલાઈ ગયાં છે. છ અને છવ્વીસ રાણીઓને છૂટકો થાય છે. છ અને છવ્વીસ કુંવર જન્મે છે. ડોશી સોનાની છરીએ નાળ વધેરે છે, અને કુંવરોને નવડાવીને રાણીઓને ખોળામાં આપે છે.

વૈકુંઠપુરીમાં ખબર થવા લાગી છે. સોનાનાં સિંહાસન થરથર ધ્રૂજે છે. ભગવાન વિચારે છે, ''સોનાનાં સિંહાસન કેમ ધ્રૂજે છે? જાઉં પૃથ્વીની વાટે !'' ભગવાન પૃથ્વીની વાટે છોટે પગલે અને લાંબી ફાળે આવવા લાગ્યો છે, ભગવાન બ્રાહ્મણનો વેશ લઈને એક હાથમાં લાકડી અને બીજા હાથમાં ફાટેલી પોથી લઈને ગળીઓરકોટમાં આવે છે. વાઘજી બ્રાહ્મણને જોઈને પૂછે છે, ''હે બ્રાહ્મણ ! તું કઈ બાજુ ગયો હતો અને હવે કઈ બાજુ જાય છે?'' બ્રાહ્મણ કહે છે, ''હું કાશીમાં ભણવા ગયો હતો.'' હરિઓમનો વાઘજી પૂછે છે કે ''તું ભણેલો છે કે અણભણેલો?'' ''અડધો ભણેલો અને અડધો અણભણેલો છું.'' વાઘજી કહે છે, ''છ અને છવ્વીસ મારે રાણીઓ છે. તેમના પેટે દીકરા અવતર્યા છે. બ્રાહ્મણ, મારે તેમનાં નામ પાડવાં છે. તારે જે જોઈએ તે પૈસો-ટકો હું આપીશ.'' બ્રાહ્મણ પોથી જોવા લાગે છે. પોથી જોઈને વાઘજીના પુત્રોનાં નામ પાડે છે. પહેલું નામ આવે છે, મેહો(મેયો). બીજું નામ આવ્યું છે, ભોજો. ત્યાર પછી એમજી અને ખેમજી આવે છે. છેલ્લે હખલો નામ પાડે છે. આમ બ્રાહ્મણ વાઘજીના છ ને છવ્વીસ દીકરાનાં નામ પાડે છે. વાઘજી બ્રાહ્મણને ટકો-પૈસો આપે છે. બ્રાહ્મણ કહે છે, ''વાઘજી, તું અને તારા દીકરા ખાજો, પીજો અને ગળીઓરકોટનું રાજ કરજો !'' વાઘજીને આશીર્વાદ આપીને બ્રાહ્મણ જવા લાગ્યો છે. રાણીઓ દીકરા માટે હીરના હીંચકા બાંધે છે. વાઘજીના છ અને છવ્વીસ પુત્રો હીરને હીંચકે ઝૂલે છે. દિવસ ગણતાં માસ પસાર થાય છે. ભાંખડીએ ખેંચાતા બધા ''થૈ થૈ'' નાચવા લાગ્યા છે, અને ડગલીઓ ભરતા શેરીએ-બજારે ફરવા લાગ્યા છે. વાઘજીના દીકરા દિવસ રાત



મોટા થવા લાગ્યા છે.

## ડીગ્યાનો ડામોર

દુષ્કાળ પડ્યો છે. વાટે પાણીનો રેલો નથી, અને વાડે વેલો રહ્યો નથી. હવે ડીગ્યાનો ડામોર વિચારે છે, ''વાડે વેલો (લતા) રહ્યો નથી. શું કરીને જીવીએ? હું તો મધ પાડવા મેર-સીમેર પર્વત પર જાઉં છું.'' ડીગ્યાનો ડામોર હાથમાં કુહાડી લઈ મધ શોધતો શોધતો મેર-સીમેર પર્વત પર જવા લાગ્યો છે. દિવસ ડાબા ડુંગરે (અસ્તાચળે) ગયો છે. સૂડા સૂવા માટે માળામાં ગયા છે. તારાઓમાં રાત વ્યાપેલી છે, અને ડીગ્યાનો ડામોર મેર -સીમેર પર્વત ઉપર પહોંચે છે. થાકયો-પાકયો સોડ તાણીને સૂતો છે. ગળતી માઝમ રાત થવા આવી છે. ભૂત કાકડે રમે છે, અને ડીગ્યાના ડામોરને સપનું આવે છે. એક ડોશી સપનામાં આવી કહે છે, ''હવેથી તું મધ શોધીને મરી જતો નહીં; હું સાલોર તને પ્રસન્ન થઈ છું. તને ભવોભવ અને જુગોજુગ પ્રસન્ન થઈ છું. ડીગ્યાના ડામોર, હું શનિવારે સાંજે તારે ઘરે આવું છું. સૂરજનો સાંઢ આગળ હશે અને પાછળ પાછળ ગાયોનાં ઝુંડ આવશે. અમારા વાડા વાળજે. વાડામાં જેટલી ગાયો આવે એટલી આવવા દેજે; ના કહેતો નહીં.'' ડીગ્યાનો ડામોર ઝબકીને બેઠો થાય છે અને વિચાર કરે છે, ''મને કંઈક સપનું આવ્યું છે; ભવોભવ અને જુગોજુગ ખાઉં એવું સપનું આવ્યું છે.''

ડીગ્યાનો ડામોર 'અઝઝર-વઝઝર' રાત કાઢે છે. સૂરજનાં ઊગતાં કિરણોમાં મોટા મોટા પગલે (ઝડપથી) ઘેર પાછો આવે છે. ઘેર આવીને સંતાનો અને પત્નીને તથા કુટુંબીજનોને મેર-સીમેર પર્વત પર આવેલા સાલોર(ગાય)ના સપનાની વાત કરે છે, અને ગાયોને રહેવાના વાડા વાળવાનું કહે છે. તેના કહેવાથી કુટુંબીજનો એકઠા થઈને વાડા બનાવવા લાગ્યા છે.

સાલોર (ગાય) પાતાળખંડમાં રહેતી હતી. અંધારિયો ખંડ હતો. સાલોર માતા શીંગડાની ટોચે દીવા મૂકી ચારો ચરતી હતી. પાતાળમાં નાપુરો ગોવાળ ગાયો રોકતો હતો. તેમને અંધારિયા ખંડમાં તકલીફો પડવા લાગી. આથી પૃથ્વી પર જવા માટે સાલોર વૈકુંઠપુરીમાં વસતા ભગવાન(ખાંમદ)ની રજા લેવા જાય છે. સાલોર અને નવલાખ ગાયોને પાતાળમાં પડતી મુશ્કેલીઓ ધ્યાનમાં લઈને ભગવાન



તેમને પૃથ્વી પર જવાની રજા આપે છે. આથી સાલોર અને નવલાખ ગાયો ધવળાખંડમાં આવવા માટે સોનાનાં પગથિયાં છોડીને રૂપાનાં પગથિયાં ચડવા લાગે છે. રૂપાનાં પગથિયાં મૂકીને કાંસાનાં પગથિયાં ચડે છે. કાંસાનાં પગથિયાં છોડીને તાંબાના પગથિયાં ચડે છે. પછી સાલોર તાંબાનાં પગથિયાં છોડીને પિત્તળનાં પગથિયાં ચડે છે. પિત્તળનાં છોડીને લોઢાનાં પગથિયાં પડે છે. અંતે સાલોર લોઢાનાં છોડી માટીનાં પગથિયાં ચડી ધવળાખંડ (પૃથ્વી) પર આવે છે.

સૌથી પહેલાં સૂરજનો (પારેવા) સાંઢ આગળ છે. પાછળ મંકોડાની પંક્તિની જેમ સાલોર (ગાયો) આવવા લાગી છે. ખરીએ ધૂળ ઊડે છે અને શીંગડે (ઘસવાથી) આગ ઊડે છે. ગાયોના ચાલવાથી વંટોળ ઊઠે છે અને વૃક્ષોનાં પાન આકાશમાં ચડવા લાગ્યાં છે. 'કવલી કાજોર' અને 'મેંડી મોગર'ના ગાયોના ટોળા આવવા લાગ્યા છે. સાલોરદેવીને સોનાનાં શીંગડાં છે. સૂરજના સાંઢને રૂપાની ખરીઓ છે. 'કવલી કાજોર'ના ટોળાને લીલરા (લીલા) મોરનાં પીંછાંની 'જોરકી' (મુગટ) છે. 'મેંડી મોગર'ના ટોળાને પિત્તળની ઘૂઘરમાળો છે. 'હેરકીના ઝોટ'ની કોટમાં સોનાની સાંકળો છે. ધમકે ધૂળ ઊડવા લાગી છે. શનિવારની સાંજે પારેવો સાંઢ અને સાલોર (ગાયો) ડીગ્યાના ડામોરના વાડામાં આવવા લાગી છે. બધા વાડા ગાયોથી ભરાઈ જાય છે. આથી ઘણી ગાયો જોઈને ડીગ્યાનો ડામોર કહે છે, ''હા બાઈઓ હા! આટલી જ ! હા બાઈઓ હા !'' આ સમયે જે ગાયો વાડામાં રહી તે ગાયોના રૂપે ડીગ્યાના ડામોરના ઘેર રહી ગઈ અને જે વાડા બહાર રહી ગઈ તે સાબર અને હરણ બની વનમાં ભાગી ગઈ.

પાતાળમાંથી આવેલો નાપુરો ગોવાળ ડુંગરે ગાયોને ચારે છે. ઘેર વાડાના માથે સૂરજનો સાંઢ ગળિયો(માંદો) થઈને પડ્યો છે. સાંઢનું માંસ ખાવાની ઇચ્છાવાળો ડીગ્યાનો ડામોર કુટુંબીજનોને કહે છે, ''મારે તો 'વાલરું' (વૃક્ષો) વાઢવું છે. દિવસે 'વાલરું' વાઢશું અને રાતે સાંઢને મારીને ઉજાણી કરીશું.'' સાલોરદેવી મેર-સીમેર પર્વત પર લીલું ઘાસ ચરવા ગઈ છે. ચરતાં ચરતાં સાંજ પડવા આવી છે. તેને ડીગ્યાના ડામોરની વાતનો અણસાર આવે છે. ડુંગરે ઘાસ ચરીને સાંજે બધી ગાયો પાછી આવે છે. સાલોરદેવી પારેવા સાંઢને વાત કરે છે, ''હે સૂરજના સાંઢ, મારી વાત સાંભળ. હવે તારો દિવસ આવી પહોંચ્યો છે !''



રૂના ગાભા જેવો થઈ ગયેલો પારેવો સાંઢ વાતમાં સાથ આપતાં કહે છે, ''સાંજના સમયે સાંઢને મારીએ એમ ડીગ્યાના ડામોરે ગોઠવ્યું છે. સાલોર, હવે એવી કઈ કળા કરીએ કે જેથી બચી શકું? હું તો દુઃખના કારણે સુકાઈ ગયો છું.'' સાલોર કહે છે, ''મારું ફળ (તપ) તને આપું છું.(તેના પ્રભાવથી) તું ઊભો થઈને ભાગજે. નહીં તો તને મારી નાખશે. પારેવો સાંઢ કહે છે, ''સાલોર, વાડાના માથે જોરથી 'ધમધમાટો' કરજે. પછી હું પણ ઊભો થઈ જઈશ, અને ભાગી નીકળીશ.''

સાલોર સૂરજના સાંઢને પોતાનું બળ આપે છે. આથી સાંઢ ભાંખડીએ થઈને 'થગથગ' થતો ઊભો થાય છે. વાડાના માથે સાંઢ અને સાલોર રમવા લાગ્યાં છે. સાલોર એક 'ધમધમાટો' કરે છે. આથી ધરતી થરથર ધ્રૂજવા લાગી છે. ખરીએ ધૂળ ઊડે છે; સૂરજનો સાંઢ અને સાલોર એક સાથે ઝડપથી દોડે છે; અને બધી ગાયો મેર-સીમેર પર્વત પર પહોંચી જાય છે. ખૂંટે બાંધેલાં વાછરડાં ડીગ્યાના ડામોરને ઘેર રહી ગયાં છે. સાલોરદેવી ફરીને અંધારિયાખંડમાં જવા લાગી છે.

## ગુજોર

ગરીઓરકોટમાં હરિઓમના વાઘજીને છને છવ્વીસ દીકરા છે. એક જ રાતે સાથે જન્મેલા ભાઈઓ મેહો(મેયો),ભોજો, હખલો, એમજી, ખેમજી, ઢાગજી, ઢુબજી વગેરે છ અને છવ્વીસ ગુજોરો છે. બધા ભાઈઓમાં મેહો વડો અને ત્યાર પછીનો ભોજો છે. જીવન ચલાવવા ગુજોર મેર-સીમેર પર્વત ઉપર જાય છે. ત્યાંથી ઘાસના ભારા લાવીને નગર-શહેરમાં વેચે છે. તેઓ શહેરમાં ઘાસ વેચવાનો વ્યવસાય કરે છે. પાતાળખંડમાં વસતી સાલોરદેવી મેર-સીમેર પર્વત ઉપર આવે છે. ત્યાં આવીને વિચાર કરે છે, ''મારો ધણીધોળી કોઈ નથી. હવે મારો ધણીધોળી શોધવો પડશે.''

આમ વિચારી સાલોરદેવી ડોશીનો વેશ લે છે. ખાટી છાશની માટલી માથે મૂકી સાલોર લાકડીના 'ખટૂકે' મેર-સીમેર પર્વત પર આવે છે. માટલીના માથે માખીનાં ઝુંડ ઊડે છે. અડધી માખો છાશમાં પડી છે. સામે વાઘજીના ગુજોર, મેહો અને ભોજો મળે છે. ભોજો ડોશીને પૂછે છે, ''બાઈ, માથે શાનું 'તોલરું' લઈ જાય છે?'' ડોશી કહે છે, ''સરદાર માથે છાશનું તોલરું છે.'' ભોજો કહે છે,



''બાઈ, અમારી વાત સાંભળ, અમને છાશ પીવા દે; પછી લઈને જજે.'' ડોશી કહે છે, ''સરદાર, છાશ પીવા જેવી નથી, છાશમાં માખીઓ પડી છે.'' ભોજો છાશ જોવા લાગ્યો છે. જોઈને છાશથી કપાળમાં તિલક કરે છે. આ પછી મૂછો હોઠ સામી કરી માટલીની છાશ પીવા લાગ્યો છે. ભોજો માટલીની છાશ પી જાય છે. ખુશ થતી સાલોર કહે છે, ''શાબાશ રે ! વાઘજીના દીકરા શાબાશ ! હવે સાંભળ, મારી સુહાવની (સોવની)વાતો. હું તમને પ્રસન્ન થઈ છું. ભવોભવ જુગોજુગ તમને પ્રસન્ન થઈ છું. વાઘજીના ગુજોર, હવેથી તમે ઘાસ વેચવાનું છોડી દેજો. અમારી સેવા ચાકરી કરજો, અને સુખી થજો. અમે શનિવારની સાંજે તમારે ઘેર આવીએ છીએ. અમારા વાડા બનાવજો.'' આમ કહી સાલોરદેવી અલોપ થઈ છે.

સાલોરની વાત સાંભળીને ગુજોર પોતપોતાના વાડા વાળે છે. ગુજોર અંદરો અંદર વાતો કરે છે, ''શનિવારની સાંજે આપણે સાલોરની રાહ જોઈશું.''

દિવસ અસ્તાચળે જાય છે. સૂડા સૂવા માટે માળે જાય છે. રૂપાની ખરીઓવાળો સૂરજનો સાંઢ આગળ છે. સાંઢની ખરીએ સિંદૂરવર્ણી (હેંદી) આગ ઊડે છે. સોનાનાં શીંગડાંવાળી સાલોરની ખરીએ વીજો થવા લાગી છે. મેહા ભોજાની માતા સાઢુ ખટિયાણી ગાયોને વધાવવા સુહાવની (સોવની) થાળીઓમાં ચોખા (તાંદરા) લે છે. સાલોરના કપાળે ટીલાં કરી સામૈયું કરતી બોલે છે, ''હે માતા, તમે અમારા માટે આવ્યાં છો !'' સામૈયું થયા પછી નવલાખ ગાયોના ટોળા છ અને છવ્વીસ વાડામાં જાય છે.

પાતાળમાંથી સાથે આવેલો નાપુ ગોવાળ હાથમાં 'કાંબરિયા'નો કોરડો અને 'ફરલી' કુહાડી લઈને નવલાખ ગાયોના ટોળા 'હરિયે નળે' ચારવા જાય છે. નાપુરાના માથે સિરોહિયો સાફો અને કમરે સિરોહિયાં ધોતિયાં શોભે છે. નાપુરો લીલે ઝરણે ઊગેલા ડોડિયા બરુ ચારે છે.

સાલોરને દોહનારી ગુજોરણોના હાથે ચૂડા શોભે છે. કેડ પ્રમાણે 'મેઘાડાંમોર'ના ચણિયા શોભે છે. માથા પ્રમાણે ચૂંદડી શોભે છે.

ગાયોના આગમનથી સમૃદ્ધ થયેલા ગુજોરોને રાત દિવસની ખબર પડતી નથી. અંધારિયા-અજવાળિયાની ખબર પડતી નથી. તેઓ ખાય છે, પીએ છે,



અને રાજ કરે છે.

હવે વૈંકુંઠમાં ખબર થવા લાગી છે. સોનાનાં સિંહાસન ધ્રૂજવા લાગ્યાં છે. (પૃથ્વીના માથે) કંઈક ‘નકટો’ (કળા) થયો છે. દેરાવટ નગરીનો સપુરો (સપુનાથ સ્વામી) ખાખર ખેડાંમાં આવવા લાગ્યો છે. સપુરો મનમાં વિચાર કરે છે, ‘‘કંઈક કળા કરીએ.’’ સપુનાથ વાછરડાનું રૂપ લે છે. ખાખરખેડાંમાં ગાયોના ટોળેટોળા આવવા લાગ્યા છે. સપુનાથ બધી ગાયોનું પયપાન કરવા લાગ્યો છે. તે દરરોજ આવી નવલાખ ગાયોને ધાવી જાય છે. સાઢુ ખટિયાંણી આંગણું વાળતાં વાળતાં કહે છે, ‘‘દીકરા મારા, સાંભળો મારી વાત. દરેક સાલોરને દોહતાં ત્યારે બાર બાર ઘડા દૂધ આપણે પીતાં અને તેરમો ઘડો વાછરડું ધાવતું. હવે ગાયોને દૂધ આવતું નથી, અને બધાં વાછરડાં મરવા પડ્યાં છે. ખાખરખેડાંમાં કોઈ સૂબો જાગ્યો છે. તે દરરોજ બધી ગાયોનું દૂધ ધાવી જાય છે. મારા દીકરા કશા કામના રહ્યા નથી. મારા પેટ પથરા પાકયા છે. દીકરા છે એટલી દીકરીઓ હોત તો જમાઈ આવત અને વાડા સાચવત ! મારાં વાછરડાં મરવા પડ્યાં છે.’’ માતાનાં વેણ સાંભળીને ભોજાને પગથી રીસની ઝણઝણાટી ચડી છે, ત્યાંથી ચોટીએ જઈ ભડાકો થયો છે. ભોજો કહે છે, ‘‘હવે જુઓ મર્દોના ખેલ !’’

ભોજો ‘કરા’(વેલા જેવું વૃક્ષ)નો કોરડો વાળે છે. એક હાથમાં કોરડો પકડે છે, અને ખભે કુહાડી મૂકી ખાખરખેડાંમાં સાલોરની પાછળ પાછળ જાય છે. ખાખરખેડાંમાં સપુરો વાછરડાનું રૂપ લઈને ગાયોને ‘ભેટાં’ મારી ધાવવા લાગ્યો છે. ભોજો વાછરડાના રૂપે ધાવી રહેલા સપુનાથને તાકતો તાકતો પાસે જાય છે, અને ક્રોધેથી ‘હાકોટો’ કરી, ‘‘ગાયોનો ધણી તો હું છું,’’ એમ કહીને સપુનાથ પર તૂટી પડે છે. સપુરો અને ભોજલો ‘બાથંબાથા’ (દ્વન્દ્વ યુદ્ધ) કરવા લાગ્યા છે, અને બંને હેઠ ઉપર પડવા લાગ્યા છે. ક્રોધથી કાળઝાળ થયેલો ભોજો કહે છે, ‘‘તું મારી ગાયોને કેમ ધાવતો હતો?’’ સપુનાથ કહે છે, ‘‘ભોજલા, સાલોર તો મારી હતી ને ધાવતો હતો ! તને તો તારા બાપે મને દાનમાં આપેલો છે. તારો બાપ છ અને છવ્વીસ કન્યાઓને પરણ્યો હતો પણ તેના પેટે એક પણ દીકરો ન હતો. મેં તેને છ અને છવ્વીસ દીકરા આપ્યા. તે સમયે તારા બાપે એક દીકરાને મારી ધૂણીએ આપવાનું કહ્યું હતું. એટલે તને મારી ધૂણીએ આપ્યો છે. તું મારી ધૂણીએ



હજી આવ્યો નથી. માટે હું સાલોરને ધાવતો હતો.'' ભોજો કહે છે, ''સપુરા, મને ગળીઓરકોટમાં જવા દે; અમારે બાર ચૉરા ને તેર લીંબડીઓ છે. અમારા 'ધમકે' ધૂળ ઊડે છે. હું મારા ભાઈઓને મળીને પાછો આવું છું.'' ભોજો ગળીઓરકોટમાં જાય છે, અને બધા ભાઈઓને એકઠા કરીને કહે છે, ''ભાઈઓ, સાંભળો મારી વાત. સાલોરને ધાવી જતો તેને પકડ્યો છે. પણ તે તો કહે છે કે મારી હતી ને હું ધાવું છું ! બીજું એમ કહે છે કે તારા બાપાએ તમારામાંથી એક દીકરાને મારી ધૂણીએ આપ્યો છે. તેની ધૂણીએ આપણામાંથી કોણ જાય છે?'' બધાને ચૂપ જોઈને ફરીથી કહે છે, ''મને લાગે છે કે, સપુનાથની ધૂણીએ જવાની તમને ખબર નહીં પડે, હું જ જઈ આવું છું.''

ભોજો સપુનાથની ધૂણીએ જવા તૈયાર થાય છે. ભાઈઓને પાયે લાગી આશીર્વચનો ઉચ્ચારે છે, ''મારો ગળીઓરકોટ કુશળ રહેજો ! મારા છને છવ્વીસ ભાઈઓ કુશળ રહેજો! બાર ચૉરા કુશળ રહેજો ! જીવતો રહીશ તો બાર વરસે પાછો આવીશ. મરીશ તો છેલ્લા 'નરવરગડ ઝુહાર'. ગળીઓરકોટની વિદાય લેતાં ભોજાની આંખમાંથી બોર બોર આંસુ વરસી પડે છે. ભારે હૃદયે ભોજો ખાખરખેડાંમાં સપુનાથ સ્વામી પાસે પહોંચે છે. સપુનાથ પૂછે છે, ''ભોજા, તારા ભાઈઓને બરાબર મળીને તો આવ્યો છે કે?'' ભોજો કહે છે, ''ભાઈઓને મળી-ભેટીને આવ્યો છું.''

સપુનાથ અને ભોજો સપુનાથની દેરાવટ નગરી જાય છે. સપુરો આગળ થાય છે, અને ભોજો તેની પાછળ પાછળ જાય છે. ભોજાનું શરીર આગળ અને પગ પાછા છે. બંને ગેયાંણ નગરી થઈને જાય છે. સપુનાથ ભોજાને ફેરવી ફેરવી ગેયાંણ નગરી બતાવે છે, અને ત્યાર પછી આગળ વધે છે. બંને દેરાવટ નગરીએ આવે છે.

દેરાવટ નગરીમાં ભોજાને બાર બાર વરસ સુધી સપુનાથની ધૂણીની સેવા કરવાની છે. દિવસ રાત સપુનાથની સેવા કરે છે. દિવસો ગણતાં મહિના જાય છે. પાંચ વરસ, દસ વરસ કરતાં બાર વરસ પૂરાં થવા આવ્યાં છે. હવે સપુનાથ વાત કરવા લાગ્યો છે, ''હે ભોજા ! તારા ભાઈઓ તને પૂછશે કે સપુનાથની ધૂણીએ શી કળા કરી? તો તું શું કહીશ? માટે તને બરાબર ભણાવીને મોકલું છું.'' પછી



ધીમે રહીને સપુનાથ કહે છે, ''બેટા, તને ધૂણીના બરાબર ફેરા ફેરવીને ભણાવવો છે. હું તારા માટે બાર ઘાણીઓનું તેલ લેવા જઉં છું. તું તેલ ઉકાળવા છાણાં અને લાકડાં વીણીને એકઠાં કરી મૂકજે. પણ બેટા, આપણી ધૂણીની સૂની ઓરડીઓ ખોલીશ નહીં.'' આમ કહીને તે તેલ લેવા જાય છે. ભોજો બેઠો બેઠો વિચાર કરે છે, ''સૂની ઓરડીઓ ખોલીશ નહીં બેટા ! એમ સપુનાથે મને કેમ કહ્યું?''

ભોજો તાળાની કૂંચી હાથમાં લે છે. ધીમે રહીને પહેલી ઓરડી ખોલે છે. ઓરડી ખોલી અંદર જુએ છે. ઓરડીમાં દોરડીએ પરોવેલાં માનવોનાં માથાં લટકી રહ્યાં છે. મસ્તક (મસ્કલ) જોઈને જોરથી હસે છે. પ્રત્યુત્તરમાં મસ્તકો ભોજાની સામે અટહાસ્ય કરે છે. નવાઈ પામેલો ભોજો મસ્તકોને પૂછે છે, ''હે મસ્તકો ! તમે કેમ હસો છો?'' મુંડ બોલે છે, ''અમે એટલા માટે હસીએ છીએ કે આજે તો તું જીવતો મનુષ્ય છે, પણ કાલે અમારા જેવું મસ્તક (માથું) બનીને અમારી સાથે આવી રહ્યો છે ! આવતી કાલે તારી પણ અમારા જેવી જ દશા થશે ! માટે અમે હસીએ છીએ.'' આશ્ચર્ય પામેલો ભોજો પૂછે છે, ''ખમ્મા ! ખમ્મા ! બાઈઓ, પછી મારું શું થશે ?'' માથાં કહે છે, ''સપુનાથ આજે બાર ઘાણીઓનું તેલ લેવા ગયો છે. પાછો આવી કાલ સવારે સૂરજનાં ઊગતાં કિરણોમાં તેલ રેડીને એક મોટું કઢાયું આગ ઉપર મૂકશે. તેલ ઊકળશે એટલે તને ઊંચો કરીને કઢાયામાં ઠોકશે(નાખશે), અને તને તરીને ખાઈ જશે. છેવટે તારું માથું અમારા ભેગું આવશે! એટલે જ ભોજા, અમે તને હસીએ છીએ !'' હવે ભોજો મુંડકીઓની સામે એક પગે ઊભો રહી સપુનાથથી બચવાનો ઉપાય પૂછે છે, ''હે બાઈઓ! હું હવે કઈ રીતે બચી શકું એનો ઉપાય બતાવો.'' મુંડકીઓ કહે છે, ''સૂરજનાં ઊગતાં કિરણોમાં સપુનાથ આગ ઉપર કઢાયું મૂકશે. તેલ બરાબર ઊકળશે એટલે તને પાકો ચેલો બનાવવાના બહાને કઢાયાની ચારેબાજુ પાંચ ફેરા ફેરવશે. પાંચમા ફેરે તને બાથમાં ઘાલીને પૂરી તાકાતથી કઢાયામાં નાખશે. આ સમયે પાંચમા ફેરે જ કઢાયામાં ન પડતાં કઢાયાની કિનાર પર પગ મૂકી બીજી બાજુએ પડીને તમે તો ગુરુ છો, તમે આગળ થાઓ; એમ કહી સપુનાથને આગળ કરી બરાબર પકડી કઢાયામાં નાખીશ તો તારી જીત થશે. કઢાયામાં પડીશ તો તારી હાર થશે, અને તારું માથું અમારા ભેગું આવશે.''



ભોજો ટચલી આંગળી કાપી લોહીના છાંટા તાળા પર નાખી બીજી ઓરડી ખોલે છે. ઓરડીમાં બાવરી બની ગયેલી કેસર (કેહોર) ઘોડી ખરીએ 'ખરતાળાં' તોડે છે. ભોજાને જોઈને ઘોડી બોલવા લાગી છે, ''ભોજા, હવે મને બહારનો વાયરો ખવડાવ.'' કેસર ઘોડીને પંપાળીને થપથપાવવા (થપોળવા)લાગ્યો છે. તે સપુનાથની કેસર ઘોડીને ખેંચીને બહાર કાઢે છે. બહાર કાઢીને સોના-રૂપાનાં પલાણ ચઢાવી ખેંચી ખેંચી તંગ ભીડે છે. હવે ઘોડી કહે છે, ''ભોજા, કેડમાંથી કાઠો બેસજે ! આપણે લાંબા મારગે જઈએ છીએ. ભોજો કેસર ઘોડી પર સવાર થાય છે. ઘોડી પવનવેગે આકાશમાં ઊડે છે, અને સ્વર્ગની કૂરઝલીઓ (પક્ષીનું નામ) લઈને પાછી આવે છે. બહારના વાતાવરણથી આનંદિત થયેલી કેસર ઘોડી કહે છે, ''શાબાશ ! શાબાશ ! ભોજા, તેં મારા કોડ પૂરા કર્યા !'' ભોજો ઘોડીને પાછી ઓરડીમાં બાંધે છે.

સપુનાથની આજ્ઞા પ્રમાણે ભોજો છાણાં અને લાકડાં એકઠાં કરવા લાગ્યો છે. એકઠાં કરેલાં છાણાં અને લાકડાંના ઢગલા કરે છે. લાંબા મારગથી સપુનાથ આવવા લાગ્યો છે. સાથે બાર ઘાણીઓનું તેલ લાવે છે. ધૂણિયે આવીને ભોજાને કહે છે, ''સૂરજનાં ઊગતાં કિરણોમાં તને પાકો ચેલો કરવા કઢાયું મૂકીશું !''

કૂકડે સ્થાન છોડ્યું છે; પીળિયાં પ્રભાત થયાં છે. સપુરો એકદમ ઝબકીને બેઠો થયો છે. બેઠો થઈને ભોજાને કહે છે, ''બેટા, છાણાં અને લાકડાં લાવ. આમલી-પીપળીના ફેરા ફરીને તને ખરો ભણાવીને ગળીઓરમાં મોકલવો છે જેથી તું સપુનાથના પાકા ચેલા તરીકે ખ્યાત થઈશ.'' સપુનાથ સૂર્યના ઊગતાં કિરણોમાં આગ સળગાવવા લાગ્યો છે. કઢાયાને પથ્થરો પર મૂકી તેલ રેડીને બરાબર ઉકાળે છે. પછી ભોજાને કહે છે, ''બેટા, હવે આપણે આમલી-પીપળીના ફેરા કઢાયાની ચારે બાજુ ફરીએ !'' ભોજો ફેરા ફરવા માટે આગળ થાય છે, સપુનાથ તેની પાછળ પાછળ ફેરા ફરવા લાગ્યો છે. ચાર ફેરા પૂરા કરી ભોજો કઢાયાની કિનાર પર પગ મૂકી બીજી બાજુ પડી સપુનાથને આગળ કરીને કહે છે, ''ગુરુ, હવે ચેલાનો વારો પૂરો થયો ! ગુરુનો વારો આવ્યો! તમે ગુરુ છો, તમે આગળ થાઓ.'' પાંચમો ફેરો ફરતાંમાં તો ભોજો સપુનાથને બાથમાં ઘાલીને કઢાયામાં ફેંકવા લાગે છે. ઊકળતા કઢાયામાં પડવાની તૈયારી કરતો સપુનાથ કહે છે, ''ભોજા,



મારી વાત સાંભળ. તું જીત્યો અને હું હાર્યો. પણ મારું હાડ તેલમાં પડતાંની સાથે સોનું થઈ જશે. આ હાડને કાપીને (જરૂર પડે તેમ) સોનું લઈ જજે. પણ ખણી ખોદીને બધું સોનું લઈ ન જતો. તારે જરૂર પડે તેમ સોનું લઈ જઈશ તો તારી પેઢીઓ ખાશે, જીવશે અને સુખી થશે.'' હવે ભોજો સપુનાથને કઢાયામાં નાખે છે. કઢાયામાંથી અગ્નિ ઊઠે છે. સપુનાથ બળવા લાગે છે, અને ધુમાડો આકાશમાં ઊંચે ચડે છે. ધુમાડાનું રૂપું બન્યું છે, અને સપુનાથનું સોનું બન્યું છે.

ભોજો તાળાંની કૂંચી હાથમાં લે છે, અને કેસર ઘોડીની ઓરડી પાસે જાય છે. ટચલી આંગળી કાપી લોહીના છાંટા તાળા ઉપર નાખી પિત્તળિયાં કમાડ ખોલે છે. કેસર ઘોડી 'ખરીએ ખરતાળાં' તોડે છે. ભોજો ઘોડીને 'બચકાવી' તાણીને બહાર કાઢે છે. સોના-રૂપાનાં 'ખોગીર' (પલાણ) ભીડી ખેંચીને તંગ બાંધે છે. 'ઉલાળીઆં' લગામ ઘાલી કેસર પર ઊડીને સવાર થાય છે. ઘોડી સ્વર્ગની વાટે પવને પવને ગળીઓરકોટ ભણી જવા લાગી છે. ગળીઓરકોટમાં ભોજાની કાણ કરવા સગાં-સંબંધીઓ એકઠાં થયાં છે. ગામને ગાંદરે ઘોડી હણહણવા લાગી છે. કાનમાં 'ઝેણાકો' (અવાજ) ગયો છે. અને બધાં જ સગાં સંબંધીઓ ઊભાં થઈ ગયાં છે. મેહો ઘોડીનો હણહણાટ સાંભળીને કહે છે, ''મારો ભાઈ ભોજો ગુજોર આવતો લાગે છે !'' સ્વર્ગની વાટે ભોજો થોડો થોડો ઝળકવા લાગે છે, અને બધા ઊભા થઈ સામા જાય છે. કેસર ઘોડી પવને પવને ઊડી સ્વર્ગની 'કૂરઝલીઓ'(આકાશમાં ઊંચે ઊડતાં પક્ષી) લઈ પૃથ્વી પર આવે છે. સાઢુ ખટિયાણી ભોજાનું સામૈયું કરવા ખજૂરિયાળા દીવા અને ચોખા લાવે છે. કેસર ઘોડીને ટીલાં કરી સામૈયું કરે છે. ભોજો સપુનાથની કેસર ઘોડી સાતમે ભોંયરે બાંધી બધાં સંબંધીઓ અને ભાઈઓને ભેટીને મળે છે. ત્યાર પછી 'ગરમી ગરમી' વાતો કરે છે, ''સપુનાથને કઢાયામાં નાખીને આવ્યો છું. સોનાનાં 'પોરહાં' (પડ) થયાં છે. દેરાવટ નગરીમાંથી આપણે સોનું લઈ આવીએ.''

ભાઈઓ ગાડાં જોડે છે. સાથે જુમો સોની લે છે. એમજી, ખેમજી, ઢાગજી, ઢબુજી-છ અને છવ્વીસ ગુજોર દેરાવટ નગરીમાં જાય છે. ગુજોર ખણી ખોદીને બધું સોનું ગાડામાં ભરી ગળીઓરકોટમાં લાવે છે. બધા ભાઈઓ સરખા ભાગે સોનું વહેંચી લે છે.



દેરાવટ નગરીમાંથી મળેલા સોનાથી વાઘજીના દીકરા ઘણા જ સમૃદ્ધ થયા છે. કામ ધંધા વિનાના તેઓ બાર ચૉરે બેઠા બેઠા 'ગરમી ગરમી' (દર્પથી ભરેલી) વાતો કરે છે. તેઓ ભોજાને કહે છે, ''ભોજા, સાંભળ અમારી વાત. અમારે તારા જેવી ઘોડીઓ લાવવી છે!'' ભોજો કહે છે, ''ભાઈઓ, કાઠિયાઆડમાં જઈએ અને ત્યાંથી ઘોડીઓ લાવીએ.'' મેહો, ભોજો, હખલો, એમજી, ખેમજી, ઢાગજી, ઢુબજી-છ અને છવ્વીસ ગુજોર કાઠિયાવાડમાં ઘોડીઓ જોવા જાય છે. ગુજોર કાઠિયાવાડના રાજા સોઠજીના મહેલે જઈને કહેવા લાગ્યા છે, ''રાજા, અમે ઘોડા ખરીદવા આવ્યા છીએ; તમારે ઘોડા વેચવાના છે?'' રાજા ગુજોરોને ઘોડીઓ બતાવે છે. ઘોડીઓ ગુજોરોને પસંદ પડતી નથી. છેવટે રાજા છ છ માસ ફેરવેલા કાળીઆ રેવત અને ફૂલવછેરાને બહાર કાઢે છે. તેમને જોઈને મેહો કહે છે, ''રાજા, આ ઘોડાનું મૂલ્ય કર.'' સરદારો આ ઘોડાનું મૂલ્ય તો નવલાખ રૂપિયા છે !'' આ બે ઘોડા પસંદ કરી છ અને છવ્વીસ ગુજોરમાંથી બાકી રહેતા ભાઈઓ માટે ઘોડા પસંદ કરે છે.

ગુજોર રાજાને કહે છે, ''રાજા, અમે મોચીવાડે જઈને ઘોડાનો સામાન સજાવી પાછા આવીએ છીએ !'' ગુજોર ઘોડા લઈને મોચીવાડે જવા લાગ્યા છે. અહીં આવીને ઘોડાને સજાવે છે. ઘોડા સજાવીને બધા ભાઈઓ ઘોડા પર છલંગ મારી સવાર થાય છે. ઘોડાઓને તીખા ચાબુક મારે છે, અને કાઠિયાવાડના રાજા પાસે જવાના બદલે ગળીઓરકોટમાં જવા લાગ્યા છે.'ધૂધળી' રેતી ઊડે છે, અને સ્વર્ગની કૂરઝલીઓ આવે એમ ગરીઓરકોટમાં આવે છે.

મેહાની રાણી કાળી વાદળીની ભણેલી રખમા રાઠોડણ, ખજૂરિયાળા દીવા અને ચોખા સુહાવની (સોવની)થાળીમાં મૂકી સામૈયું કરવા આવે છે. સૌથી પહેલાં 'કેહોર કારમી' ઘોડીને તિલક કરે છે. પછી 'લવલવતા' કાળીઆ રેવતને વધાવે છે. છેવટે 'ઉંદણી તુંદણી' ઘોડીઓને ટીલાં કરે છે. ગુજોર બધાં ઘોડાંને સાતમા ભોંયરે બાંધે છે.

ગાયોની સમૃદ્ધિ અને દેરાવટ નગરીની સંપત્તિથી ઉન્મત્ત બનેલા ગુજોરોને દિવસ રાતની ખબર પડતી નથી. અજવાળિયા-અંધારિયાની ખબર પડતી નથી. તેઓ બાર ચૉરા પર વિરાજી 'ગરમી ગરમી' (ગર્વથી ભરેલી) વાતો કરતા એકબીજાને



કહે છે, ''ભાઈઓ, આપણે ડોળીરાણમાં ભાથુરી કલારણને ઘરે 'કાલાં મેત' (દારૂ) પીવા જઈએ!'' સોનાના સાવરણે આંગણાં વાળતી કાળી વાદળીની ભણેલી રખમા રઠોડણના અંતરને ગુજોરની ડોળીરાણમાં દારૂ પીવા જવાની વાતની ખબર પડે છે. સોનાનો સાવરણો ઘરના ખૂણે મૂકીને પવનવેગે ગુજોરો પાસે આવીને કહે છે, ''દેવરિયા, તમે ડોળીરાણની વાત છોડી દો ! આપણે મારા પિયર જઈએ.'' ગુજોર પૂછે છે, ''ભાભીજી, તારા પિયર જવાનું શું કામ છે ?'' દેવરિયા તમે જિદ્દ છોડી દો. મારા પિયર માળદરામાં તો મારી બે બહેનો; વાદળી અને વીજળી ભર યૌવનમાં આવેલી છે. તેઓના પવન ખાતાં દિવસો પસાર થાય છે !'' દિયર કહે છે, ''ભાભીજી, અમે તો 'મઝ મેવાર' જોયો છે ! હવે માળદરામાં શું જોવાનું છે?'' ''દેવરિયા, માળદ્દરો ઉગમણો દેશ છે. આંબા અને મહુડા પર કોયલો અને નાનકડી પાંખોવાળા સૂડા બોલે છે. ઘણો સોહામણો (હુયમણો )દેશ છે. ત્યાં મારી બે સુંદર બહેનો, વાદળી અને વીજળી તમારી રાહ જુએ છે.'' ભોજો કહે છે, ''ભાભી, તારા દેશ માળદ્દરામાં તો મૂળારાં (ખારાં) પાણી છે. અમે તો ડોળીરાણમાં દારૂ પીવા જઈએ છીએ. દારૂની 'સાખો' પીશું અને પછી માળદરામાં જવું હશે તો જઈશું!'' ''દિયર, એવી વાતો છોડી દેજો. મારા પિયરમાં પીવો હોય એટલો દારૂ પડ્યો છે. ''ભાભીજી, તારા દેશનો દારૂ કેવો હશે? અમારે તો ડોળીરાણનો જ દારૂ પીવો છે. અઢી અધોળ પીએ અને અઢી દિવસે ઊતરે એવો ભાથુ કલારણનો દારૂ પીવો છે ! એ દારૂ પીને ઝટ પાછા આવીએ છીએ.'' રખમા કહે છે, ''તમે એવી ગાંડી (બુદ્ધિહીન) વાતો છોડી દેજો. મારો સ્ત્રીનો બોલ આગળ આવશે !'' છેવટે રખમાના આગ્રહને માન આપીને ગુજોર માળદ્દરા દેશ જવા તૈયાર થયા છે.

ગુજોરોના કહેવાથી વેલીઓ 'હાંણેસો' (અશ્વપાલ) આવે છે. કૂંચીઓ લઈ ટચલી આંગળીનો નખ કાપી લોહી છાંટી સાતમા ભોંયરાનાં તાળાં ખોલે છે. તાળાં ખોલી કેસર ઘોડી, કાળીઓ રેવત, ફૂલવછેરો અને ઉંબરણી-તુંબરણી ઘોડીઓને તાણીને બહાર કાઢે છે. ઝાંઝર તળાવડીએ નવડાવી ઘોડાં ઉપર સોના-રૂપાનાં ખોગીર (પલાણ) માંડે છે. ઘોડીઓ સોને પીળી અને રૂપે ઊજળી દેખાય છે.

કાળી વાદળીની ભણેલી રખમા રાઠોડણ પિયર જવા માટે સોળૈયો શણગાર



સજવા લાગી છે. કેડ પ્રમાણે 'મેઘાડાંમોર'નો ચણિયો પહેરે છે. શરીર પ્રમાણે આછી સાડી ઓઢે છે. ગુજ્જર છલંગ મારીને સવાર થાય છે. તેઓને જોઈને સૂરજ ઝાંખો થાય છે. ઘોડાંને ચાબુક પડે છે, અને ઘોડા સ્વર્ગની વાટે પવને ઊડે છે. ઘોડીઓના પાંખે પર્વતો ઊડવા લાગ્યા છે, અને ગુજ્જર 'માળદ્દરું માળદ્દરું' ઝંખતા રખમા રાઠોડણ સાથે જવા લાગ્યા છે. આકાશમાં ઝીણી વીજો થવા લાગી છે, અને ગુજ્જરોના શરીર ઉપરનાં આભૂષણોનું સોનું-રૂપું ઝળકવા લાગ્યું છે. ઝીણા મેઘ વરસે છે, અને સ્વર્ગની કૂરઝલીઓની માફક ઘોડીઓ માળદરા તરફ જવા લાગી છે. રસ્તે ગુજ્જર વાતો કરે, ''માળદરામાં ભાભીની રૂડી સોવની (સુહાવની) વાદળી અને વીજળી બે બહેનો છે; આપણે તેમને જોતા જઈએ.''

માળદરું નજીક આવી રહ્યું છે. ગુજ્જર રસ્તામાં ગોવાળને માળદરા દેશના રાજાના મહેલમાં જવાનો રસ્તો પૂછે છે. ગોવાળ કહે છે, ''તમે જમણી બાજુએ અવળા જશો નહીં. તમે સીધા આગળ જજો. સૂરજપોળમાં માળદરા દેશના માળા માળદરાનો વાદળમહેલ છે.'' ગુજ્જરોનાં ઘોડાં પવને પવને માળદ્દરા નજીક આવે છે, અને માળા માળદ્દરાના મહેલના કાંગરા ધ્રૂજવા લાગ્યા છે. માળાને ખબર પડે છે, અને માળો માળદ્દરો મહેલના બારણે આવે છે. ઝીણી ઝીણી વીજો ચમકે છે, અને ગુજ્જર અને ઘોડીઓના શરીર પરનું સોનું-રૂપું ઝળકે છે. આથી અજવાળું થાય છે. થોડી થોડી ધરતી ધ્રૂજવા લાગી છે, અને સ્વર્ગના 'હૂસેણા'(બાજ) આવે એમ ગુજ્જર આવી રહ્યા છે.

માળો માળદ્દરો ગુજ્જરોના ઉતારા માટે ફૂલવાડીએ લીલા-પીળા ફૂલોની જાજમો પાથરે છે. ફૂલવાડીમાં ગુજ્જર ચંપા અને કેવડાના વૃક્ષે ઘોડીઓને બાંધે છે. તેઓ ઘોડીઓને વાડીના ફૂલોનો ચારો નાખે છે. પ્રવાસથી થાકેલા તેઓ લીલી-પીળી જાજમો પર આરામ કરે છે. રખમા રાઠોડણ રાજમહેલમાં પોતાની બહેનો, વાદળી-વીજળીને કહે છે, ''તમે ફૂલવાડીએ ઝટપટ શણગાર સજીને આવો; ગુજ્જરો તમારી રાહ જુએ છે.''

બહેનના કહેવાથી બંને કન્યા સોળૈયો શણગાર સજવા લાગી છે. સેંથામાં સિંદૂર પૂરે છે. વાળે વાળે મોતી ગૂંથવા લાગી છે. આંખોમાં કાજળ ઘાલે છે. ચિબુકે માખ માંડે છે. ગાલે ફૂલડી પાડે છે. કેડ પ્રમાણે 'મેઘાડાંમોર'નો ચણિયો



પહેરે છે. શરીરે આખી સાડી પહેરે છે. કાઠા ઘઉંના પિંડ જેવાં કન્યાનાં શરીર છે. હોળીના ભડકા જેવી વાદળી અને વીજળી બંને બહેનો સ્વર્ગે ચડી વાદળમાં રમવા લાગી છે.

ફૂલવાડીએ વાદળી અને વીજળીની રાહ જોતા દાબડી જેવી આંખોવાળા અને પટ્ટા જેવી ભમરવાળા ગુજ્જર બેઠા છે. સ્વર્ગની વાટેથી બંને કન્યા આવવા લાગી છે. ગુજ્જર ઝડપથી બેઠા થઈ આકાશમાર્ગેથી આવતી વાદળી અને વીજળીને જોવા લાગ્યા છે. તેઓને જોઈને ગુજ્જર રખમાને કહેવા લાગ્યા છે, ''ભાભી, અમારી વાત સાંભળ. તારી બહેનો તો લીંટાળી છે! ખાંડીઓ(ખેતી ઉપયોગી મોટા દાંતાવાળું સાધન) જેવડા દાંત છે ! અમારે આ છોકરીઓને પરણવું નથી. ભાભીજી, ઝટ આપણા દેશ જઈએ!'' ગુજ્જર ઘોડીઓને સોના-રૂપાનાં ઉલાળિયાં લગામ ઘાલે છે. આકાશમાર્ગે વીજળી થાય છે. તેના અજવાળામાં તેઓના શરીર ઉપરનાં આભૂષણોના સોના-રૂપાને લીધે ઝીણા ઝીણા તેજલિસોટા થાય છે. તેઓ છલંગ મારીને ઘોડે સવાર થાય છે. ઘોડાંને તીખા તીખા ચાબુક મારે છે. પવને પવને ઘોડીઓ જાય છે. મેહો ભોજાને પૂછે છે, ''આપણે કઈ વાટે જઈએ?'' ભોજો કહે છે, ''આપણે મંડોવરાની વાટે જઈએ !'' ઘોડીઓની ખરીએ ધૂળ ઊડે છે. ધરતી થરથર ધ્રૂજે છે. ગુજ્જરોને જોઈને સૂરજ ઝાંખો જાય છે. આથી મંડોવરાની રાણીઓ બારણે આવી જોવા લાગી છે. મંડોવરાનો રાજા રાણીઓને કહે છે, ''રાણીઓ, શું જુઓ છો ?'' રાણીઓ કહે છે, ''રાજા, આજ તો કોઈક આવે છે !''

### ભાથુ કલારણ

મેહો અને ભોજો ડોળીરાણ ! ડોળીરાણ ! ઝંખતા જાય છે. તેઓ ડોળીરાણની શેરીએ-બજારે વાણિયા-બ્રાહ્મણનાં છોકરાં રમતાં જુએ છે. ભોજો અને મેહો 'ભાથુરી ! ભાથુરી!' ઝંખતા છોકરાંને ભાથુરીનું ઘર પૂછે છે. છોકરાં કહે છે, ''સરદારો, આટલા બધા અજાણ્યા તમે ક્યાંથી આવો છો? ભાથુરીના ઘર આગળ તો પારસપીપળી છે, આંગણે ટોકરિયાળી વાડ છે, અને પ્રવેશદ્વારે ઘૂઘરિયાળી ઝાંપલી છે. આંગણે અને ચોપાડે દર્પણ જડેલાં છે. વાડે નાગરવેલ અને વંડે વેલ ઝૂલે છે. આ નિશાનીઓવાળું ઘર ભાથુનું છે.'



ગુજ્જર ઘોડાંની લગામ છૂટી મૂકે છે. ખરીએ ધૂળ ઊડે છે, અને ભાથુ કલારણના મહેલના કાંગરા ધ્રૂજવા લાગ્યા છે. ગુજ્જર ખાંડે ઘૂઘરિયાળી ઝાંપલી ખોલે છે, અને અલમી કાચ (દર્પણ) પર ઘોડાં ફેરવી 'અલમી કાચ' દર્પણ ભાંગવા લાગ્યા છે. ઘોડાંની ખરીએ અલમી કાચોની કરચો ઊડવા લાગી છે. ગુજ્જર આંગણે ઉગાડેલા ચંપા અને કેવડે ઘોડાંને બાંધે છે. વાડેથી તોડી તોડી નાગરવેલ નાખે છે.

ભાથુ કલારણ વાદળમહેલમાં સૂતી નિદ્રા લે છે. આંગણે હીરા દાસી ફરે છે, અને સરદારોને જોઈને કહે છે, ''આ સરદારોઓએ તો આંગણાનાં દર્પણ ભાગી નાખ્યાં ! બધી નાગરવેલ તોડી નાખી, વંડે વેલ વીંટળાયેલી હતી એ પણ તોડી નાખી બાપલિયા! આમણે તો ઘણો જ ગઝબ કર્યો છે !'' ગુજ્જર દાસીને પૂછે છે, ''બાઈ, આ ભાથુ કલારણ કયાં ગઈ છે?''હીરા દાસી કહે છે, ''બાઈ તો વાદળમહેલે સૂતી છે.'' ગુજ્જર કહે છે, ''ઝટ જા, તારી બાઈને જગવ, અને કહે કે જલદી નીચે આવે.'' દાસી કહે છે, ''સરદારો, એવું શું કામ પડ્યું છે? તમે કામનું નામ કહેશો?'' ગુજ્જર કહે છે, ''કંઈ કામનું નામ નથી છોકરી. અમારે સાખ સાખ દારૂડો પીવો છે!'' એટલું કહેતાં તો હીરા દાસી 'હળવળ હળવળ' વાદળમહેલ ચડે છે. જળનો લોટો હાથ લે છે, અને દાસી ભાથુનો ડાબા પગનો અંગૂઠો મરડવા લાગી છે. ભાથુરી બેઠી થઈ ગઈ છે, અને પછી બોલે છે, ''રાંડ, તારું 'જરામૂળ' (નખ્ખોદ) જજો ! મને કાચી નિદ્રાએ નહોતી જગવવી.'' હીરા કહે છે, ''બાઈ, તારી મરજો કાચી નિદ્રા ! આપણા આંગણે તો ગઝબ થઈ ગયો છે! આંગણે તો સરદાર, સરદાર અને સરદાર છે ! ઘોડા, ઘોડા અને ઘોડા છે ! અલમી કાચ પર તો ઘોડા બાંધ્યા છે !'' દાસી રડતી જાય છે, અને આગળ વાત કરે છે, ''વંડે વીંટળાયેલી વેલ હતી એ પણ રહી નથી. બધી વેલ તોડીને ઘોડાંને નાખવા લાગ્યા છે. !''

જળનો લોટો હાથમાં લઈ ભાથુ મોઢું ધોવા લાગી છે. મુખ ધોઈને સોળૈયો શણગાર સજવા લાગી છે. વાળે વાળે મોતી ગૂંથે છે. કમર પ્રમાણે ચણિયો પહેરે છે. સોનાની પગરખીઓ પહેરે છે. 'હેઆંનો' ચાબુક હાથમાં લઈ 'ઘરવળ ઘરવળ' વાદળમહેલ ઊતરી આંગણે આવે છે. ભાથુ દર્પથી બધા સરદારોને જુએ છે, અને



પૂછે છે, ''તમે 'અટારા' કોણ લોકો છો ? કયા કારણે મારા આંગણે જડેલાં દર્પણ ભાગી નાખ્યાં ? નાગરવેલ તોડી નાખી ?'' ગુજોર કહે છે, ''બધી વાતો જવા દે બાઈ ! અમને 'સાખ સાખ' દારૂ પાજે !'' ભાથુ કહે છે, ''મારા પીઠાનો દારૂ તો તમે નહીં પી શકે'લ્યા, ખાટી છાશના પીનારા ! મારો દારૂ તો ડોળીરાણનો રાણો જ પી શકે ! દારૂ પણ કેવો ? અઢી અધોળ પીએ છે, અને અઢી દિવસે ઊતરે છે. ખાટી આમલી ખાનારા, તમે શું કરીને મારો દારૂ પી શકશો ? કેટલો દારૂ પી શકશો?''

ભાથુની તોછડી (ઉસલી) વાતોથી ભોજાને પગથી માથા સુધી રીસની ઝણઝણાટી ચડે છે. કેસર કારમી ઘોડીની કોટમાં, સોનાની સાંકળ હતી તે કાઢીને ભાથુની સામે નાખતાં કહે છે, ''અમને સાખ સાખ દારૂ પાજે. તું અમને હલકું બોલીશ નહીં.'' કલારણ કહે છે, ''શાની સાંકળ છે ભોજલા ! પિત્તળ કે કાંસું?''

ભાથું સાંકળને ડાબા પગના અંગૂઠે ઘાલીને તોછડાઈથી તાણતી તાણતી સોનીના બજારે જાય છે. ભાથુ લવજી સોનીના ઘેર જઈને કહે છે, ''લવજી વીરા! આ શાની સાંકળ છે ? તું પારખી આપ.'' સોનીરલો સાંકળ ફેરવી ફેરવી જોવા લાગ્યો છે. પછી કહે છે, ''બાઈ ભાથુ, આતો ઘરમાં જઈ દીવાના અજવાળે જોવી પડશે. સૂરજના તેજમાં તો મને ખબર નથી પડતી !'' લવજી સોનાની સાંકળ લઈને ઘરમાં જાય છે. સાંકળમાંથી એક કડી કાપી લઈ પાછો આવે છે. આવીને ભાથુ કલારણને કહે છે, ''બાઈ ભાથુ, આ તો સાવ સોનાનું સાંકળું છે ! તેઓ માગે એટલો દારૂ પાજે !'' રસ્તામાં જતાં જતાં ભાથુ કલારણ વિચારે છે, ''સોનીરલો વીરો શું જાણે ? ગુજોર મને પૂરે પૂરી છેતરી જશે. લુહાર વીરો કાચાં લોઢાં ગાળે છે, હું તેને બતાવતી જાઉં.'' ભાથુ લુહારના ઘેર જાય છે. જઈને પૂછે છે, ''લુહાર વીરા ! તું જાગે છે કે ઊંઘી ગયો છે ? જાગતો હોય તો બહાર આવ.'' લુહાર કહે છે, ''અડધો જાગું છું અને અડધો ઊંઘું છું તારે કવેળાએ મારું એવું શું કામ પડ્યું?'' ''ભાઈ લુહાર, મને આ સાંકળ પારખી આપ. ભાથુ ઝટ ઝટ સાંકળ લુહારના હાથમાં નાખે છે. લુહાર સાંકળ ફેરવી ફેરવી જોવા લાગ્યો છે. આ સાંકળ કયા ધણીએ આપી છે જેથી તું પગમાં ઘાલીને ખેંચતી ખેંચતી ફરે છે ?'' ભાથુ કહે છે, ''સાંકળ કોણે આપી ન આપી એ તારે જોવાનું નથી'' લ્યા, તું મને આ



સાંકળ પારખી આપ !'' લુહાર કહે છે, ''અહીં તો ખબર પડતી નથી. બાઈ ભાથુ, ઘરમાં જઈ દીવો કરીને જોવી પડશે !'' લુહાર ઘરમાં જઈ કાતરથી એક કડી કાપી લે છે. પછી પાછો આવે છે. ભાથુ કહે છે, ''લુહાર વીરા, આ તો દારૂ પીવાવાળે દારૂના બદલામાં સાંકળ આપી છે.'' લુહાર બોલે છે, ''જેટલો દારૂ પીએ એટલો પાજે, આ તો સાવ સોનાની સાંકળ છે !''

ભાથુ પાછી આવી સાંકળને ગોખલામાં મૂકે છે. સોનાની સાંકળના બદલામાં ભાથુ ગુજોરોને દારૂ આપવા લાગી છે. ગુજોર સાખ સાખ દારૂ પીએ છે. એક એક ગુજોર બાર બાર ઘડા ખાલી કરે છે પણ તેમને નશો ચઢતો નથી. આથી ભોજો કહે છે, ''ભાથુ, બાર બાર ઘડા ખાલી પડ્યા છે પણ અમને દારૂનો નશો ચઢતો નથી. અમારી દારૂની સાખ પૂરી કર. નહીં તો અમારી સોનાની સાંકળ પાછી આપ. અમને નશો ચઢવો જોઈએ, નહીં તો તારું માથું ફોડીશ !'' ભાથુ કહેવા લાગી છે, ''ભોજા, ખોટું લાગે એવું કેમ બોલે છે ? હું તારા માટે કૂવા ઉપર દારૂનો રેંટ જોડું છું.''

ભોજો રેંટ પાસે આવે છે અને પ્રાર્થે છે, ''હે ખેરાના ખેતલા (સીમદેવ) અને માતા ચામુંડા, તમને સ્મરું છું ! તમને સ્મરીને ભાથુનો દારૂ પીવાય એટલો પીવું છું. અડધો દારૂ મૂછોથી ઉછાળું છું, જેથી સ્વર્ગે ચડે અને વૈકુંઠપુરીમાં સોનાનું સિંહાસન ધ્રૂજવા લાગે ! સ્વર્ગેથી પાછા ફરી રહેલા દારૂથી ગળીઓરકોટમાં દારૂના ઝીણા ઝીણા મેઘ વરસે ! બાકીનો દારૂ ડાબા પગના અંગૂઠે ધરતી પર દબાવું છું, જેથી પાતાળમાં વસતા વાસુકિ(વાસંગ)નાગના માથા પર દારૂની ધારા પડે, અને વાસુકિનાગ સાથે ધરણ ડોલવા લાગે !''

ભાથુ ખોળો વાળીને રેંટ પર ચઢે છે, અને ભોજો ખોબો વાળીને દારૂ પીવા લાગ્યો છે. પીવાય એટલો દારૂ પીએ છે, અને અડધો દારૂ મૂછેથી ઉછાળે છે. દારૂ સ્વર્ગે ચઢે છે, અને વૈકુંઠમાં ભગવાનનું સિંહાસન ધ્રૂજવા લાગ્યું છે. સ્વર્ગેથી વળતાં દારૂ પૃથ્વી પર આવવા લાગ્યો છે, અને ગળીઓરકોટમાં દારૂના ઝીણા ઝીણા મેઘ વરસવા લાગ્યા છે. ભોજો વધેલો બાકીનો દારૂ ડાબા પગના અંગૂઠે ધરતી પર દાબે છે, અને વાસુકિનાગના માથા પર દારૂની ધારા પડવા લાગી છે, જેથી વાસુકિ સાથે ધરણી ડોલવા લાગી છે. ભાથુનો દારૂનો આખો કૂવો ખાલી



થઈ ગયો છે પણ ભોજાને નશો ચડયો નથી. ભોજો કહે છે, ''ભાથુ કલારણ, હજી મને દારૂનો નશો ચડયો નથી !'' ભાથુ કહે છે, ''ભોજાજી, તને પિવડાવતાં મારો દારૂનો આખો કૂવો ખાલી થઈ ગયો છે ! હવે તને બીજો કયાંથી દારૂ આપું ?'' ગુસ્સે થયેલો ભોજો કહે છે, ''રાંડ ! તું તો કહેતી હતી કે, તમે મારો દારૂ શું કરીને પીશો ?'' તું તો મહેણાં મારતી હતી કે ડોળી રાણનો રાણો અઢી અધોળ દારૂ પીએ છે અને અઢી દિવસે ઊતરે છે. તમે ખાટી છાશના પીવાવાળા મારો દારૂ નહીં પી શકો ! પણ મને તો નશો જ ચડયો નથી. મારી દારૂની સાખ પૂરી કર, નહીંતર મારી સોનાની સાંકળ પાછી આપ. પાછી આપે છે કે સોનાનું પગરખું બોચીમાં મારી તારું માથું જુદું કરું ?''

ભાથુ સોનાની સાંકળ પાછી આપવા લાગી છે. ભોજો સાંકળ લઈને ઘોડીના કોટમાં પહેરાવવા જાય છે પણ કોટમાં સાંકળ પહોંચતી નથી. ભોજો કહેવા લાગ્યો છે, ''રાંડ, મારી સોનાની કેટલી કડીઓ કાપી છે કે જેથી ઘોડીની કોટમાં સોનાની સાંકળ પહોંચતી નથી ? સાચું બોલ, નહીં તો તારી કેડમાં ચાબુક આ ઘડીએ જ મારું છું !'' ભયની મારી ભાથુ કલારણ સોનીના ઘેર જાય છે, અને તેને કહેવા લાગી છે, ''સોનીરલા વીરા, સોનાની સાંકળમાંથી સોનાની કડી કાઢી હોય તો પાછી આપ. નહીં તો ગુજોર મને પૂરી મારી નાખશે ! મારાથી દારૂની સાખ પૂરી થતી નથી. આથી સોનાની સાંકળ પાછી આપવી પડે છે.'' ભાથુનું લાચાર મુખ જોઈને સોની સોનાની કડી પાછી આપવા લાગ્યો છે. ભાથુ કડી લઈને પાછી ભોજા પાસે આવે છે. ભોજો કડી સાંકળમાં પરોવીને ઘોડીની કોટમાં પહેરાવવા પ્રયત્ન કરે છે પણ સાંકળ કોટમાં પહોંચતી નથી. આથી ગુસ્સે થયેલો ભોજો ભાથુને કહે છે, ''હજી પણ ઘોડીની કોટમાં સાંકળ પહોંચતી નથી. હવે ઠગાઈ કરવાનું છોડી દે, અને જીવવું હોય તો ઝટ જા, અને ખૂટતી કડી લઈ આવ.''

ભોજાથી ગભરાયેલી ભાથુ દોડતી લુહારના ઘેર જવા લાગી છે. જઈને કહે છે, ''લુહારિયા વીરા, હું તને વિનવું છું ! મને કડીઓ પાછી આપી દે. તેં કેટલી કડીઓ કાઢી છે ? બે કડીઓ ટોટમાં આવે છે. દારૂની સાખ મારાથી પૂરી થતી નથી, અને સોનાની સાંકળ લઈ શકાતી નથી. વીરા, હું તને ચોર કહીશ નહીં. આખી સાંકળ નહીં આપું તો ગુજોર મને મારી નાખશે !'' લુહાર કડી પાછી



આપવા લાગ્યો છે. પાછી આવીને ભાથુ ભોજાને સોનાની કડી આપે છે.

ગુજ્જોર ઘોડાં પર સવાર થાય છે. ખેંચીને તંગ ભીડે છે. બધા ઊડી ઊડી ઘોડાં પર સવાર થયા છે. દારૂથી પ્રમત્ત બનેલા ગુજ્જોર ઊંધો વાયરો આવ્યો એ બાજુ વહેવા લાગ્યા છે. ઘોડાંના માથે ચાબુક રોળવે છે, અને ગુજ્જોર ગળીઓરકોટમાં આવવા લાગ્યા છે. ગળીઓરમાં દારૂના ઝીણા ઝીણા મેઘ વરસે છે. આખું જગત દારૂમાં ડૂબવા માંડ્યું છે.

સ્વર્ગમાં દારૂના મેઘ વરસે છે, જેથી સ્વર્ગમાં સોનાનું સિંહાસન ડોલવા લાગ્યું છે. ભગવાન વિચારે, ''ધવળા (ધોળા) મૃત્યુલોકમાં કોઈ પાપી-ધર્મી જાગ્યો લાગે છે ! સ્વર્ગ સાથે પૃથ્વી અને પાતાળ દારૂએ ડૂલવા લાગ્યાં છે. સ્વર્ગ, ધરતી કે પાતાળ પર ટકી શકાતું નથી. ચાલ, હું ધોળા મૃત્યુલોકમાં જોઈ આવું.''

પાતાળમાં વાસુકિનાગના માથા પર દારૂની ધારા પડવા લાગી છે. વાસુકિ ડગમગ ડોલવા લાગ્યો છે ! તે વિચારે છે, ''ધોળા મૃત્યુલોકમાં, કોઈ પાપી-ધર્મી જાગ્યો લાગે છે, આખી ધરણ ડોલવા લાગી છે. પૃથ્વી પર કોઈ સૂબો જાગ્યો લાગે છે. આથી મારે ધોળા મૃત્યુલોકમાં જવું પડશે. જાઉં તો ખરો પણ આ ધરતીનો ભાર હું કોના માથા ઉપર મૂકું?''

વાસુકિ ઊંટને બોલાવીને કહે છે, ''ઊંટડીના જાયા, મારી વાત સાંભળ. પૃથ્વી પર કોઈ સૂબો જાગ્યો લાગે છે. તેના કર્મોના કારણે દારૂની ધારાઓ પાતાળખંડમાં પડવા લાગી છે ! તું શરીરે ઊંચો છે. આથી પૃથ્વીનો ભાર ધારણ કરી શકીશ. હું ઝટ પૃથ્વીની ખબર લઈ પાછો આવું છું. થોડા સમય માટે તું ધરતીનો ભાર ધારણ કર.'' આમ કહી વાસુકિ ધરણને ઊંટ પર મૂકવા લાગે છે. ઊંટ કહે છે, ''વાસુકિ, મારી વાત સાંભળ. હું ધરતીનો ભાર ઓઢી શકવા શક્તિમાન નથી.'' ઊંટના વચનોથી ગુસ્સે થયેલો વાસુકિ શાપ આપતાં કહે છે, ''ઊંટ, આજ તો દેવીઆવાળો (સતજુગ) છે. કાલે મનખાવતાર (મનુષ્ય અવતાર, કળજુગ) આવશે. તે દિવસે તું ના, ના, કહેતો રહીશ અને માણસો તારું નાક ફાડીને નાથ ઘાલશે. તારે માથે સવા કળશી ભાર મૂકશે !'' ઊંટના ગયા પછી વાસુકિ ફરી વિચારે છે, ''આ ધરણીનો ભાર કોને આપવો ?'' છેવટે પાડાને બોલાવીને વાસુકિ કહે છે, ''ભેંસના જાયા, ઘડીક અહીં આવ. ધરણીનો ભાર



ઝીલવો છે !'' પાડો રેંકતો રેંકતો વાસુકિ પાસે આવીને ઊભો રહે છે. વાસુકિ ધરતીનો ભાર પાડાના માથા પર મૂકવા લાગે છે આથી પાડો કહે છે, ''નાગરા, ઝટ મારા માથેથી ધરણ લઈ લે ! હું ધરણનો ભાર ઝીલી શકતો નથી.'' પાડાના વચનોથી ખિજાયેલો વાસુકિ શાપ આપે છે, ''જા, અલ્યા પાડા ! આજે તો દેવિયાવાળો છે. કાલે મનુષ્ય અવતાર (કળિયુગ) આવશે. એ સમયે માણસો તારી કાંધમાં વીઝુહણ ખાંડું ઝીંકશે અને તારો ડાબો પગ કાપશે. આ સમયે તારા શરીરમાંથી રકતની નદીઓ ખળકશે. કરોડ ભૂખ્યાં દેવ-દેવીઓ ખાલી ખપ્પર ભરી ભરી તારું લોહી ભરખશે !''

મૂંઝાયેલો વાસુકિ બકરાને બોલાવે છે. ચાલવાથી ખટખટ થતી ખરીઓવાળો બકરો વાસુકિનાગ પાસે આવે છે. વાસુકિ કહે છે, ''બકરીના જાયા, ઘડીક મારા સ્થાને આવજે, ધરણનો ભાર ધારણ કરવો છે ! મારે પૃથ્વીની ખબર લેવી છે.'' નાગ ધરતીનો ભાર બકરા પર મૂકવા લાગ્યો છે. બકરો 'ઢળવળ ઢળવળ' જોવા લાગ્યો છે અને કહેવા લાગ્યો છે, ''વાસુકિ, ઝટ પૃથ્વીનો ભાર લઈ લે ! હું ભાર ઝીલવા શક્તિમાન નથી.'' નાગ ધરણનો ભાર લઈ આવેશમાં બોલે છે, ''જા અલ્યા બકરા, આજ તો દેવિયાવાળો છે. કાલે 'મનખાવતાર' આવશે તે દિવસે તારી કાંધમાં 'વીઝુહણ' ખાંડું પડશે. ધડ અને મસ્તક જુદાં પડશે. તારા શરીરમાંથી લોહીની નદીઓ વહેશે. કરોડ દેવ-દેવીઓ ખાલી ખપ્પર ભરી ભરી તારું લોહી ભરખશે !''

ઊંટ, પાડા અને બકરાના વર્તનથી નિરાશ થયેલો વાસુકિનાગ વિચારમાં પડી ગયો છે કે, ''પાતાળમાં દારૂની ધારાઓ વરસતી રહી છે, અને પૃથ્વીને માથે આની શોધ આદરવી છે પણ પૃથ્વીને કોને માથે મૂકવી ?'' એટલામાં તો સૂરજ જેવો ઊજળો ગાયનો જાયો 'ખડૂકા' મારતો આવવા લાગ્યો છે. ખરીએ ધૂળ ઊડે છે, અને નાગ પાસે આવી 'ધળૂકવા' લાગ્યો છે. તેને જોઈને વાસુકિ કહે છે, ''ગાયના જાયા, દારૂની ધારાઓના કારણે મૃત્યુલોક પર ટકી શકાતું નથી ! પાતાળખંડમાં પણ ટકી શકાતું નથી ! પૃથ્વી ઉપર આવો સૂબો કોણ જાગ્યો છે ? હું ઘડીક પૃથ્વીની ખબર લઈ આવું. ધરતીનો ભાર તારે ઓઢવાનો છે.'' બળદ બોલવા લાગ્યો છે, ''વાસુકિ મારી વાત સાંભળ, ધરણને કયાં ઝીલું ? તું કહે તો



ધરણને શીંગડાંની ટોચે ઝીલું ! તું કહે તો કાંધ પર ઝીલું !'' વાસુકિ કહે છે, ''બેટા, શીંગડાંની ટોચે તો વજનદાર ધરતી નીચે પડશે. માટે ધરણને કાંધ પર ધારણ કર.'' વાસુકિ ધરતીને બળદની કાંધ પર મૂકે છે. બળદ કહે છે, ''જા વાસુકિ, તારે જવું હોય એટલે જજે. પૃથ્વી પર બધે ફરીને પાછો આવજે !'' વાસુકિ પૃથ્વી પર જવા લાગ્યો છે.

વૈકુંઠપુરીમાં સોનાનું સિંહાસન ધ્રૂજવા લાગ્યું છે. ભગવાન વૈકુંઠપુરીમાંથી ધરતી પર આવવા લાગ્યો છે. બે રસ્તાના મિલન સ્થળે (બેવટે) વાસુકિ અને ભગવાન સામ સામે મળે છે. પૃથ્વી વિહોણા વાસુકિને જોઈને અધીરો બનેલો ભગવાન પૂછવા લાગ્યો છે, ''વાસુકિ! વાસુકિ ! તું કઈ બાજુથી આવ્યો ? ધરણ કોને માથે ધરીને આવ્યો છે ? ધરતી આખી ડૂબી જશે !'' વાસુકિ કહે છે, ''ગાયના જાયાએ ધરણનો ભાર ઝીલ્યો છે.'' ભગવાન કહે છે, ''બળદ તો વજનદાર ધરતી ખમી ન શકવાને કારણે નાખી દેશે. તું ઝટ પાછો જા. આપણે બંને એક જ કામે પૃથ્વી પર આવ્યા છીએ. વૈકુંઠમાં, ધરણ પર અને પાતાળખંડમાં દારૂના કારણે સ્થિર રહી શકાતું નથી ! આવો કોણ સૂબો જાગ્યો છે ? હું જોઈને પાછો આવું છું. તું ધરણનો ભાર ઓઢવા જલદી પાછો જા. બળદ ધરણ નાખી દેશે તો ગજબ થશે.''

વાસુકિનાગ પાતાળખંડમાં પાછો આવી બળદ પાસે ઊભો રહ્યો છે. તેને થપથપાવીને આશીર્વચન બોલે છે, ''શાબાશ! શાબાશ! ગાયના જાયા, શાબાશ! આજે તો દેવિયાવાળો છે પણ કાલે મનુષ્યઅવતાર આવશે. આ સમયે તારે અડધા ભૂખ્યા રહી અને અડધા તરસ્યા રહી ધરણનું પેટ ફાડવું પડશે. હું તને આશીર્વાદ આપું છું કે આવા કપરા સમયે તું થાકીશ નહીં. થાક લાગે ત્યારે તારાં શીંગડાં ભરાવી ધરણ ખોતરજે. તારો થાક દૂર થઈ જશે. મનખાવતારમાં તારા પર ઘેલાં માનવી વણજોખ્યો ભાર નાખશે. આવા સમયે હું તારી કાંધે બેસીને મારું બળ તને આપીશ, અને એક હાકોટાની સાથે તારો ભાર ઊંચકી લઈશ. વાસુકિ બળદ પરથી ધરણનો ભાર પોતાની ફેણ પર લે છે.

ભગવાન ધરણ પર દારૂના 'સખીઆ'ની શોધ આદરે છે. ધરતી પર શોધ કરતાં કરતાં તેને ખબર પડે છે કે, ''આ તો 'માયાના સખીઆ' ગળીઓરકોટના



ગુજ્જેર છે. આ બધો ખેલ વાઘજીના દીકરાઓનો છે !''

ભગવાનને આવતા જોઈ ગળીઆરકોટમાં મેહાની સતી સ્ત્રી રખમા કહે છે, ''મારા 'લાડમીઆ' દેવરિયા, તમે મારું સ્ત્રીનું કહેવું ન માન્યું અને ડોળીરાણમાં જઈને દારૂ પી આવ્યા, હવે મારો સ્ત્રીનો બોલ સામે આવ્યો છે. તમારો બાપ ભગવાન તમને ખાવા આવી રહ્યો છે !'' રખમાની વાત સાંભળી ગુજ્જેર ભમ્મરિયે ચોરેથી ઝડપથી બેઠા થયા છે, અને ભાભીના પગ પાસે બેસીને કહે છે, ''ભાભીજી, તારો બોલ સામે આવ્યો છે. તે સમયે અમે તારું કહ્યું માન્યું નહીં. પણ આજે તું અમને ભગવાનના કોપથી બચાવ !'' કાળી વાદળીની ભણેલી રખમા રાઠોડણ કહે છે, ''ભગવાન ગૂંમડાંવાળો અને પાચવાળો રોગી થઈને આવે છે. માથા પર માખોનાં ઝુંડ ઊડે છે. શેરી-બજારે ભગવાનના આવવાના રસ્તે તમે નવાં કપડાં (જાજમ) પાથરો, અને આગળ જઈને ભગવાનના સામૈયે જાઓ. જેવો ભગવાન આવે કે તરત જ તેને ઘણા હેતથી આલિંગીને તેડી લાવી, ચોરે પાથરેલી લીલી-પીળી જાજમો પર બેસાડજો. બેસાડીને આલી આલી ચાકરી કરજો. તેને ખુશ કરવા હોમ અને હવન કરજો. તમારે જીવવું હોય તો આટલું મારું સ્ત્રીનું કહેવું માનજો.''

છ અને છવ્વીસ ગુજ્જેર ભગવાનનું સામૈયું કરવા ભગવાનના આવવાના રસ્તે જાય છે. વૈકુંઠથી ભગવાન ધીમે ધીમે પૃથ્વી પર આવે છે. ભગવાનના શરીરમાંથી નીકળતા પરુ અને લોહી પર સો સો માખીઓનાં ઝુંડ ઊડે છે. ભોજો ભગવાનને હેતથી આલિંગે છે. મેહો, ઢાગજી, ઢુબજી, ખેમજી, એમજી બધા ગુજ્જેર ભગવાનને હેતથી આવકારવા લાગ્યા છે. તેઓ ભગવાનનું સામૈયું કરી ચૉરા પર લીલી-પીળી જાજમો પર બેસાડે છે. હોમ અને હવન કરી ગુજ્જેર ભગવાનની ચાકરી કરવા લાગ્યા છે.

ભગવાન ગુજ્જેરોની ચાકરીથી ખુશ થયો છે. તે વિચારે છે, ''આવા પ્રેમાળ ગુજ્જેરોને હું તો મારી નહીં શકું !'' ગુજ્જેરોથી સંતુષ્ટ થયેલો ભગવાન વૈકુંઠમાં જવાની તૈયારી કરે છે. જતાં જતાં ભગવાન આશીર્વાદ આપે છે, ''ગળીઓરના ગુજ્જેર, ખાજો, પીજો અને રાજ કરજો !''

ભગવાન ગળીઓરકોટમાંથી ચાલી નીકળ્યો છે. ભગવાનને વળાવી ગુજ્જેર



પાછા આવ્યા છે. તે કદળીવનમાંથી પસાર થાય છે અને ભૂખિયાદેવી 'ખાઉં ખાઉં' કરતી ભગવાન ઉપર તૂટી પડે છે. ભગવાન ઊભો રહી કહે છે, ''મને, સ્વયં ભગવાનને ખાવા તૂટી ? જા રાંડ, ગળીઓરના ગુજોરને ખાજે !'' ભૂખિયાદેવી કહેવા લાગી છે, ''ભાઈ, તું છે ! તું છે ! હું તો બાર વરસની નિદ્રા લઈને અત્યારે જ જાગી છું. ભૂખી થઈ હતી એટલે તારા પર તૂટી પડી ! તું કયાંથી આવે છે ? કયાં જાય છે ?'' ભગવાન કહે છે, ''હું તો ગળીઓરકોટમાં ગુજોરોના ઘેર ગયો હતો. તેઓ દારૂના વ્યસની થઈ ગયા છે. સ્વર્ગ, ધરતી અને પાતાળમાં દારૂના ઝીણા ઝીણા મેઘ વરસે છે. કોઈપણ જગ્યાએ ટકી શકાતું નથી. ગુજોરોએ અહંકાર (એંકાર) માંડ્યો છે. અહંકારીઓનો અહંકાર ભાગવા ગયો હતો પણ ભાગી શકયો નથી.'' ભૂખિયાદેવી કહેવા લાગી છે, ''તમે રજા આપો તો હું જઉં. તેઓનું રડણ-પડણ કરી નાખીશ. લોહીની નદીઓ વહેશે. નવલાખ દેવીઓ ખાલી ખપ્પર લેશે, અને ભરી ભરી ગુજોરોનું લોહી ભરખશે.'' છેવટે ભગવાન કહેવા લાગ્યો છે, ''તને આવડે તેમ કરજે બાઈ, પણ અહંકારીઓનો અહંકાર ભાગજે !''

ગુજોરોની માતા સતી સાઢુ ખટિયાણીને ભૂખિયાદેવીના આગમનની ખબર પડે છે. આથી ગુજોરોને કહે છે, ''બેટા, મારી વાત સાંભળો. દારૂ પીધો છે તેથી તમારું સત જતું રહ્યું છે. ભૂખિયાદેવી તમને ભરખવા આવી રહી છે !'' ભોજો કહેવા લાગ્યો છે, ''ભાભીજી, અમે ભૂખિયાદેવીથી બચવા શું કરીએ ?'' રખમા કહે છે, ''ભૂખિયાદેવીના આવવાના રસ્તે પાડા-બકરા કાપો. લોહીની નદીઓ ખળકશે. નવલાખ દેવીઓ પાડા-બકરાનું રકત ખાલી ખપ્પર ભરી ભરી ભરખશે; અને ધરાઈને જતી રહેશે.''

છ અને છવ્વીસ ગુજોર ભૂખિયાદેવીના આવવાના રસ્તે પાડા-બકરા કાપવા લાગ્યા છે. લોહીની નદીઓ ખળકવા લાગી છે. કરોડ દેવ-દેવીઓ ઊભાં ઊભાં જોવા લાગ્યાં છે. લોહી જોઈને ભૂખિયાદેવી બોલવા લાગી છે, ''મારે તો કોઈનું કામ નથી. મારે તો લોહીનું કામ છે !'' કરોડ દેવ-દેવીઓ ખાલી ખપ્પર ભરી ભરીને લોહી પીવા લાગ્યાં છે. આ સમયે ધરાયેલી દેવીઓ ખાઈ-પીને ઓડકાર ખાય છે. છેવટે ભૂખિયાદેવી કહે છે, ''જાઓ અલ્યા ગુજોર, ખાજો, પીજો અને રાજ કરજો ! હું તો પાછી જઉં છું.''



## જેળુ હોળાગણ

ભૂખિયાદેવી પૃથ્વી ઉપરથી પાછી જવા લાગી છે. તે વૈકુંઠપુરીમાં જઈને ભગવાનને વાત કરે છે, ''ભગવાન, હું ગુજ્જોરોને કંઈ કરી શકી નથી ! ગળીઓરમાં લોહીની નદીઓ 'ખળુકા' મારે છે ! ખાલી ખપ્પર ભરીને લોહીથી ધરાઈને આવી છું.'' ભગવાન કહે છે, ''બાઈ, સાંભળ મારી વાત. જે તે કળાએ અહંકારી ગુજ્જોરોને હરાવવા છે. તેઓનું ખેદાન મેદાન કરવું છે.'' ભૂખિયાદેવી વિચારમાં પડી ગઈ છે. પછી બોલે છે, ''ભાઈ, મારી વાત સાંભળ. બાર કોઠી કાળ (બાર કોઠી અનાજ ભર્યું હોય તો પણ ખલાસ થઈ જાય, એવો દુષ્કાળ) પાડ. બધી ગાયો મરી જાય. બધા ગુજ્જોર દુઃખી દુઃખી થઈ જાય તો જ ગુજ્જોર હારે. એ સિવાય માયાના ચાખેલા ગુજ્જોર હારે તેમ નથી.'' ભગવાન કહે છે, ''ભારે દુષ્કાળ પાડીશ તો પણ ગુજોર પાતાળ ફોડી પાણી કાઢશે.'' અંતે ભૂખિયાદેવી બોલવા લાગી છે, ''હું અડધી પાતાળમાં પથ્થર બનીને ઊતરું છું અને અડધી વાંઝિયા હિયોરહોઢા રાણાના દેશમાં કમળાદે રાણીની કૂખે કુંવરીરૂપે જન્મ લઉં છું. તું દુષ્કાળ પાડીશ ત્યારે ગુજ્જોર જેવા કૂવા ગોડવા પાતાળ ફોડશે ત્યારે હું કાળમીંઢ પથ્થર થઈ સામે આવીશ. આથી ગુજ્જોર કૂવા ગોડી ગોડી થાકશે પણ હું પાણી આવવા નહીં દઉં. તું હિયોરહોઢાના દેશ સુકાળ પાડજે. હું ત્યાં હિયોરહોઢાની રાણી કમળાદેની કૂખે કુંવરી તરીકે જન્મ લઈશ. તું બ્રાહ્મણનો વેશ લઈ હિયોરાહોઢાના દેશથી લીલા ઘાસનો પૂળો લઈ ગળીઓરકોટમાંથી પસાર થજે. ગુજ્જોર પૂછે તો હિયોરહોઢાના દેશમાં પડેલા સુકાળની વાત કરજે. જેવા ગુજ્જોર ત્યાં ગાયો લઈને આવશે કે તરત જ માયાના લોલુપ ગુજ્જોરોને પ્રેમમાં પાડીને મારી નાખીશ. કરોડ દેવી-દેવીઓ તેઓનું લોહી ભરખી સંતોષ પામશે. છેવટે તેઓનું ખેદાન-મેદાન કરીને છ અને છવ્વીસ ગુજ્જોરોનાં મસ્તકોની માળા કરીને વૈકુંઠમાં, તારા દર્શને આવીશ !'' ભૂખિયાદેવીની વાત સાંભળી ભગવાન કહે છે, ''શાબાશ ! બાઈ, શાબાશ ! હવે હું બાર કોઠી કાળ પાડું છું. તું અડધી પાતાળમાં જા, અને અડધી હિયોરહોઢાના દેશ જા.''

ગળીઓરકોટમાં ભારે દુષ્કાળ પડ્યો છે. વાડે વેલો નથી રહ્યો અને વાટે પાણીનો રેલો નથી રહ્યો. રેસાંનો નાપુ ગોવાળ ગાયોને ડુંગરે ફેરવી ફેરવીને ચારે



છે પણ કોઈ જગ્યાએ ઘાસ રહ્યું નથી. ભૂખથી મરવા પડેલી ગાયોને નાપુ ઊભી કરી કરીને થાકે છે. છેવટે ગાયોનું દુઃખ જોઈ ન શકવાને કારણે નાપુ ગોવાળ પોક મૂકીને રડે છે. રડવાનો અવાજ સાંભળીને સતી સાઢુ ખટિયાંણી ગુજોરોને કહે છે, ''કોઈ કળા થઈ લાગે છે ! ડુંગરે નાપુ રડે છે, તેનો વિલાપ મને સંભળાય છે.''

ઢાગજી, ઢુબજી, એંમજી, ખેંમજી બધા ગુજોર સફાળા જાગે છે. મેહો અને ભોજો ઘોડેસ્વાર થઈ ડુંગરે નાપુ પાસે જાય છે અને નાપુરાને પૂછે છે, ''નાપુ, તું કેમ રડે છે?'' નાપુ કહે છે, ''ગાયો ભૂખના કારણે મરી મરીને ગઝરા થઈ ગઈ છે. ઘાસ ન મળવાને કારણે મરીને સ્થળે સ્થળે પડી છે. અહીં તો ચાલવા ફરવાની જગ્યા રહી નથી.''

મેહો અને ભોજો ગુજોર ગાયોની ખબર લઈને ભમ્મરીએ ચૉરે પાછા આવે છે. બધા ભાઈઓને બોલાવી વેલા ચાકરને આજ્ઞા કરે છે, ''વેલા, સોના રૂપાના હોકા ભર !'' વેલો ચાકર અંગારા પરથી રાખ દૂર કરી તાજા કરી હોકા ભરીને આપે છે. મેહો અને ભોજો હોકા પીતાં પીતાં ભાઈઓ સાથે વાતો કરે, ''ભાઈઓ, જગમાં ખોટું કામ થયું છે ! જગમાં બાર કોઠી કાળ પડ્યો છે. વાડે વેલો રહ્યો નથી. આકડે ફૂલ રહ્યાં નથી. ગાયે વાછરડાં છોડી દીધાં છે. સ્ત્રીઓએ બાળકો છોડી દીધાં છે. ભાઈઓ, આપણી અનાજની બાર કોઠીઓ ખાલી પડી છે ! ગાયો ભૂખે અને તરસે મરે છે. જીવવું હોય તો આપણે કૂવા ગોડીએ. લુહારના ઘેર જઈ પાવડા-કોદાળી બનાવડાવીએ.''

ગુજોર લાલુ લુહારને ઘેર જઈ જગાડે છે. લાલુ લુહાર કહે છે, ''સરદારો, આ વહેલી સવારે મોટા માણસોને મારું એવું તો શું કામ પડ્યું ? તમે કામનું નામ ધરો.'' મેહો અને ભોજો કહે છે, ''હવે પૂછ્યા વિના કાચું લોઢું ગાળ; ધમણ ધમાવ; કોદાળી પાવડા બનાવ; બાર કોઠી કાળ પડ્યો છે. ગાયો મરવા પડી છે. અમારે કૂવા ગોડવા છે.'' લાલુ લુહાર હાથની સાણસી કરે છે. પગના ઢીંચણની એરણ કરે છે. પછી મેહા અને ભોજાને પાવડા અને કોદાળી બનાવી આપે છે. ગુજોર પાવડા અને કોદાળી લઈ ગળીઓરકોટમાં આવે છે.

ગુજોર સારી જગ્યા જોઈ નાળિયેર વધેરી કૂવા ગોડવા લાગ્યા છે. તેઓ થોડુંક ગોડે છે કે તરત જ કાળમીંઢ પથ્થર સામે આવે છે. ઘણથી કાળા પથ્થરને



તોડે છે પણ તૂટતો નથી. મેહો અને ભોજો કૂવામાંથી બહાર નીકળીને વિચારે છે, ''આપણે છ અને છવ્વીસ કૂવા ગોડચા છતાં બધામાં કાળો પથ્થર માથું કાઢે છે. કાળો પથ્થર ઘણથી તૂટતો નથી.'' છેવટે કૂવા ના ગોડી શકવાના કારણે નિરાશ થયલા ગુજ્જોર થાકીભાગીને ભમરિયે ચૉરે પાછા આવે છે.

વૈકુંઠપુરીમાં ભગવાનને ખબર પડી છે કે કૂવા ગોડી ગોડીને ગુજ્જોર થાક્યા છે. ભગવાન સોનાનાં પગરખાં પહેરી એક હાથમાં રંગેલ ગેડી લે છે, બીજા હાથમાં તૂટી પોથી લે છે, અને મૃત્યુલોકમાં આવે છે. હિયોરહોઢાના દેશમાંથી લીલા ઘાસનો પૂળો માથે મૂકી બ્રાહ્મણનો વેશ લઈને ભગવાન ગળીઓરકોટમાં આવે છે. ગુજ્જોર લાંબી નજરે જોવા લાગ્યા છે, અને વિચાર કરે છે, ''આવા બાર કોઠી કાળમાં પણ બ્રાહ્મણ લીલા ઘાસનો પૂળો કયાંથી લાવતો હશે ?'' તે સીધો ભમરિયે ચૉરે આવે છે. બધા ઊભા થઈ બ્રાહ્મણને 'રામરામ' કરે છે. નવાઈથી લીલા ઘાસનો પૂળો જોવા લાગ્યા છે. ગુજ્જોર પૂછવા લાગ્યા છે, ''આ તો ડોડીઓ બરુ અને 'ઝેંઝવો' છે. બ્રાહ્મણ, આ લીલા ઘાસનો પૂળો કયાંથી લાવ્યો ? બાર કોઠી કાળ પડચો છે. કૂવા ગોડી ગોડીને પાણી ન આવવાના કારણે અમે મરવા પડચા છીએ, અમારી ગાયો મરવા પડી છે, અને તું આવા કાળ વખતે આ લીલો ડોડીઓ બરુ ક્યાંથી લાવ્યો ?'' બ્રાહ્મણ કહે છે, ''તમે નકામા કૂવા ગોડી ગોડીને મરો છો ! હિયોરહોઢાના દેશમાં સુકાળ પડચો છે ! ઝીણી ઝીણી વીજો થાય છે; ધીમા ધીમા મેઘ વરસે છે. ઘાસના લીલા ઝોડ ભરેલા પડચા છે. ગાયો ચરે એવાં ખાખરખેડાં સૂનાં પડચાં છે. લીલે ઝરણે ડોડીઓ બરુ પવનમાં ડોલી રહ્યો છે.'' બ્રાહ્મણ જેવો બોલી રહ્યો કે તરત જ ભોજો અને મેહો ઘોડાને સોળૈયા શણગાર સજાવી કેસર ઘોડી અને કાળિયા રેવત પર છલંગ મારી સવાર થયા છે. ઘોડાંને તીખા ચાબુક પડે છે, અને તેઓ સ્વર્ગની કૂરઝલીઓ જાય એમ હિયોરહોઢાના દેશ જવા લાગ્યા છે. આગળ જતાં હિયોરહોઢાની સીમ આવવા લાગી છે. લીલું ઘાસ નજરે પડે છે. લીલાં ઝરણાં વહે છે. સ્ત્રીઓ ઘાસ વાઢે છે. માથોડું ઊંચો ડોડીઓ બરુ ખલ્લાટા મારે છે. મેહો અને ભોજો ઝેંઝણિયા ઝોડ અને ખાખરખેડાંમાં ફરી ફરી લીલો હિમાળો જોવા લાગ્યા છે, અને ખુશ થયા છે. રમતાં છોકરાંને આ સીમના સ્વામીના સમાચાર પૂછે છે. છોકરાં કહે છે, ''આ સીમ તો વાદળમહેલવાળા



હિયોરહોઢા રાણાની છે.''

મેહો અને ભોજો ગુજોર ઘોડાંની લગામ ખેંચી ઘોડાં પાછાં વાળી વાદળમહેલે જવા લાગ્યા છે. ખરીયે ઝીણી ઝીણી રેત ઊડે છે, અને બંને ગુજોર રાજાની શેરીએ જવા લાગ્યા છે. હિયોરહોઢો લાંબી નજરે જોવા લાગ્યો છે, અને વિચાર કરવા લાગ્યો છે, ''આજ તો કોઈ સરદાર આવતા લાગે છે.'' રાણો સાગનો ઢોલિયો ઢાળે છે. લીલી-પીળી રજાઈઓ પાથરે છે. ગુજોર નજીક આવે છે. આગળ આવી રાણો મળવા લાગ્યો છે. હોઢારાણાની કુંવરી ઝેળુ ઘોડાંની લગામો પકડી ઘોડાને ચંપા અને કેવડાના વૃક્ષે બાંધે છે. પછી મેહા અને ભોજાને ઢોલિયાના માથે બેસાડી કહેવા લાગી છે, ''આવો ગુજોરો, મેહા અને ભોજાજી ! આજ કઈ વાટેથી?'' મેહો અને ભોજો ઝેળુ કુંવરીને જોવા લાગ્યા છે.

આકાશમાં વીજળી ઝબૂકે છે. મેહા અને ભોજાએ સોના રૂપાનાં આભૂષણ પહેર્યાં છે. વીજળીનો પ્રકાશ પડવાથી ગુજરોના શરીર પરથી તેજ લિસોટા (ઝળૂકા) ઊઠવા લાગ્યા છે. ઝેળુ ગુજોરોનાં આભૂષણો સાથે રમવા લાગી છે. રાણો બંને ભાઈઓને ઢોલિયાના અગ્રભાગે બેસાડી વાતો કરે છે. ઝેળુ સુહાવની (સોવની) થાળીઓમાં બત્રીસ-તેત્રીસ પ્રકારનાં ભોજન લાવીને બંને ભાઈઓને જમાડે છે. હવે હિયોરહોઢો રાણો બંને ગુજોરને આવવાનું કારણ પૂછે છે. ગુજોર કહે છે, ''રાણા, અમે કાળના પીડાયેલા છીએ ! અમારા દેશમાં દુષ્કાળ પડચો છે ! અમારી ગાયો મરી રહી છે ! તમારે જેટલા પૈસા લેવા હોય તેટલા લેજો પણ અમને તમારા દેશમાં ગાયો ચારવાની રજા આપો.'' હિયોરહોઢો કહે છે, ''આજ તો સરદારો તમે દુઃખી છો. કાલે અમારો પણ વારો આવશે. તમારી પાસેથી ગાયો ચારવાનો પૈસો-ટકો કંઈ લેવો નથી. જેટલો ચારો ચારવો હોય એટલો ચારજો ! જ્યારે તમારા દેશમાં વરસાદ થાય; સુકાળ આવે; પાકાં પાણી થાય ત્યારે તમે સુખેથી જજો. અમારે ગાયો ચારવાના પૈસા લેવા નથી. પણ અહીં સારી રીતે રહેજો !'' ભોજો કહે છે, ''રાણા, અમને ઘાસ અને પાણીનું સ્થળ બતાવો.''

હિયોરહોઢો ગુજોરોને પોતાની સીમ બતાવવા લઈ જાય છે. સૌથી પહેલાં ગાયોને પીવા માટે ઝીલણિયું તળાવ બતાવે છે. આટલે દૂર રહેઠાણ કરવાની વાત કરતાં રાણો કહે છે, ''ઝીલણિયા તળાવની પાસે આ આંબા, મહુડા અને



આમલીનાં વૃક્ષો છે. દિવસે અહીં કોયલો બોલે છે. આ વૃક્ષોની છાયામાં તમે ઠંડા વીરડા ગોડજો. બાજુમાં ઝેંઝણિયા જોડ છે. ગુજ્જર, આ ખાખરખેડાં તમને ચારવા અને રહેવા આપ્યાં. ઘણા કુશળ (હોરા) રહેજો ! ગળીઓરમાં સુકાળ પડે તે દિવસે પાછા જજો.'' ગુજ્જર ખાખર ખેડાંમાં ઘોડાંને ફેરવી ફેરવી ઘાસ જુએ છે. ઘાસ જોઈને હરખાય છે. પછી રાજાને 'રામરામ' કરીને કહે છે, ''રાણા અમે સૂરજનાં ઊગતાં કિરણોમાં ગાયો સાથે પાછા આવીને છીએ. આજ રાતથી જ ગાયો હાંકીશું.''

મેહા અને ભોજાના મુખ પર આનંદ વ્યાપ્યો છે. બંને વાતો કરતા કરતા ગળીઓરકોટમાં આવવા લાગ્યા છે, ''આપણા ગળીઓરમાં ન હતું એવું ઘાસ છે.'' બંનેને આવતા જોઈને બધા ગુજ્જર સમાચાર લેવા અધીરા બની દોડતા સામે આવે છે. નાગજી, ભાણજી, ઢુબજી– બધા ભાઈઓ સમાચાર પૂછે છે, ''બ્રાહ્મણ કહેતો હતો તે વાત સાચી હતી કે ?'' ભોજો કહે છે, ''વાત તો બધી સાચી હતી. ભાઈઓ, હિયોરહોઢાના દેશમાં સુકાળ પડ્યો છે. તમે બધા ગાડે પાડે ઉચાળા ભરો. આજ રાતે જ આપણે ગાયો હાંકવી છે. હોઢા રાણાના દેશ ઝેંઝણિયા ઝોડમાં ડોડીઓ બરુ 'ઈસકા' (લહેરાય છે!) કરે છે ! હવે ગાયો દુઃખી નહીં થાય.''

મેહા–ભોજાની મારલી (માતા) સતી સાઢુ ખટિયાણી કહેવા લાગી છે, ''દીકરા મારા, મારું કહેવું તમે નહોતા માનતા ! હવે તમારે પારકા ગામે જવું પડશે અને પરાયા થઈને રહેવું પડશે !'' ગુજ્જર ઉચાળા ભરવા લાગ્યા છે. મેહા અને ભોજાની માતા સાઢુ ખટિયાંણી રડવા લાગી છે. બધા ગુજ્જર ગળીઓરકોટના સ્થળોને ફરી ફરીને પાયે લાગે છે. સાઢુ ખટિયાણી અને ગુજ્જર ગળીઓરકોટનાં છેલ્લાં દર્શન કરી આશીર્વચનો બોલે છે, ''હે મારા ગળીઓરકોટ, તું કુશળ રહેજે! અમારા ભમરિયા ચોરા કુશળ રહેજો. બાપ, જીવ્યા મૂઆના જુહાર ! જીવતા રહીશું તો, હે ગળીઓરકોટ, તારી ખબર લઈશું ! મૂઆ તો નરવર કોટ ઝોઆર !''

નીર ગિયાં નવાંણ,
અન્ન ગિયાં કોઠારાં.
સાલોર મરવા લાગાં.



અને વહાલો દેશ છોડવાનો વારો આવ્યો !'' હવે ગળીઓરકોટને ફરી ફરી પાયે લાગી ગુજ્જેર ગાયો હાંકવા લાગ્યા છે. સાઢુ ખટિયાંણી ગળીઓરકોટને જોઈને ફરીને પોક મૂકીને રડવા લાગી છે.

ગળીઓરકોટમાંથી ગુજ્જેરોના નવલાખ ગાયોના ટોળા હિયોરહોઢાના દેશમાં ચારો ચરવા જવા લાગ્યા છે. હોઢા રાણાનો દેશ લગતો (નજીક) આવી રહ્યો છે. ગુજ્જેર ગાયો સાથે પ્રાતઃકાળે ખાખરખેડાંમાં આવી પહોંચ્યા છે. વિસાસો (ઢાળો) કરીને ગાયો માટે વાડા બાંધવા લાગ્યા છે. ભોજો મેહાને કહે છે, ''મેહાજી, આપણે હોઢા રાણાને મળી આવીએ. આપણે ગળીઓરકોટમાંથી આવ્યા કે નહીં એ હોઢો રાણો કઈ રીતે જાણશે ?'' બંને ભાઈઓ કેસર કારમી ઘોડી અને નવલાખીઆ રેવત પર સોના-રૂપાનાં પલાણ માંડી હોઢા રાણાના વાદળમહેલે જાય છે. આંગણે આવી ઘોડાં પરથી ઊતરે છે. ઊતરીને રાજાને કહે છે, ''રાજા, અમે ગાયો લઈને આવ્યા છીએ, સાથે અમારું કુટુંબ છે.'' હોઢો રાણો કહે છે, ''આવ્યા તો ભલે આવ્યા મેહા-ભોજાજી, ઝેંઝણિયા ઝોડ અને ખાખરખેડાં તમને સોંપ્યાં. ફેરવી ફેરવીને ગાયો ચારજો અને ઘણા હોરા (કુશળ) રહેજો !'' તેમને જોઈને રાણાની કુંવરી ઝેળુ દોડતી દોડતી આવવા લાગી છે. આવીને ભોજાને અડપલાં કરવા લાગી છે.

રાણાને મળીને ભોજો અને મેહો ઘોડે બેસી ખાખરખેડાંમાં જવા લાગ્યા છે. નવલાખ ગાયોના વાડા તૈયાર થવા લાગ્યા છે. ભોજાને ગાયોનો ગોવાળ બનાવવામાં આવ્યો છે. ભોજાજી ઝેંઝણિયા ઝોડમાં નવલાખ ગાયો ચારવા જાય છે. ઝેંઝણિયા ઝોડમાં ગાયોને ફેરવી ફેરવીને ચારે છે. વાંસળી વગાડે છે તો ઘડીકમાં ઘોડાલિયું વગાડે છે.

હોઢા રાણાની કુંવરી ઝેળુ વાદળમહેલમાં હીરના હિંડોળે હીંચે છે, અને તેના કાને વાંસળીનો ઝીણો મીઠો (ઝેણાકો) સ્વર આવવા લાગ્યો છે. ઝેળુ ભમ્મર બારીમાંથી જોવા લાગી છે. વાંસળીનો સ્વર સાંભળીને ઝેળુને ખાવા-પીવાનું ગમતું નથી. ફરી વાદળમહેલના શિખરે ચડી જોવા લાગી છે. ફરીને ઝેળુને વાંસળીનો ઝીણો મીઠો સૂર સંભળાવવા લાગ્યો છે. દૂર દૂર ઝેંઝણિયા ઝોડમાં ગાયો ચરતી દેખાય છે. ઝેળુ વાદળમહેલના શિખરેથી દોડતી દોડતી હીરના હિંડોળે પાછી આવે



છે. તે હીરાવર દાસીને સાદ દઈને બોલાવીને કહે છે, ''હીરાવર, તું જઈને બાપુને કહે કે વાછરડાં અને ગાયો (રેંડાં-પાડાં) લઈ આપે, આપણે ઝેંઝણિયા ઝોડમાં ગાયો ચારવા જઈએ !''

હીરાવર ધરમર ધરમર વાદળમહેલ ઊતરી હોઢા રાણાની કચેરીમાં જાય છે. રાણાને મુજરો કરીને ઊભી રહે છે અને રાણાને કહે છે, ''બાપુજી, રજા લેવા આવી છું !'' હોઢો રાણો કહે છે, ''બાઈ, શાની રજા લેવા આવી છે ?'' ''બાપુજી, ઝેળુ કુંવરણને ગાયો અને વાછરડાં ચારવાની અભિલાષા (ઉમા) જાગી છે ! ઝેળુ તમારી રજા માગે છે.'' ''બાઈ, ગાયો અને વાછરડાં તો આપણા નોકરો ચારે ! આપણે તો મોટાંલોક ! આપણાથી ગાયો ચારવા ના જવાય !'' હીરાવર દાસી કચેરીથી ઊતરીને ઝટ ઝટ વાદળમહેલ ચડે છે અને ઝેળુને કહે છે, ''બાપુ કહે છે ગાયો તો આપણા નોકરો ચારે ! આપણે તો મોટાંલોક ! આપણાથી ગાયો અને વાછરડાં ન ચરાય !''

ઝેળુ કુંવરીને રીસ ચડી છે અને છાતી કૂટતી બોલવા લાગી છે, ''કેડમાં સોનાનો કટારો મારીને મરું કે પહેરેલે આભૂષણે મહેલના શિખર ઉપરથી પડીને મરું !'' ઝેળુ ઊના નિસાસા નાખે છે, ''બાપુ રે બાપુ ! તને સ્ત્રી હત્યા લાગશે ! તમને કુંવારી કન્યાનું કલંક લાગશે ! બાપુ રે બાપુ ! ઊભો સુકાઈ જઈશ ! હીરલી, પાછી જા, અને બાપુને મારી વાત કહે.'' ઝેળુ ફરીને છાતી કૂટે છે અને વિલાપ કરે છે.

હીરાવર દાસી ફરીને દોડતી રાજાની કચેરીએ જાય છે, અને રાજાને કહે છે, ''બાપુ રે બાપુ ! ગજબ થાય છે ! તમે તો ગાયો ચારવાની રજા નથી આપતા ને કુંવરી તો પહેરેલાં આભૂષણે મહેલ ઉપરથી પડીને મરે છે ! કેડમાં સોનાનો કટારો ખોસીને મરે છે !'' હોઢો રાણો કહે છે, ''મારે તો વાંઝિયાની આંખ આટલી જ કુંવરી છે ! જા હીરલી, ઝટ જા. કુંવરીને કહે કે, બાપુએ ગાયો અને વાછરડાં ચારવાની છૂટી આપી છે.'' આટલું કહેતાંમાં તો હીરાવર ઝટ પાછી વળી છે અને આવીને ઝેળુને કહેવા લાગી છે, ''બાપુજીએ તો આપણને વાછરડાં અને ગાયો (રેડાંપાડાં) ચારવાની રજા આપી છે.'' આનંદિત થયેલી ઝેળુ બોલવા લાગી છે, ''હીરલી, આપણે ઝટઝટ સોળૈયો શણગાર સજીએ !''



ઝેળુ કુંવરી સોળૈયો શણગાર સજે છે. ચિબુક પ્રમાણે માખ માંડે છે, ગાલે ફૂલરી પાડે છે. વાળે વાળે મોતી ગૂંથે છે. કમળલાકડી હાથમાં લે છે. રાજમહેલના આંગણેથી ઝેળુ કુંવરી અને હીરાવર છોકરી વાછરડાં અને ગાયો લઈ શેરી-બજારે થઈ ઝેંઝણિયા ઝોડમાં ચારવા જાય છે. જે બાજુથી વાંસળીનો મીઠો સ્વર આવે છે તે બાજુ ગાયો વાળે છે. ઝેંઝણિયાઝોડમાં ભોજાના નવલાખ ગાયોના ટોળા ચરે છે. ઝેળુ કુંવરી ભોજાના ટોળા ભેગી પોતાની ગાયો હાંકે છે. ભોજો કહે છે, ''હોઢા રાણાની કુંવરી, તારી ગાયો અને વાછરડાં મારા ટોળા ભેગાં શા માટે કરે છે ? મારા ટોળામાં તો આખલા છે ! તારી ગાયોને મારશે અને મારા માથે મોટાલોકનો ઠપકો આવશે ! ઝેળુ કુંવરણ આ તો મોટા લોકનાં ઢોર છે.'' ઝેળુ કહે છે, ''મરશે તેનાં જશે ભોજાજી ! તારું મારું શું જશે 'લ્યા? ધણ (પશુ) ભેગું ધણ ચરે અને માનવી ભેગાં માનવી ફરે ! હું તો તારા જીવને કારણે આવી છું! ભોજાજી, ઝોડમાં વાંસળી વાગતી હતી તેનો મીઠો સ્વર મારે કાને પડચો અને હું વાદ્દળમહેલમાં રહી શકી નહીં ! સોળૈયો શણગાર સજી અહીં આવી, અને તું તો સ્ત્રી જેવા પાતળા જીવનો નીકળ્યો ! હું બેઠી છું અને તું શા માટે ડરે છે ? ચાલ, આપણે ગાયો ચારીએ.'' ભોજો કહે છે, ''ઝેળુ, તું તો રાજાની કુંવરી છે !'' ઝેળુ કહે છે, ''ભોજાજી, તું કુંવરી, કુંવરી કરતો નહીં ! હું તો તારા જીવ માટે આવી છું ! ભોજા, તારી કેડમાં આ શું ખોસેલું છે ?'' ભોજો કહે છે, ''આ તો મારે વગાડવાની વાંસળી છે.'' ''ભોજાજી, તું વગાડી જોને? વાંસળી કેવી વાગે છે ? મારે સાંભળવી છે.''

ભોજો વાંસળી વગાડે છે અને ઝેળુ કાન દઈને સાંભળવા લાગી છે. ઝેળુને વાંસળી મીઠી લાગવા માંડી છે. તેને વાંસળીના સોહામણા (હુચમણા)સ્વર સાથે નાચવાનું મન થાય છે. ઝેળુ કુંવરી ઠમકે ઠમકે નાચવા લાગી છે. નાચતાં નાચતાં કહે છે, ''ભોજા, તારી વાંસળી તો સોહામણી (હુચમણી) લાગે છે. તારી વાંસળીની મને માયા લાગી છે. વાંસળીના સૂરે તો મને નાચવાનું ઘણું મન થઈ આવે છે. વાંસળીથી આપણ બંનેને માયા લાગે છે અને જાતજાતની કળા કરવાનું મન થાય છે ! ગોઠિયા, ઢોર ભેગાં ઢોર ચરશે અને આપણે ખાખરખેડાંમાં રમવા જઈએ. જુગ જશે અને આપણી નિશાનીઓ રહી જશે. આપણે કંઈક નવીનતા કરીએ ! આપણે ખાખરખેડાંમાં અનાજ ખાંડવાની રમત રમીએ. ભોજાજી, સાંબેલું કરવા



ખાખરાનું ડીટું લેતો આવ. પછી ખાખરખેડાંમાં ગાયો વાળ. ત્યાં ચરશે અને આપણે પરણવાની રમત રમીશું.''

ભોજો નવલાખ ગાયોના ટોળા ખાખરખેડાંમાં વાળે છે. માર્ગમાં કહે છે, ''કુંવરી ઝેળુ, તારો બાપ જાણશે તો આપણને પૂરાં મારી નાખશે''. ઝેળુ કહે છે, ''આપણે તો ગાયોના ગોવાળ છીએ. ગોઠિયો-ગોઠણ (પ્રેમી-પ્રેમિકા) છીએ ! આપણને કોઈ મારનાર નથી.'' બધાં ખાખરખેડાંમાં જાય છે. ઝેળુ હીરાવર દાસીને કહે છે, ''હીરાવર, આપણે પરણવાની રમત રમીએ ! તું ઝટ જા, અને આંબાનાં પાન, સીયો (ઘાસનું નામ), મીંઢણ, તલ, જવ, બે વાઢીઓ અને બે લોટા લઈને ઝટ આવ. સાથે ભણેલો બ્રાહ્મણ પણ બોલાવી લાવજે, આપણે પરણવાની રમત રમીએ !''

હીરાવર દાસી બ્રાહ્મણ સાથે લગન કરાવવાની બધી સામગ્રી લઈને આવે છે.

ખાખરખેડાંમાં બ્રાહ્મણ ચૉરી ચીતરે છે. ચૉરીમાં વાઢીઓ અને લોટા મૂકે છે. આંબાનાં પાનનો માંડવો બાંધે છે. બ્રાહ્મણ ઝેળુ અને ભોજાના હાથે મીંઢણ (આંબાના પાનનાં મીંઢણ આ બાજુના ભીલ આદિવાસીઓમાં પ્રચલિત છે) બાંધે છે. બંને ચૉરીમાં ફેરા ફરવા લાગ્યાં છે. ભોજો આગળ અને રાણી ઝેળુ પાછળ ફરવા લાગી છે. હવે ઝેળુને ડર લાગવા માંડચો છે. ઝેળુનું માથું પાણીવાળા નાળિયેર જેવું છે. તેની આંખો ભમરાની પાંખો જેવી છે. ઝેળુ અને ભોજો પરણવાની રમત રમી રહ્યાં છે.

ઝેળુ કહે છે, ''ભોજાજી, પરણવાની રમત પૂરી થઈ છે. હવે ભરબપોર થયા છે. આપણે ભૂખે અને તરસે મરીએ છીએ. ચાલ ઝીલણીએ તળાવ જઈએ.''

નવલાખ ગાયોના ટોળા હિલોળા મારે છે. ભોજો અને ઝેળુ ઝીલણીએ તળાવ આવ્યાં છે. બંને માંકણિયાં(વૃક્ષનું નામ)ની શીતળ છાયાએ બેસીને વાતો કરે છે. ઝેળુ કહે છે, ''આપણે તરસે મરીએ છીએ.'' ભોજો કહે છે, ''ગોઠણ, તમે ટાઢી વીરડી ગોડો.'' ઝેળુ ટાઢી વીરડી ગોડે છે. આછાં નીર આવ્યાં છે. ભોજો કહે છે, ''ઝેળુ રાણી, તમે પહેલાં નીર પીઓ.'', ઝેળુ, પ્રેમથી રોષે ભરાય છે, ''ભોજલા રે ભોજલા ! તું વ્યંગ્યમાં કેમ બોલે છે ? મરદ પહેલાં સ્ત્રી પાણી નહીં



પીએ. ભોજાજી, હું તારી પત્ની છું. તું મારો પતિ છે !'' ભોજો પાનના પડિયે પાણી પીવા લાગ્યો છે. આ પછી ઝેળુ આછાં નીર પીએ છે. પાણી પીને બંને માંકણીઆની શીતળ છાયાએ વિરામ કરતાં કરતાં વાતો કરે છે. ઝેળુ કહે છે, ''ચાલને ગોઠિયા, આપણે ઝીલણીએ તળાવ ઝીલવા (સ્નાન કરવા) જઈએ.''

ઝેળુ અને ભોજો ઝીલણીએ તળાવ જાય છે. તળાવે જઈને રાણી ઝેળુ કહે છે, ''ગોઠિયા, આપણે આડા ઓળવટ (અધોવસ્ત્ર) પહેરીને ઝીલીએ !'' ''આપણે આડા 'ઓળવટ' શાના પહેરીએ ઝેળુ રાણી ?'' ''તારા માથાનો સાફો મને આપ ભોજાજી, તેના આડા ઓળવટ બનાવું.''

ભોજો અને ઝેળુ અધોવસ્ત્ર (આડા ઓળવટ) પહેરી ઝીલણીઆ તળાવમાં ઝીલવા પડે છે. બંને પાણીમાં રમાતી રમત રમે છે. બંને એક બીજા પર પાણી ઉડાડી ચકલીઓ (સીરકલીઓ)ની રમત રમવા લાગ્યાં છે. તેમની રમતથી તળાવનું પાણી ધ્રુવના તારે અડવા લાગ્યું છે.

ઝેળુ કહે છે, ''ભોજાજી, આપણે 'ડોળા ઘાલી' (જુદા જુદા જળચરનું રૂપ લઈ પાણીમાંથી એક બીજાને શોધી કાઢવાની રમત) રમીએ. જુગ જશે અને આપણી આ નિશાનીઓ રહી જશે. !'' ભોજો કહે છે, ''ઝેળુરી, તું પહેલાં ડોળો ઘાલ.'' ''ભોજાજી, તું કટાક્ષમાં બોલીશ નહીં. મરદ આગળ સ્ત્રી વધે નહીં !'' ભોજો ડોળા ઘાલી બોલવા લાગ્યો છે, ''ઝેળુ રાણી તને ડોળો ! ઝેળુ રાણી તને ડોળો !'' ભોજો જળમાં ડૂબી જળનો સાપ (એડું) થઈ પથ્થર નીચે લપાયો (સંતાયો) છે. થોડા સમય પછી ઝેળુ પાણીમાં ડૂબે છે. આ પથ્થર પાસે શોધતી, તે પથ્થર પાસે શોધતી ઝેળુ જળના સાપ(ભોજા)ને બોચીમાં પકડીને બહાર કાઢે છે. હવે ઝેળુ કહે છે, ''તારો તો ડોળો ઊતર્યો 'લ્યા ભોજાજી. હવે હું ડોળો ઘાલું છું. ગોઠિયાજી તને ડોળો !'' ઝેળુ પાણીમાં ડૂબીને જળની માછલી થઈ ઘાસના ઝુંટામાં લપાઈ(સંતાઈ) છે. ભોજો જળમાં ડૂબીને આ પથ્થરેથી પેલા પથ્થરે ઝેળુને શોધવા લાગ્યો છે પણ ઝેળુ કુંવરી જડતી નથી. છેવટે હારી-થાકીને ભોજો જળની બહાર આવે છે. તળાવની પાળે બેસી માથું ખંજવાળી નિસાસો નાખીને વિલાપ કરે છે, ''હે બાપુ, મારી ઝેળુ રાણી ખોવાઈ ગઈ રે ! મોટાલોકનો (રાજાનો) આરોપ (ઓળપો) માથે આવ્યો રે !'' ભોજો રડે છે, ''ઝેળુ રાણીને મગરમચ્છ



ખાઈ ગયા રે ! મોટાલોકને હું શો જવાબ આપીશ ?'' ભોજો ઝેળુને યાદ કરીને રહી રહીને રડે જાય છે અને ઝેળુ ભોજાની પાછળ આવી મરક મરક હસે જાય છે. ભોજો છાનો રહેતો નથી. આથી ઝેળુ તાળીઓ પાડી જોરથી (ઠીઠીઆ કાઢી) હસવા લાગી છે. ભોજાને કહે છે, ''ભોજા, છાનો રહે. તું શા કારણે રડે છે ?'' ભોજો છાનો રહી ઝેળુને કહે છે, ''રાજાની કુંવરીને મગરમચ્છ ખાઈ ગયા એમ સમજી મારી છાતી ભરાઈ આવી. રાણી ઝેળુ, તારા પ્રેમને કારણે રડું છું !'' ''ભોજાજી, હું ઘાસના ઝુંટામાં લપાઈ હતી. તારો જીવ તો સ્ત્રી જેવો પાતળો છે. હવે આપણે રમી રમીને ભૂખ્યાં થયાં છીએ. હું ભાત લેવા જાઉં છું. ઝટ તારા વાડેથી ભાત લઈ પાછી આવું છું.'' ભોજો કહે છે, ''વાડે જઈને મારી માતાને શું કહેશો ઝેળુ રાણી ?'' ઝેળુ મર્મમાં હસતી કહે છે, ''વાડાના માથે જઈને અમે સાસુજી, સાસુજી કહેશું!'' ઝેળુ હોરાગણ (સોલંકણી) જાય છે.

સાઢુ ખટિયાણી લાંબી નજરે જોવા લાગી છે. પછી વિચારે છે, ''હોઢા રાણાની કુંવરી ઝેળુ હોરાગણી આવતી લાગે છે.'' ઝેળુ વાડાના માથે આવી કહે છે, ''સાસુજી, તમારા દીકરાનું ભાત આપો !'' સાઢુ કહે છે, ''ઝેળુ, અમે તમારે આશરે આવ્યાં છીએ અને તું સાસુજી, સાસુજી, કેમ કરે છે ? તું વળી કયા દિવસથી મારા દીકરાની વહુ થાય છે !'' ''સાસુજી, કાલ બપોરથી તમારા દીકરાની વહુ બની છું.'' સાઢુ ખટિયાણી ઘડામાં ખાટી છાશ અને ઘેંશ આપતાં કહે છે, ''અમે તો ખાટી છાશ ખાનારાં વાઘજીનાં ગુજોર છીએ. તમે તો મોટાંલોક છો !''

ઝેળુ વીરકછોટો મારી ઝટ ઝટ વાદળમહેલે જવા લાગી છે. આંગણે મહેમાન બેઠા છે અને ઝેળુ નજીકથી જવા લાગી છે. ડોળીરાણના રાણા લેંબદેનાં માગાં આવ્યાં છે. સોઢો રાણો કહે છે, ''બેટા, વીરકછોટો નીચે મૂક ! આંગણે મહેમાન આવ્યા છે, તારી સગાઈ નક્કી કરવા. કુંવરી, હવે તું રાણા લેંબદેની સ્ત્રી (વાગદત્તા) છે !'' ઝેળુ કહે છે, ''બાપુ, હું રાણાને વરવાની નથી. હું તો ગુજોરને જવાની છું.'' સોઢો રાણો કહે છે, ''બેટા, મારી વાત સાંભળ. રાણાને વળશો તો દીકરી, રાણી કહેવાશો ! ગુજોરને વરશો તો ગુજરણ કહેવાશો ! વળી ગુજોર તો ખાટી છાશનાં પીનારાં ગરીબલોક છે !''

હાથમાં કમળલાકડી લઈ ઝેળુ ઘરમર ઘરમર વાદળમહેલ ચડે છે. ત્યાર



પછી ચૂરમું ચોળી વાટકીમાં ભરી નીચે આવે છે. ઝીલણીએ તળાવ જઈને ભોજા ગુજારને ભાત આપે છે. પછી ઝેળુ અલગ થઈ આંસુ સારવા લાગી છે. ભોજો પૂછે છે, ''સોઢારાણાની કુંવરી, આંસુ કેમ સારે છે ?'' ઝેળુ કહે છે, ''આંગણે ડોળીરાણના મહેમાન બેઠા છે. મારા માટે રાણા લેંબદ્દનાં નાળિયેર આવ્યાં છે. ભોજાજી, તેથી રડું છું.'' ભોજો કહે છે, ''ઝેળુ, દિલમાં દુઃખ પામીશ નહીં. નાળિયેર આવ્યાં તો ભલે આવ્યાં. તું મારી રાણી છે અને હું તારો રાજા છું !'' ઝેળુ પૂછવા લાગી છે, ''ભોજા, એની નિશાની શી ?'' આ સમયે ભોજો લગ્નની નિશાની તરીકે ઝેળુને કાંડે દોરો બાંધે છે, અને કહે છે, ''ઝેળુ, તું મારી રાણી છે !'' હવે ઝેળુ આનંદ પામીને અટ્ટહાસ્ય કરે છે, અને ભોજાને કહે છે, ''ભોજા, તું સિંદૂરવર્ણ(એંદુઆ)ના વડનાં પાન લઈ આવ, આપણે ચૂરમું ચોળીએ.'' ભોજો વડનાં પાન લેવા જાય છે. વનમાં શોધી શોધીને થાકે છે પણ ભોજાને સિંદૂરવર્ણનો વડ મળતો નથી. છેવટે થાકીને ઝેળુ પાસે આવે છે અને કહે છે, ''ઝેળુ, મને આવો વડ મળતો નથી.''

ઝેળુ વડનાં સિંદૂર રંગનાં પાન લેવા જાય છે. એક ઝાડ છોડી બીજે ઝાડ જતાં જ ઝેળુને સિંદૂરવર્ણી વડ નજરે પડે છે. વડ નજીક આવે છે. વડ પર પાને પાને દીવા બળે છે. તેના ઉપર કરોડ દેવ-દેવીઓનો વાસો છે. બધી દેવીઓ ઝેળુને જોઈને પૂછે છે, ''ઝેળુરી, તું તો ગુજારોને ચરવા (મારી ખાવા) આવી હતી ને ? તને તો રાંડ, ગુજારોની સોડ મીઠી લાગી !'' ઝેળુ કહે છે, ''દેવીઓ, આટલું બધું દુઃખ કરશો નહીં ! મારા માટે ડોળીરાણના રાણા લેંબદ્દેનાં નાળિયેર આવ્યાં છે પણ હું પરણીને ગુજોરોને જઈશ. પછી તો સામ સામાં લોઢાં ઊડશે. આ સમયે લોહીની નદીઓ ખળકશે. તમે ખાલી ખપ્પર લઈને આવજો. ખપ્પર ભરી ભરી લોહી ભરખજો ! હું ગુજારોનું ખેદાન-મેદાન કરીને તેમના મસ્તકોની માળા બનાવી વૈકુંઠે ભગવાનનાં દર્શન કરવા જઈશ !''

વડનાં પાન લઈને ઝેળુ પાછી આવે છે. બંને પાન પર ચૂરમું ચોળીને સાથે જમે છે. આકાશમાં વીજો ચમકવા લાગી છે. ઝીણા ઝીણા મેઘ વરસવા લાગ્યા છે. ભોજો નવલાખ ગાયોના ટોળા લઈને વાડાંના માથે જવા લાગ્યો છે. ઝેળુ પણ ગાય-વાછરડાં લઈને વાદળમહેલે જવા લાગી છે. તે પીઠ વાળીને ભોજાને જોવા



લાગી છે. બંનેને માયા લાગી છે. હવે તો એકબીજા વિના રહી શકાતું નથી.

ગળીઓરકોટમાં ઝીણા ઝીણા મેઘ વરસે છે. વીજળીઓ થવા લાગી છે. ત્યાં પણ સુકાળ પડ્યો છે. ગળીઓરકોટમાં હવે રૉમા સૉના (રામ રાજ્ય) થયું છે. મેહો અને ભોજો ઘોડાંને તાણી તાણીને તંગ ભીડે છે. તેઓ ગળીઓરકોટમાં જોવા જવાની તૈયારી કરે છે. બંને ભાઈ ઘોડા ઉપર છલંગ મારી સવાર થયા છે. કેસર ઘોડી અને રેવત ઘોડા ઊડવા લાગ્યાં છે. તેઓ પવને પવને જાય છે. ગળીઓરમાં જઈને જુએ છે તો હરિયાળી છવાઈ છે. ડોડીઓ બરુ ખલ્લાટા મારે છે. ગળીઓરકોટમાં સ્થળે સ્થળે ફરી ફરીને પાયે લાગે છે. પછી સહર્ષ બોલે છે, ''અમારા ગળીઓરકોટ, અમે ફરી પાછા આવીએ છીએ !'' બંને ભાઈ પાછા સોઢા રાણાના દેશ આવે છે.

છ અને છવ્વીસ ગુજોર હિયોરહોઢાના રાજમહેલે જાય છે. રાણાને મળીને કહે છે ''રાણાજી, ખાજો, પીજો અને રાજ કરજો. હવે તો અમારા દેશમાં વૃષ્ટિ થઈ છે. સુકાળ પડ્યો છે. તમારા આશરેથી પાછા જઈએ છીએ.'' રાણો કહે છે, ''અમારી દશા તમારા જેવી થશે, તે દિવસે અમે પણ તમારા દેશ આવીશું. જાઓ તો ભલે જાઓ, બોલ્યું ચાલ્યું માફ કરજો !'' ગુજોર કહે છે, ''જતાં જતાં અમે એક વાત કરીએ છીએ. તમારી કુંવરી પરણાવો તે દિવસે અમને આમંત્રણ આપજો.''

છ અને છવ્વીસ ગુજોર ઉચાળા ભરી મંકોડાની પંક્તિની માફક સાથે સાથે ચાલતા અને ટહુકારા કરતા ગળીઓરકોટ તરફ જવા લાગ્યા છે. સાથે સાઢુ ખટિયાણી અને રખમા રાઠોડણ છે. ગળીઓરકોટ નજીક આવ્યું છે. ગળીઓરકોટ જઈને ફરી પાયે લાગે છે. તેઓ પોતપોતાના ચૉરા સંભાળે છે. ચૉરાના માથે બેસીને બધા ભાઈઓ સોના-રૂપાના હોકા ભરીને પીવા લાગ્યા છે. વરસાદને કારણે ફરીને સમૃદ્ધ થયેલા ગુજોરોને દિવસ રાતની ખબર પડતી નથી. જેસાંનો નાપુ ગોવાળ 'મગરે માળે' નવલાખ ગાયોને ફેરવી ફેરવીને ચારે છે. હરિયે નળે ડોડીઓ બરુ 'ખલ્લાટા' મારે છે. લેબદે રાણા સાથે સોઢા રાણાના દેશમાં ઝેળુનાં લગ્ન લીધાં છે. કંકોત્રીઓ મુકાવા લાગી છે. ઝેળુ કહે છે, ''બાપુજી, તમે ગુજોરોને ચોખા મેલજો; અહીં રહી-વસીને ગયા છે.'' ઝેળુ ગુજોરોને 'હારો' (સમાચાર) મોકલે



છે, ''ગુજ્જર, તમે અહંકાર કરશો નહીં. રબારીના સાદા વેશમાં જ આવજો, તમને ખાલી 'નૂતર' (નૂતરું-આમંત્રણ)જ મળશે.''

આમંત્રણ મળતાંની સાથે જ બધા ભાઈ એકબીજાને વાતો કરે છે, ''આપણને ઝેળુના સમાચાર મળ્યા છે. પણ ભાઈઓ, કોણ જાણે કે આપણે વાઘજીના દીકરા છીએ ! હવે તો આપણે શરીર પર સામટું સોનું-રૂપું ધારણ કરીને ઝેળુના માંડવે નાચવા જઈશું !''

ગળીઓરના ગુજ્જર સોળૈયો શણગાર સજવા લાગ્યા છે. ભોજો સોનાનો જાલરીઓ ટોપ માથે પહેરે છે. મેહો માથે સોનાનું 'મોરીલું' (મુગટ) મૂકે છે. બધા ભાઈઓ ગળામાં સોનાનો હાર ધારણ કરે છે. ઘોડીઓને સોના-રૂપાથી શણગારે છે. સાથે મણીઆ મોતી લે છે. હવે ગુજ્જર ઘોડાં ઉપર છલંગ મારી સવાર થાય છે. ઘોડાંની ખરીએથી ધરતી ધ્રૂજી રહી છે, અને સોઢા રાણાનો દેશ નજીક આવી રહ્યો છે. ઘોડાંની ખરીએથી સોઢા રાણાનો વાદળમહેલ ધ્રૂજવા લાગ્યો છે. ઝેળુ રાણીને ગુજ્જરોના આવવાની ખબર પડે છે. ગુજ્જર વાદળમહેલ નજીક આવે છે, અને સોના-રૂપાનું અજવાળું થવા લાગે છે. ઝેળુ કુંવરી હીરાવર દાસીને કહે છે, ''હીરલી, મહેલના કાંગરા ધ્રૂજે છે; સોના-રૂપાનું અજવાળું થવા લાગ્યું છે; સોના-રૂપાના તેજલિસોટા (ઝળુકા) થાય છે. ગુજ્જર આવતા લાગે છે; ઝટઝટ સામૈયે જા.''

હીરાવર વાળે વાળે મોતી ગૂંથી હાથમાં સુહાવની (સોવની) થાળી લઈ, ખજૂરિયાળા દીવા કરી સામૈયે જાય છે. તે કેશર ઘોડી, કાળિયો રેવત અને ગુજ્જરોને તિલક કરી સામૈયું કરે છે. ઝેળુના કહેવાથી હીરાવર દાસી ગુજ્જરોને લાખનો 'તોરો' આપે છે.

ગુજ્જરોને બાગ બગીચે ઉતારો આપવામાં આવે છે. ચંપા અને કેવડાની છાયામાં લીલી-પીળી જાજમો પાથરે છે. જાજમો પર બેસીને ગુજ્જરો સોના-રૂપાનાં આભૂષણો ઉતારે છે. આથી સોનારૂપાનાં અજવાળાં થવા લાગ્યાં છે. ઘોડાંને ફૂલોનો ચારો નાખવામાં આવ્યો છે. ફૂલડાંના ભોગી ગુજ્જર ફૂલવાડીએ આરામ કરતા કરતા ફૂલોની સુગંધ લે છે. તેઓને જોઈને ઝેળુ કહે છે, ''મારા ફૂલોના ભોગી ગુજ્જર, તમે જૂઈ-જાસુદ(જાસી-'જવલી) અને કેવડાના ફૂલોની



સુગંધ લેજો અને કુશળ (હોરા)બેસજો !''

વડલે પીપળે રાણા લેંબદ્દેની જાન બેઠી છે. ઝેળુ કુંવરીને પરણવા અધીરો બનેલો રાણો, ઝટઝટ ઘોડે ચડી તોરણ 'સબવા' લીલા તોરણે આવે છે. વચ્ચે આવતો કોટ કૂદીને તોરણને તલવારનો ઝટકો મારવાનો છે. લેંબદ્દરો રાણો સોના-રૂપાના શણગારથી ઘોડાને સજાવે છે; ઘોડાને ઉલાળીયાં લગામ ઘાલે છે, અને ઘોડા પર છલંગ મારી સવાર થાય છે. તે કોટ કૂદીને તોરણ 'સબવા' જાય છે, પણ ઘોડો કોટ કૂદી શકતો નથી, અને પાછા પગે પાછો આવે છે. લેંબેદ્દરો રાણો તીખા ચાબુક મારીને થાકી જાય છે. પણ ઘોડો કોટ કૂદી શકતો નથી, અને લેંબેદ્દરો તોરણ 'સબી' શક્તો નથી. ડોળીરાણના રાણાનું નાક કપાય છે. લેંબદેરો ઘોડા પરથી નીચે ઊતરી સોનાની સળીથી ધરણ ખોતરવા લાગ્યો છે. રાણો વિચાર કરે છે, ''બાપા, જગમાં ખોટું કામ થયું ! હું તોરણ 'સબી' શકતો નથી અને ઝેળુ કુંવરીને પરણી શકતો નથી.'' હાર્યો થાકયો રાણો ભોજાગુજ્જર પાસે જાય છે, અને કહે છે, ''હે માસીના દીકરા મારા ભાઈ ! તું મારી વાત સાંભળ ! તું લાખ લેતો હોય તો બે લાખ લેજે. તું કહે એટલા દામ આપું પણ મને તોરણ 'સબવા' ઘડીક કેસર ઘોડી આપ.''

ભોજો કહે છે, ''બે લાખના ચાર લાખ આપે તો પણ હું તને કેસર ઘોડી આપી શકતો નથી. તું દિલમાં દુઃખી થતો નહીં મારી માસીના દીકરા ! તું કહેતો હોય તો તારા બદલે હું તોરણ 'સબી' આપું. રાણા, ચૉરીમાં જા. હું તારા બદલે તોરણ સબું છું.'' અંતે લેંબદે રાણો કહે છે, ''મસિયાઈ ભાઈ, તું તોરણ સબજે; હું ચૉરીમાં જાઉં છું.''

ભોજો કેસર ઘોડીને સોના-રૂપાના 'મૉર' ઘાલે છે. ખેંચી ખેંચીને તંગ ભીડે છે, અને ભોજો છલંગ મારી સવાર થાય છે. તે કેસરને કૂંડાળે (લક્ષ લેવા માટે ઘોડીને ગોળ ગોળ ફેરવવી) ઘાલે છે. વાદળમહેલથી જોઈ રહેલી ઝેળુ, હીરલીને કહે છે, ''હીરલી, તું બહાર આવ. તારો બનેવી ઘોડીને કૂંડાળે ઘાલીને કોટ કૂદીને તોરણ 'સબવા'ની તૈયારી કરી રહ્યો છે.'' હીરાવર બહાર જોવા લાગી છે. ભોજો લગામ ઊંચી કરે છે, અને કેસર સ્વર્ગની કૂરઝલીની જેમ ઊડે છે. કેસર કોટ કૂદે છે, અને ભોજો ખાંડાથી એક જ ઝાટકે ઊંચે બાંધેલા તોરણને સબે છે. વાદળમહેલમાં



રહેતી ઝેળુ હાથ નીચો કરે છે અને ભોજો હાથ ઊંચો કરી ખાંડું ઝેળુને આપતાં કહે છે, ''ઝેળુ, ચૉરીમાં જાય ત્યારે ફેરા ફરતી વેળાએ મારું આ ખાંડું સાથે લઈને ફરજે.'' આમ કહી ભોજો નીચે આવે છે. ઝેળુ વાદળમહેલથી બોલે છે, ''શાબાશ! ગુજોર શાબાશ ! તું તોરણ 'સબે' છે. તે જોવાની મને વારંવાર અભિલાષા જાગે છે!''

લેંબદે રાણો સોળૈયો શણગાર સજી ચૉરીમાં જવા લાગ્યો છે. ગીતારીઓ (ગીતો ગાનાર સ્ત્રીઓ) ગીતો ગાય છે. હીરાવર લેંબદે રાણાને ટીલાં કરી સામૈયું કરે છે, અને ડોળી રાણનો રાણો વાદળમહેલે ચૉરીમાં પ્રવેશે છે. નાચવાવાળાં માંડવે નાચે છે. ગીતો ગવાય છે. બ્રાહ્મણ ચૉરી ચીતરવા લાગ્યો છે. ચૉરી પર બે વાઢી અને બે લોટા મૂકે છે. તલ-જવથી હોમ કરવામાં આવે છે. ઝેળુને ચૉરીમાં લાવવામાં આવે છે. ચૉરીમાં ફેરા ફરવાની શરૂઆત થઈ છે. રાણો ઝેળુની પાછળ પાછળ ચોરીમાં ફેરા ફરે છે. ઝેળુ ભોજા ગુજોરનું ખાંડું લઈને પાંચ ફેરા ફરવા લાગી છે. રાણો અને ઝેળુ ચૉરીમાં ઊઠબેસ કરે છે. રાણો પરણીને બધાંને પાયે લાગે છે. હવે રાણો વાદળમહેલના દ્વારે આવી જાન સાથે વડલે પીપળે ઉતારે આવે છે.

ગુજોર ઝેળુના માંડવે નાચવા આવે છે. ભોજાએ માથે સોનાનો 'જાલરીઓ ટોપ' પહેર્યો છે. મેહાએ સોનાનું મોરીરું (મુગટ) મૂક્યું છે. ભમ્મરિયાળી આંખોવાળા ઘણા રૂપાળા ગુજોર માંડવે નાચવા આવ્યા છે. માંડવો નાચતાં નાચતાં ગુજોર સોના-રૂપાના મણીઆ મોતી ઉછાળે છે. માંડવો જોવા આવેલા લોકો મોતી વીણતાં બોલે છે, ''શાબાશ ! વાઘજીના દીકરા ગુજોર, શાબાશ ! જુગ તો જતા રહેશે પણ તમારા કામોની નિશાનીઓ સદાય રહી જશે !'' ફૂલડાંના ભોગી ગુજોર, ફૂલવાડીએ જવા લાગ્યા છે.

હવે ઝેળુ હોરાગણ કહે છે, ''હીરલી, રાણા પાસે જઈને ફૂલના જવાબ (ઉખાણાંના જવાબ) લઈને આવ. તારા રાણાને પૂછજે કે સૌથી વડું (મોટું) ફૂલ શાનું ?'' હીરાવર સોનાની પગરખીઓ પહેરી હાથમાં રંગેલ ગેડી લઈ ડોળીરાણીના રાણા પાસે જાય છે. રાણાની સોડમાં બેસી હીરાવર પૂછે છે, ''બનેવી, અમારી બાઈએ એવો પ્રશ્ન પૂછ્યો છે કે સૌથી વડું(મોટું) ફૂલ શાનું ? આ પ્રશ્નનો ઉત્તર આપો.'' રાણો કહે છે, ''બાઈ, ફૂલનો કોઈ ઉત્તર હોતો નથી. સૌથી મોટું ફૂલ



કોળીનું છે. એમ જઈને તારી બાઈને કહેજે''. હીરાવર જવા લાગી છે. જઈને ઝેળુને કહે છે, ''ડોળીરાણના રાણાએ જવાબ એવો આપ્યો છે કે કોળીનું સૌથી મોટું ફૂલ છે.'' ઝેળુ કહે છે, ''હીરાવર, હવે ફૂલવાડીએ જા, અને ગુજ્જર ફૂલના કેટલા જવાબ જાણે છે તે તું પૂછી લાવ.''

હીરાવર રંગેલ ગેડીઓ હાથમાં લઈ ફૂલવાડીએ જઈને ભોજાને ફૂલના જવાબ પૂછે છે, ''બનેવી, મારી વાત સાંભળો ! અમારી બાઈએ ફૂલડાંના જવાબ માગ્યા છે. ''બધાં ફૂલોમાં વડું ફૂલ કોનું ? આનો જવાબ તમે આપજો.'' ભોજો કહે છે, એક તો સૌથી મોટું ફૂલ આસમાન અને ધરણી છે. બીજો જવાબ ઇન્દ્ર રાજા(મેઘ) અને વાદળ છે. ત્રીજો જવાબ માતાનું સ્તન (પયોધર) છે. છેલ્લો જવાબ કપાસનું ફૂલ છે. આટલા જવાબ હીરાવર, તારી બાઈને કહેજે; ખોટા પડે તો પાછી આવજે.'' હીરાવર પાછી આવીને ઝેળુને ભોજાએ કહેલા બધા જવાબ કહે છે. ઉત્તર સાંભળીને ઝેળુ કહે છે, ''શાબાશ, શાબાશ, મારા ફૂલડાંના ભોગી ! વાઘજીના દીકરા, શાબાશ ! ફૂલરાંના ઉખાણાના બધા સાચા જવાબ આપ્યા !''

હવે પુરુષનો વેશ લઈને ઝેળુ 'સોવની'(સુહાવની) થાળીઓમાં મોતીચૂરના લાડુ લઈને ફૂલવાડીએ આવે છે. ગુજ્જરોને જમાડતાં કહે છે, ''તમે આનંદથી ખાજો અને કુશળ રહેજો.'' ઝેળુ વાઢીથી ઘી પીરસવા લાગી છે. વાઢીમાંથી ધીમે ધીમે ઘીની ધાર પડે છે. ઝેળુ કહે છે, ''કુંભાર, બળજો, બળજો તારાં અવળાં નાળચાં (નાળુતેર). તેં અવળાં નાળચાં બેસાડ્યાં છે, તેથી ઘીની ધાર ધીમે ધીમે પડે છે.''

ગુજ્જરોને હેતથી જમાડીને સ્ત્રીનો વેશ લઈ ઝેળુ વડલે–પીપળે બેઠેલી લેંબદે રાણાની જાન પાસે જાય છે અને મકાઈનો ખીચડો ખવડાવે છે.

ખાઈ, પીને સંતુષ્ટ થયેલા ગુજ્જર ઊઠે છે. ઘોડાંને સોના–રૂપાનાં પલાણ ભીડે છે. તાણી તાણીને તંગ બાંધે છે. ગુજ્જર વિચારે છે, ''હિયોરસોઢાને મળીને જઈએ.''

વાદળમહેલે જાન આવવા લાગી છે. જાનપક્ષવાળા કહે છે, ''અમારી વધૂ કાઢી આપો. અમે હવે જઈએ છીએ.'' હવે રાણો લેંબદે મહેલમાં જવા લાગ્યો છે. મહેલમાંથી ઝેળુ રાણીને લઈને બહાર આવે છે. ઝેળુના છેડા છોડે છે. ગુજ્જર અને



રાણો સામ સામા ભેગા થાય છે. ગુજ્જોર સોઢા રાણાને મળીને જવા લાગ્યા છે.

રસ્તામાં ખેમલો કાહીદ્દી મળે છે અને બાર જૂડીની એક જૂડી બનાવી ચલમ ભરી જોરથી ખેંચે છે. ધુમાડો છોડતાં ધુમાડાનું વાદળ બંધાય છે. આ વાદળમાં ઝેળુ ભૂલથી જાન છોડીને ગુજ્જોરોની પાછળ પાછળ જાય છે. ઝેળુને જોવાથી જાનના 'મેંતા-મસુદી' (મહેતા-મુત્સદ્દી) વાત કરવા લાગ્યા છે, ''રાણી તો આપણી પાછળ આવતી નથી. તે કઈ બાજુ ગઈ હશે ?'' જાનપક્ષના માણસો રાણીને શોધવા લાગ્યા છે. ડોળીરાણના મહેતા-મુત્સદ્દી ઝેળુને ગુજ્જોરો પાસેથી પાછી વાળી લાવે છે.

હવે ગુજ્જોર છલંગ મારી ઘોડે સવાર થયા છે. ઘોડીઓના માથે તીખા ચાબુક મારે છે, અને બધા ગુજ્જોર ગળીઓરકોટ ભણી જાય છે.

ડોળીરાણમાં રાણા લેંબદ્દેની જાન જવા લાગી છે. જાન નગરના પાદરે આવે છે, અને રાણી ઝેળુ કહે છે, ''સરદારો, મારી વાત સાંભળો. હું તમારા રાણાના જૂના મહેલે નહીં આવું. નવો મહેલ બનાવો તો જ ચડીશ !'' ફૂલવાડીએ રાણીના ડેરા દીધા છે. રાણાને કહેવા જેટલી જ વાર જ થઈ છે, એટલામાં તો 'એરમા', 'તેરીઆ', 'પન્નર' (સંખ્યાસૂચક શબ્દો) કડિયા આવે છે. મહેલના પાયા ગોડાવા લાગ્યા છે. ઝટઝટ મહેલ ચણાવા લાગ્યો છે. મહેલ બનીને તૈયાર થયો છે. ડોળી રાણનો રાણો નવી રાણીને કહેવા લાગ્યો છે, ''રાણી, આપણો નવો મહેલ તૈયાર થઈ ગયો છે.'' રાણી ઝેળુ કહે છે, ''હું નવા મહેલે જઉં પણ જૂના ઢોલિયે નહીં ચડું. નવો ઢોલિયો બનાવજો.'' રાણાની આજ્ઞાથી વાલમો સુથાર વાડીએ ચંદન વૃક્ષ જોવા લાગ્યો છે. સુથાર ચંદન વૃક્ષો વાઢીને સરખાં કરી ઢોલિયો બનાવવા લાગ્યો છે. ઢોલિયો બનીને તૈયાર થયો છે. રાણી નવા મહેલે જાય છે, અને રાણાને કહે છે, ''રાણા, હું હોઢા રાણાને ત્યાં હતી તે દિવસે ખાખરખેડાંમાં ગાય-વાછરડાં ચારવા જતી હતી. એક દિવસે ખાખરખેડાંમાં મને તેજીઓ તાવ આવ્યો હતો. તે દિવસે ભોજા ગુજ્જોરે કાચો દોરો બાંધ્યો હતો અને કહ્યું હતું, ''તું રાણાને વરે તે દિવસે નવો મહેલ અને નવો ઢોલિયો કરાવજે. ત્યાર પછી ધોળો સૂવર મારી તેના લોહીથી ઢોલિયો રંગાવી નવા મહેલમાં લોહીના છાંટા નાખીને રાણા સાથે ઘરવાસો કરજે. રાણા, મને આજે તેજીઓ તાવ આવ્યો



છે. તમે ભોજા ગુજોર પાસે ફરીથી 'જોહ' (દાણા) જોવડાવો.'' રાણો 'સાંસુરીઆ'(નામ વિશેષ)ને કહેવા લાગ્યો છે, '''સાંસુરીઆ', મારી રાણી બીમાર પડી છે. તું સવા કળશીનો જોહ (દાણા) લઈને ગળીઓરકોટમાં જા, અને ગુજોર પાસે દાણા(જોહ) જોવડાવી લાવ.'' સાંસુરીઓ સવા કળશીનો જોહ (દાણા) લે છે અને કહે છે, ''રાણા, આજ તો દેવીઆવાળો છે. કાલે મનખીવાળો આવશે. તે દિવસે મનુષ્યો સવાકળશી દાણા લાવી નહીં શકે !'' ત્યાર પછી સાંસુરીઓ સવા મૂઠી દાણા લઈને રાણી ઝેળુના માથે ઉતારે છે, અને ગળીઓરકોટમાં જાય છે. ગળીઓરકોટમાં ભોજાને કહે છે, ''રાણી ઝેળુ માંદી પડી છે. તું આ દાણા જોઈ આપ.'' ભોજો દાણા છોડીને જોવા લાગ્યો છે, અને પછી કહે છે, ''તમે ધોળો સૂવર મારી, નવો ઢોલિયો રંગજો, અને નવા મહેલમાં લોહીના છાંટા નાખજો ત્યારે જ ઝેળુનો તેજીઓ તાવ ઊતરશે, અને તે પછી જ રાણી સાથે ઘરવાસો થશે.''

સાંસુરીઓ ભાડીત ગળીઓરમાંથી પાછો આવી રાણા લેંબદેની કચેરીએ જવા લાગ્યો છે. કચેરીમાં રાણા સાથે 'મેતા-મસુદી' અને 'તેરમા ડુંગાઈસા' બેઠા છે. બધાં વચ્ચે સાંસુરીઓ વાત કરે છે, ''ભોજાએ દાણા જોઈને કહ્યું છે, ધોળો સૂવર મારી નવો ઠોલિયો લોહીથી રંગજો, અને નવા મહેલમાં લોહીના છાંટા નાખજો. તો જ રાણીનો તેજીઓ તાવ ઊતરશે, અને તો જ રાણી સાથે ઘરવાસો થશે !'' આ સમયે રાણાની કચેરીમાં એકની જગ્યાએ પંદર જણા એક સાથે ઊભા થયા છે, અને બોલવા લાગ્યા છે, ''સૂવર મારતાં કેટલી વાર?'' રાણો આજ્ઞા કરે છે, ''સરદારો, આજે કોઈ પુરુષ ડોળીરાણમાં રહેશે નહીં. આજે આપણે મેર-સિમેર પર્વત પર ધોળો સૂવર મારીશું.'' રાણો, સરદારો અને ડોળી રાણના લોકો સૂવર મારવા અને હાક પાડવા 'બુદી કોટાંની' બંદૂકો લઈ મેર-સિમેર પર્વત પર જાય છે. આખી ડોળીરાણ સૂની પડી છે.

ઝેળુ રાણી કુંભાર સ્ત્રીનો વેશ લઈ હાથમાં કોદાળી અને માથે ભાગેલું ટોપલું લઈ ગધેડાની પાછળ પાછળ જવા લાગી છે. પોળના દ્વારે પોળનો 'પોળિયો'(રક્ષક) પૂછે છે, ''અત્યારે કવેળાનું કોણ છે ?'' ''પોળિયા વીરા, એતો હું કુંભારણ છું. રાણો નવી રાણીનો ઢોલિયો રંગવા સૂવર મારવા ગયો છે, અને મારે નવો મહેલ



લીંપવાનો હોઈ નગરની બહાર માટી લેવા જાઉં છું.'' આમ બોલી ઝેળુ આગળ નીકળી જાય છે. રસ્તામાં ટોપલું અને કોદાળી નાખી દે છે, અને સોળૈયો શણગાર સજી ગળીઓરકોટ તરફ જવા લાગે છે.

રસ્તામાં સામેથી ખેમલો કાહીદી આવે છે. ઝેળુને જોઈને પૂછે છે, ''રાણી, કઈ બાજુથી આવે છે ? અને કઈ બાજુ જાય છે?'' ઝેળુ કહે છે, ''હું તો વાટની વટેમાર્ગુ છું. તારે પૂછવાનું શું કામ છે ?'' ખેમલો કહે છે, ''ગુજારોને જઈને તું શું કરીશ ? એ તો ખાટી છાશના પીનારા, ગરીબ લોકો છે ! તું મારે આવ, આપણે ઘરવાસો કરીએ. રાણી, આપણે ઘેર ઘણાં ઘેટાં અને બકરાં છે. આપણે ખાશું પીશું અને રાજ કરીશું !'' ઝેળુ કહે છે, ''ખેમલા, મને જવા દેજે, હું તો જોગણી છું. મને ગુજારોનો જોગ (યોગ) લાગ્યો છે. હું તો ગુજારોને જ જઈશ ! ખેમલા કાહીદી, મને જતાં રોકીશ નહીં.'' ''રાણી, હું તો તને જવા દેવાનો નથી. તને માથા સાટે રાખીશ !''

હવે ઝેળુ ખેમલા કાહીદીને એક ફૂંક મારી કૂકડો કરે છે. ઝેળ (ભૂખિયાદેવી) 'હુસેણો' (સફેદ સમડી,બાજ) બની સ્વર્ગે ચડે છે, અને 'કૌંની' પાંખો વાળી પાછી કૂકડા પર પડે છે. કૂકડાને 'પૂતળો' કરી ફેરવે છે, અને કૂકડાની ભોડકી (માથુ) ચૂંથવા લાગી છે.

ખેમલા કાહીદીને મારીને રાણી ફરીને સોળૈયો શણગાર સજે છે. વાળે વાળે મોતી ગૂંથે છે. ગાલ પ્રમાણે માખ માંડે છે. આંખે કાજળ ઘાલે છે. કેડ પ્રમાણે 'મેઘાડાંમોર'નો ચણિયો પહેરે છે. શરીર પ્રમાણે આછો સાડલો ઓઢે છે. હવે તે ઉલાળી ઊંચે સ્વર્ગે ચડવા લાગી છે, અને ચાંપી પાતાળમાં ઊતરવા લાગી છે. ઝેળુનું શરીર વાજિયા ઘઉંના પિંડ જેવું છે. તે હોળીના ભડકા જેવી લાગે છે. પગમાં સોનાની પગરખીઓ પહેરી અને હાથમાં રંગેલ ગેડી લઈ ઝેળુ ગુજારોના ઘેર ગળીઓરકોટમાં આવે છે. ગળીઓરમાં બાર ભમ્મરિયા ચૉરા અને તેરમી લીંબડી છે. ભમ્મરિયે ચૉરે જઈ ઝેળુ ઊભી રહી છે. મેહો અને ભોજો કહે છે, ''રાણી ઝેળુ હોરાગણી આવી છે !'' સાઢુ ખટિયાણી કહે છે, ''બેટા, તમે મારી વાત માનો, આતો ખોટું કામ થઈ રહ્યું છે.'' રખમા રાઠોડણ કહે છે, ''દિયર, તમે માયાના લોલુપ થઈ ગયા છો ! ઝેળુ મોટાલોકનું માનવી છે! આપણે તો ગુજાર



કહેવાઈએ ! આવું કામ તમે કરશો નહીં.'' ભોજો કહે છે, ''ભાભીજી, આંગણે આવેલું વાછરડું અને ઘેર આવેલી સ્ત્રીને છોડી શકાય નહીં ! મસ્તક પડશે તો ધડ લડશે પણ આંગણે (આશ્રયે) આવેલી સ્ત્રીને પાછી કાઢીશું નહીં.'' રખમા કહે છે, ''મારું કહ્યું માનો 'લ્યા દેવરિયા ! નહીં તો ગળીઓટકોટ અંધારીઓ ખંડ થઈ જશે.'' ભોજો કહે છે, ''એવી વાત જવા દે ભાભીજી, ઘેર આશરે આવેલી નારીને કોઈ દિવસ પાછી નહીં સોંપીએ ! ભલેને તલવારોના ઝાટકે લડાઈ થાય, અને ધડ અને મસ્તક નીચે પડે !'' ''મારો સ્ત્રીનો બોલ સાચો પડશે ગુજ્જરો, આવું જોખમ (જોખો) લેશો નહીં.'' ગુજ્જર રખમા રાઠોડણનું કહ્યું માનતા નથી, અને ઝેળુને સ્વીકારે છે.

ડોળીરાણીથી રાણા લેંબદેની ફોજો આવવા લાગી છે.

મેહો વાત કરે છે, ''ભાઈઓ, મારી વાત સાંભળો. લાવરી કૂતરી કામ સુજણી (કૉમ હુજણી) છે. તે રાતે તપ કરે છે. આ કૂતરીને બાર બચ્ચાં છે. તેને અહીં લાવો; આપણી ચોકી કરશે.'' ગુજ્જર લાવરી કૂતરી અને તેના બાર કૂતરા પાળે છે. કૂતરી કહે છે, ''ગુજ્જરો, બાર વરસ સુધી મારો વારો આવ્યો છે. તેરમા વરસે હું વરત લઈને છૂટી થઈશ. માયાના ચખીઆ ગુજ્જર મારા બાર કૂતરા બાર ગાઉના માથે ફરીને બાર વરસ સુધી તમારું રક્ષણ કરશે !'' માતાની આજ્ઞાથી કૂતરા ચોકી કરવા લાગ્યા છે. દિવસો ગણતાં મહિના થયા છે, અને મહિના ગણતાં વરસ થયાં છે. આ રીતે બાર વરસ પૂરાં થવા આવ્યાં છે. અંતે લાવરી કૂતરી કહે છે, ''ગુજ્જર, મારો વારો ઊતરવા આવ્યો છે, તમે સજી શકો તો સજો. તમારું કરમ (કર્મ) તમારા સામે આવી રહ્યું છે.''

છ અને છવ્વીસ ગુજ્જર વાતો કરે છે, ''આપણે કંઈક નવીનતા કરીએ.'' ભોજો રખમા રાઠોડણને પૂછે છે, ''ભાભીજી, તમે મારી વાતો સાંભળો. લેંબદેની સામે આપણે શું કરી શકીએ તો બચી શકીએ ?'' રખમા રાઠોડણ કહે, ''દિયર, હવે તમે ખોટી વાતો જવા દો. તમે અને તમારાં કરમ જાણે !'' ભોજો ફરીને કહે છે, ''ભાભી, હવે બચવા માટે શું કળા કરીએ ? લાવરી કૂતરીના બાર કૂતરા બાર ગાઉ સુધી બાર બાર વરસ સુધી લડ્યા, હવે તો તેરમું વરસ આવ્યું છે. ભાભીજી, લેંબદેની સેના સામે કઈ નવીનતા કરીએ !'' કાળી વાદળીની ભણેલી માળા



માળદ્દરાની દીકરી રખમા રાઠોડણ કહે છે, ''તને તો ના કહેતી હતી મારા લાડમીઆ દિયર ! હવે શું પૂછે છે ? તારો કાળો દિવસ આવ્યો છે !''

રખમા રાઠોડણ બાર ભમ્મરીએ ચૉરે અને તેરમી લીંબડીની આજુબાજુ ફરે છે. ફરતાં ફરતાં બાણાવટી અમરઘૂંટા બનાવવા લાગી છે. મંત્ર દ્વારા અમરઘૂંટા બનાવીને ભોજાને આપતાં કહે છે, ''જા ભોજા, રાણા લેંબદેની ફોજો સામે આ ઘૂંટા મૂકજે.'' હવે ભોજો રાણા લેંબદેની ફોજો સામે અમરઘૂંટા મૂકે છે. બાર બાર વરસ સુધી અમરઘૂંટા લડે છે. તેઓ બાર બાર ગાઉ સુધી રાણા લેંબદેની સેના સામે લડવા લાગ્યા છે. સમય પસાર થાય છે, અને ઘૂંટા લડે જાય છે. બાર બાર ગાઉ સુધી ઘૂંટા રાણા લેંબદેની ઉમરાં-સુબરાં(ઉમરાવ)ની ફોજોને પાછી વાળે છે. અમરઘૂંટાને લડતાં લડતાં એક વરસ, બે વરસ એમ બાર વરસ પૂરાં થયાં છે.

રાણો લેંબદે માથાનો મુગટ ઉતારી અમરઘૂંટાને વંદીને કહે છે, ''હે અમરઘૂંટા, ભોજાએ મારી રાણી ઘરમાં રાખી છે ! તેની સામે લડવાને બદલે અમારી સામે કેમ લડો છો ? રાણીને તો ગુજ્જેરોએ બાર ને બાર ચોવીસ વર્ષ સુધી રાખી છે.'' રાણો લેંબદે મુગટ ઉતારી વારંવાર અમરઘૂંટાને પગે લાગે છે. હવે લેંબદેની આજીજીથી અમરઘૂંટા ગળીઓરકોટ સામા પાછા ફર્યા છે અને ભમ્મરિયે ચૉરે આવી ગુજ્જેરોનો ખો કાઢવા લાગ્યા છે, અમરઘૂંટા ગુજ્જેરોના માથા ઉપર પડવા લાગ્યા છે, અને એક એક ગુજોરને વીણી વીણીને મારી નાખવા લાગ્યા છે. તેઓએ ગુજ્જેરોનો કોઈ વંશ મૂક્યો નહીં. ગળીઓર ભણી ગુજ્જેરોના લોહીની નદીઓ 'ખબુકા' મારતી વળી છે.

વૈકુંઠપુરીમાં ઝેળુ (ભૂખિયાદેવી) 'ઈરું', 'રાંપું', 'ટુટી', ટાવરી નવલાખ દેવીઓને ખબર આપે છે, ''તમારાં ખાલી ખપ્પર લેતી આવજો, આજે છેલ્લું ગુજ્જેરોનું લોહી ભરખીએ !'' વૈકુંઠપુરીથી નવલાખ દેવીઓ ખાલી ખપ્પર લઈને ગળીઓરકોટમાં આવવા લાગી છે. ગળીઓરમાં ગુજ્જેરોના લોહીની નદીઓ ખડૂકવા લાગી છે. નવલાખ દેવીઓ અહંકારી ગુજ્જેરોનું રક્ત ખપ્પર ભરી ભરી ભરખવા લાગી છે. લોહી પીને નવલાખ દેવીઓનું મન વળ્યું છે.

ભૂખિયાદેવી (ઝેળુ) છ અને છવ્વીસ ગુજ્જેરોનાં માથાં કાપી હાર બનાવવા લાગી છે. માથાંનો હાર બનાવી ગળામાં પહેરી નવલાખ દેવીઓ સાથે વૈકુંઠપુરીમાં



ભગવાનના દર્શને ઊપડી ગઈ છે.

ગળીઓરકોટમાં બાર ચૉરા સૂના પડ્યા છે. બધા ઘોડા અને ઘોડીઓ સૂની પડી છે. ગળીઓરમાં કાળા કાગડા બોલે છે !

## દેવનારાયણ

સાઢુ ખટિયાણી પાણીનો કોરો ઘડો લે છે અને ઝાંઝર વાવે પાણી જાય છે. મેહા-ભોજાની માતા દાતણ કરી ઝાંઝર વાવમાં જઈ હાથ-પગ ધોવે છે. એટલામાં તો ઝાંઝર વાવમાં કમળનું ફૂલ રમવા લાગ્યું છે. સાઢુ ખટિયાણી ઊગતા સૂરજને પૂજે છે. સૂરજને પૂજીને બોલે છે, ''રાણા લેંબદેનું ફૂલ હોય તો આગળ જજો, અને મારા ગુજોરોનું ફૂલ હોય તો મારા ખોળામાં આવજો.'' કમળનું ફૂલ રમતું રમતું ખોળામાં આવવા લાગ્યું છે. મેહા-ભોજાની માતા ફૂલને કોરા ઘડામાં મૂકી મોઢું બાંધીને મરવાની ઉઢાણી કરી ઘડાને માથે મૂકી પાછી ગળીઓરકોટમાં આવી છે. નવ મહિને અને નવ દિવસે ઘડો છોડે છે. ઘડામાંથી દેવજીકુંવર જન્મ્યો છે. સાઢુ ખટિયાંણી ખોળામાં લે છે. લેંબદેના મહેલના કાંગરા ધ્રૂજે છે, અને રાણો સાદ દે છે, ''જાઓ દાસીઓ, દૂતી માળણને બોલાવી લાવો. ગળીઓરકોટમાં ગુજોરોમાં કોઈક સૂબો જાગ્યો છે.'' છોકરીઓ દૂતી માળણને બોલાવવા જાય છે. એક કહેતાં પંદર દૂતી માળણો લેંબદેંના મહેલે આવી છે. રાણો કહે છે, ''બાઈઓ, ગળીઓરકોટમાં ખબર કરી આવો. ગળીઓરમાં કોઈક સૂબો જાગ્યો છે. તેને મારીને પાછી આવશો તો આખું રાજપાટ આપીશ.''

લેંબદે રાણાનો આદેશ થયો એટલી જ વાર થઈ છે. દૂતી માળણ ગળીઓરકોટમાં આવવા લાગી છે. બાર ચૉરે આવીને રડે છે, અને બોલે છે, ''રાણા લેંબદેનું ખરિયાખોડ જજો, મારા બાર બાર ચૉરા સૂના પડ્યા રે ! ગળીઓરકોટમાં કાળા કાગડા બોલે છે ! આખા ફળિયાના મોડવી હતા, મારા મેહો અને ભોજો. મારો ગળીઓરકોટ સૂનો પડ્યો રે ! રાણા લેંબદેનું નખ્ખોદ જજો !'' વેરાગ કરી કરીને દૂતી માળણ વિલાપ કરે છે. મેહા-ભોજાની માતા સાઢુ ખટિયાણી કાન માંડીને સાંભળે છે, અને વિચાર કરે છે, ''મેહા-ભોજાને યાદ કરી કરીને આ કોણ રડે છે ? મારા દીકરા તો આખા દેશમાં ઘોડીએ ચડીને ફરતા હતા.



એ સમયે કાંચળીની કરેલી તેમની કોઈ ધરમની બહેન ભમ્મરિયે ચૉરે આવીને રડતી લાગે છે. માળણ આંસુ સારતી આશીર્વચનો બોલે છે, ''કુશળ રહેજો મારા મેહો અને ભોજો સરદારો ! કુશળ રહેજો છ અને છવ્વીસ ગુજ્જરના ચૉરા ! મારા ભાઈઓને મારનાર ડોળીરાણના રાણાનું ખરીઆખોડ (નખ્ખોદ) જજો !'' સાઢુ ખટિયાણી વિચારે છે, ''આ રોવાવાળી અમારી પાંખની કોઈક લાગે છે.'' તેની પાસે જઈને પૂછે છે, ''બાઈ, તું કઈ બાજુથી આવે છે અને કઈ બાજુ જાય છે ? તું કેમ આંસુ સારે છે ?'' દૂતી માળણ કહે છે, ''રાણાનું નખ્ખોદ જજો, મારો વંશ મૂક્યો નહીં !''

સાઢુ તેને ઘેર લાવે છે. દૂતી ઘરમાં ફરી ફરીને જોવા લાગી છે. દેવજી કુંવર પાસે જઈને તેનાં ઓવારણાં લે છે અને સોનાનું કપડું નાખે છે. આનંદિત થઈને બોલે છે, ''મારા ભાઈઓનો વંશ રહ્યો; આ તો મારો ભાઈ છે !''

એક દિવસ આથમે છે અને બીજો દિવસ ઊગે છે. સાઢુ ખટિયાણી ઝાંઝર વાવે પાણી જાય છે. દૂતી માળણ પોતાનાં સ્તન કાઢીને ઝેર ચોપડે છે. દેવજી કુંવરને ખોળામાં લઈને કહે છે, ''લે બેટા, ધાવજો !'' બાળક દેવજીકુંવર ધાવવા લાગ્યો છે, અને દૂતી માળણની નવ નવ નાડો ખેંચવા લાગ્યો છે. દૂતી માળણ સુકાઈને સાલર (વૃક્ષનું નામ) થઈ છે. સાઢુ ખટિયાણી પાણી ભરી, મરવાની ઉઢાણી બનાવી તાંબા પિત્તળના ઘડા માથે મૂકી માર્ગે માર્ગે આવવા લાગી છે. દૂતી માળણ સવણ (વૃક્ષનું નામ) થઈ ગઈ છે. સાઢુ ખટિયાણી પાણીએથી આવીને જુએ છે અને શાપ આપે છે, ''તારું ખરીઆખોડ જજો રાણા ! તું કઈ બાજુથી આવી છે ?''

દૂતી માળણને કહેવાનું કશું રહેતું નથી. તે ઊઠીને બેઠી થાય છે, અને જીવ લઈને ભાગે છે. તે ડોળીરાણમાં જાય છે, અને જઈને રોવા લાગી છે. રોઈને રાણાને કહે છે, ''ગળીઓરમાં ગોરખ જાગ્યો છે. જીવવું હોય તો ખરાં નાળિયેર લઈને ખરા સરદારને ગળીઓરકોટમાં મોકલજો !''

કૂકડે પોતાનું સ્થાન છોડી દીધું છે. પીળું પ્રભાત થયું છે. હાથમાં કમળલાકડી લઈને નાપુ વાડાના માથે જઈને ગાયોને જંગલમાં ચરવા માટે 'ઈહકારો-ડસકારો' કરવા લાગ્યો છે. સાલોરદેવી કાનની ટીશીઓ ઊંચી કરે છે પણ ઊઠતી નથી.



સાલોરદેવી (ગાય) કહે છે, ''હે નાપુ, સમાજોગનો મહાજોગ આવ્યો છે. તું 'અળવાઈ' કરતો નહીં. અમારાં પરબ (પર્વ) આવ્યાં છે. મારો નવો દિવસ આવ્યો છે. તું સાતમે ભોંયરે જા, અને વડા ધણીની રજા લઈ આવ.''

સાલોરદેવીના કહેવાથી નાપુ સાતમે ભોંયરે જાય છે. દેવજીકુંવર ભમ્મર ઢોલિયે અધમણની રજાઈ પાથરીને સૂતો છે. નાપુ જઈને કહે છે, ''ખમ્મા, ખમ્મા, હે દેવજી કુંવર! આપણી સાલોરદેવી નથી તો ઊઠતી કે નથી તો ચાલતી. આજે તો તેનું પરબ આવ્યું છે. માટે તે મોટા સ્વામીની રજા માગે છે.'' હવે દેવજીકુંવર ઝટ ઊભો થાય છે. પગમાં સોનાનાં પગરખાં પહેરે છે, અને હાથમાં હેવાનો સાટકો લે છે. તે વાડાંના માથે આવી સાલોરદેવીને કહે છે, ''બોલો માતા સાલોર, તમે આજે નથી તો ઊઠતાં કે નથી તો ચાલતાં!'' સાલોરદેવી કહે છે, ''આજે દિવાળીના ટાણે મારું પરબ આવ્યું છે. આપણા બાપ પથ્થરોમાં ગળી ગયા છે. અમારે તેમનું વેર વાળવા ડોળીરાણમાં જવું છે ! અમારો હોય એટલો શણગાર આપો.'' દેવજી પૂછે છે, ''સાલોરદેવી તારો શો શણગાર છે ?'' સાલોર કહે છે, મેંડી મોગરના ટોળાને સોના-રૂપાનાં શીંગડાં છે. પારેવા સાંઢને સોના-રૂપાની ખરીઓ છે. મારે સોના-રૂપાનાં શીગડાં છે. આજે નવો ભર્યો દિવસ આવ્યો છે. આજે તો સોળૈયો શણગાર સજીને ગુજોરોનું વેર વાળવા ડોળીરાણમાં જવું છે. દેવજીકુંવર સાઢુ ખટિયાણી પાસે જઈ પૂછે છે, ''હે માતા, સાંભળ, સાલોરદેવી પોતાનો સોના-રૂપાનો શણગાર માગે છે.'' સાઢુ ખટિયાણી કહે છે, ''દીકરા દેવજી, કાળ-દુષ્કાળ પડ્યા તેથી સોના-રૂપાનો શણગાર વેચીને દાણા લાવીને ખાઈ ગયાં છીએ. રાણા લેંબદેની ફોજો આવી, રણથર થઈ ગયું ને લૂંટાઈ ગયાં છીએ ! મારા દેવજી કુંવર, બધું જ જતું રહ્યું છે.''

દેવનારાયણ પાછો આવીને સાલોરદેવીને કહે છે, ''મારલી કહે છે કે કાળ દુષ્કાળ પડ્યો તેથી અડધો તારો શણગાર વેચીને દાણા ખાધા અને અડધો શણગાર લેંબદે રાણાની ફોજો લૂંટી ગઈ. જેથી તારો શણગાર રહ્યો નથી.'' સાલોરદેવી કહે છે, ''દેવનારાયણ, મારો શણગાર તો સાતમે ભોંયરે પડ્યો છે ! ભોયરામાં સાતમે તાળે બધો જ શણગાર ભરેલો પડ્યો છે પણ ભલે, હવે હું ગળીઓરકોટમાં વળતી પાછી નહીં આવું! ડોળીરાણને ખણી-ખોદીને રળથર કરી નાખી, ગુજોરોનું વેર



વાળીશ પણ હવે ગળીઓરકોટમાં પાછી તો નહીં જ આવું !

સાલોરદેવી આગળ કહે છે, ''દેવનારાયણ, ખાજે, પીજે અને રાજ કરજે ! હું હવે ડોળીરાણમાં જાઉં છું.'' નાપુ ઘૂઘરિયાળી ઝાંપલી થડકાવે છે. સાલોર કાન માંડે છે. દેવજીકુંવર કહે છે, ''ખમ્મા રે ! માતા સાલોર, ખમ્મા ! દિલમાં દુઃખ આણશો નહીં. તમને કાળ દુષ્કાળમાં, ફેરવી ફેરવીને થાકયા છીએ. તમે દિલમાં દુઃખ આણશો નહીં.''

નવલાખ ગાયોના ટોળા વાડા માથેથી જવા લાગ્યા છે. ધરતી ધ્રૂજવા લાગી છે. ગાયો, ગાયોમાં ગાયો છે. ડોળીરાણ નજીક આવવા લાગી છે, અને રાણા લેંબદેનો મહેલ ધ્રૂજવા લાગ્યો છે. સાલોર આગળ હિલોળો મારે છે, સાલોર પાછળ હિલોળો મારે છે, અને ડોળીરાણના મહેલ પાડવા લાગી છે. અડધા સરદારોને શીંગડાંની ટોચે મારે છે, અડધાને 'પાટવે' (પગની લાતથી) પાડે છે; તો અડધાને ડાચે ડાચે મારે છે. વચ્ચે આવતા બાર બાર મણના પથરા ઊડી ઊડી દૂર પડવા લાગ્યા છે. સાલોર ડોળીરાણને પાડવા લાગી છે. લેંબદે રાણાનો વંશ રહ્યો નથી. ગાયો ગર્ભવતીઓના ગર્ભ તોડવા લાગી છે. સાલોર 'કરાંઝ' કરી કરીને મારવા લાગી છે. ડોળીરાણમાં રાણા લેંબદેના નાશ પામોલા વંશના લોહીની નદીઓ વળી છે. લોહીમાં સવા સવામણના પથ્થર તરવા લાગ્યા છે. સાલોરદેવી ડોળીરાણને ખણી ખોદીને નાશ કરવા લાગી છે. હવે દેવજીકુંવર ગરીઓરમાં શણગાર માંડવા લાગ્યો છે. શણગાર સજીને સાઢુ ખટિયાંણીને કહે છે, ''મારલી, હું મારા ગુજ્જોરોનું વેર વાળવા ડોળીરાણમાં જાઉં છું.'' મેહા-ભોજાની માતા કહે છે, ''ઝટ ઝટ જા, મારા દેવજીકુંવર !'' માતાના આશીર્વાદ લઈને દેવજીકુંવર બાર હળના બળદ અને ખેડુનો હલ્લો લઈને ડોળીરાણ ભણી જવા લાગ્યો છે. જઈને ઊંધા હળે ડોળીરાણ ખેડવા લાગ્યો છે, અને બોલવા લાગ્યો છે, મેં તો મારા ગુજ્જોરોનું, મારા વંશજોનું, ધરતી-ધરતીનું વેર વાળ્યું છે. હવે દેવજીકુંવર ડોળીરાણમાં બધું 'રળથર'(સર્વનાશ) કરે છે.

સૂની ડોળીરાણમાં કાળા કાગડા બોલે છે !



## સંદર્ભ

૧. શિકારની દેવી

૨. હરિઓમનો કુંવર ખાંડા પર રહેલ વાઘના ચંદ્રનાં કિરણો પડવાથી ઊઠેલા તેજ લિસોટાના કારણે રહેલા ગર્ભથી જન્મ્યો હોવાથી અડધો વાઘ અને અડધો મનુષ્યરૂપે છે.



# ગુજરાંનો અરેલો
## (ભીલી પાઠ)

### ધ્વન્યાંકન અને ગાનપદ્ધતિ

અહીં 'ગુજરાંનો અરેલો'નો મૂળ પાઠ લિપિબદ્ધ કરવામાં આવ્યો છે. તે ધ્વનિમુદ્રિત ૨૫ કેસેટ્સ ઉપરથી કાગળ ઉપર લિપિચિહ્નો દ્વારા અંકિત કરવામાં આવ્યો છે. આમ ગેય અને શ્રવણ સ્વરૂપનો નેત્રો દ્વારા વાંચન યોગ્ય પાઠ બને તે માટે સંશોધક દ્વારા પ્રયત્ન કરવામાં આવ્યો છે. (મૌખિક સાહિત્યની મૂળ પ્રકૃતિ ગાવા-કહેવાની, જોવા-સાંભળવાની અને સહભાગી થવાની છે. કાગળ દ્વારા અંકિત કરવાની તો એક ચેષ્ટા માત્ર છે.) છેલ્લે વાચકને ભીલી બોલીના મૂળ પાઠનો યથાતથ ખ્યાલ આવે એટલા માટે શબ્દાર્થ-સૂચિ આપવામાં આવી છે.

ગાયકની ગાનપદ્ધતિનો ખ્યાલ આવે એટલા માટે અરેલાના મુખ્ય ગાયકે જે સૂરો લંબાવ્યા છે, તે બિંદુઓથી દર્શાવવામાં આવ્યા છે.

કોઈ કોઈ સ્થાને મુખ્ય ગાયકને વધુ ઉત્સાહિત કરવા તથા અરેલાની કથાને સહાયક થાય તેવાં વાક્યો શ્રોતાઓ અને રાગિયા બોલ્યા છે, તે વાક્યો કૌંસમાં છાપવામાં આવ્યાં છે.



## હરિઓમ રાઝા

હે... રા... હે...

તારા... ખેરામા ઓડણ કરીએ રે... માઝી ઓ...હો....,
તારા ખેરામા ઓ... ઓડણ કરીએ હેં....

પૂલા... સૂકા ઈરલે ઑણે ... માઝી ઓ...હો,
પૂલાઓ... સૂકા ઓ... એ... હેં....

મૂઆં... મોંઘાં પરિયાની પાળે ઝો... હો,
ઝીવતા રે ઝીવરા કિલોળ કરીએ હેં....

મૂઆ... મોંઘા હળગઝો... વાટમા તો... ઑંબો... હો,
આવતા ઝાતા વિસરાંમો કરહેં...

પરિયાની... પાળ રેંઝો... મૂઆ તો... હો,
ઝીવતા રે ઝીવળા કિલોળ કરીયેં હેં....

કાદ્યવના ... જાદ્યવ વાઝેં... હેં... હરિઓમ... ઓ હો...
મડોવરાનો એ.... હરિઓમ હેં....

એ તો... આયરણ આવી'લા... હપને ઓ... હો,
આયરણ હપનેં આવી હેં....

અઝ્ઝર વઝ્ઝર રાત કાટેં... હેં... ફેરવી તો.... હો,
હરિઓમ ટોલીઓ ટાળેં હેં...

ઊગતી... ફઝારે ઝાયેં હેં... હરિઓમ તો.... હો,
હૉંપળાં બૉંતેમીઓ.... રે વાતો હેં....



(સબ્બા હો...)

એકેં.... હપનું આવું રે... બૉંતમીઓ.... હો,
કૉમઠી તો હરિયાનું .... રે કાઝ હેં....
લોઆરીએં ... આપું ઝાઈએ હેં... બૉતમીઓ... હો,
લોઆરીએં આપું... ઝાલયેં હેં..

લોઆરીએ ઝાવાનું ઉસ્સાળું મૉંડે હેં.... હરિઓમ તો... હો,
લોવારીએં ઝાવાનું એ... મૉંડે હેં...

તૉણી... તૉણી કોરીઓ બારી કાટેં રે... મંડોવરાના ઓ... હો,
હરિઓમ... કોરીઓ કાટેં હેં...

હોના તો.... હો એ રૂપાનાં... રે ખોગીર હેં રે....,
તૉણી તો... હો તગરા...રે પીરેં હેં...

તૉણી...તૉણી તગરા પીરે હેં... હરિઓમ તો... હો,
ઊડી... ઊડી અસવાર....ઓયેં હેં......

ઊડી... ઊડી... અસવાર થયે હેં... હરિઓમ તો... હો,
ઝેંણી ઝેંણી તેખુરી... ઊડે... હેં...

ખરીએ... ખરીએ ખેવરો ઊડે... રે હરિઓમઝી ઓ...હો,
ઝાવા કેવ્વા ... રે લાગા હેં...

(સૂર પુરાવનાર સહાયક ગાયકો અને શ્રોતાઓ એક સાથે બોલે છે, ''થારી આઈ ન સોકાવું સબ્ભા હો'')

લોઆરીયું લગતું રે.. આવે હેં....
લોવારીએ...ઝાવા લાગા હેં.....



લાલુરા લોઆરીઆ ન...ઑગણ અલમી કાસ્સો હેં....
હરિઓમઝી રે...., વારે....નાગોર...વેલ હેં....

કૂઘરીઆળી ઝૉપલી હેં રે... એને તો.. હો,
ઠેહું મેલી તો .... ઉઘારે હે....

ઘરવેર.. ઘરવેર તો પેઠા હેં હરિઓમ તો.. હો,
હાતે બાઁતમીઆ....રે પેઠા હેં.....
હૂતું..... હેં કે ઝાગે હેં એ લાલુરા હો,
હૂતો હેં કે ઝાગે હેં... રે...

કેવાં મોટાંનાં કૉમ પરાં રે... હરિઓમ રાઝા ઓ...હો,
ઝાગતો સતો રે આવે... હેં રે...

હે ....રા ....હે....

ઝાગતું એં તો બાયણે આવે.... લાલુરા ઓ....હો,
લાલુ, લોઆરીઆના રે બેટા હેં....

ઝાગતું એં તો બાયણે આવે... લોઆરીઆ ઓ .. હો,
ઝાગતું એ તો રે બાયણે ... હેં....

હુંયે કૉમ પરિયાં રે.. હરિઓમ રાઝા રે...
હુંયે કૉમાં રે... પરિયાં હેં રે....

તથુરા.... તમાવે લાલુરાઓ.... હો,
ઝાગતો તથુરા રે તમાવઝે.....

કાસાં લો ગેરવણાં હેં રે.... લાલુરા ઓ... હો,
કાસાં લો ગેરવણાં હેં રે....



અમાર પાલા કરવા હેં રે... લાલુરા ઓ ... હો,
અમાર પાલા રે કરવા હેં રે....

ભાલા.... કરવા હેં રે.... લોઆરીઆના બેટા હો,
પાલા એ.. ઓ ... હો કરવા હેં ...

બીઝાંન... પાલા કરઝે... માર તો... હો,
પાટવી પાલો રે કરવો હેં રે....

પાટવી પાલો કરઝે... માર તો... હો,
હરિઆમ રાઝા રઈન બોલ હેં....
તથુરા... તમાવણા લાગો રે .... લોઆરીઆનો બેટો,
તથુરા તમાવણા ઓ...હો લાગો હેં.....

(''થારી આઈ નં સોકાવું રે સબ્બા હો....'')

હે.....રા..... હે.....

અવેં પાલા વાળેં હેં લોઆરીઓ.. હો,

પાટવી પાલો આલેં હેં હરિઓમન તો...

હો, હેંદુરિયો હેલ આલેં હેં...

ઊડી ...ઊડી અસવાર થાંય રે હરિઓમ તો.... હો,

પાસા આપણા.... રે લાગા હેં રે.....
ઘરવેંર .... ઘરવેંર આવે હેં હરિઓમ રાઝા ઓ... હો,
આવણા કેવ્વા.... રે લાગા હેં....

હઝી ... હૉમેરે... આવે હો....,



કીરોતરા ઓ....હો દેસની રૉણી... હેં

રૉણી... હારો લેયે હેં... રૉણી... ઓ...હો,
માલા માળદરાની.....રે દીકરી હેં રે....

મેર સેંમેર ઝાવું હેં બાતમો...ઓ,
મેર સેંમેર ઝાય હેં

અવળી... તવળી ઑટીઓ લેંયે હેં...
અરિઓમ રાઝા ઓ...હો,
સૉપલી ગોફેંણો લેય હેં....

મકોરા લારે.... ઝયે હેં.... અરિઓમ રાઝાઓ,
મકોરા લારે ઓ...રે....ઝાયે હેં....

મેર...સેંમેર ઝાયે રે.... તુણાગેંર ઓ...હો,
ઊપા વાતો... એ સોળે હેં....

બત્તા... ડુગરા લેઝો.... બૉતમીઓ.. હો,
મેર સેમેર...રે આકો હેં...

પાવોર... પરબેંત લેઝો.... બૉતમીઓ.. હો,
આકે... અણનાં હૉબોર ઝોય હેં...

ઉં...તો અગલી કાટીએ ઝઉં હું, રે... બૉતમીઓ... હો,
અગલી કાટીએ... રે ઝઉં હું રે....

બાર અળાંની એકેં કરેં હેં હરિઓમ રાઝા ઓ... હો,
ઝાઈ બેહવા... કેવ્વા લાગા હેં...



સૉય બૉતમીઆ રા હેં મેર તો ... હો,
સેમેર મેર પાવોર-પરબત ઝઈ બેહવા એ લાગા હેં....

સૉપલી...ગોફેંણોના તાડા ઊડેં રેં.... હરિઓમઝી ઓ... હો,
ઝેંણી રીવળીઓ આવેં હેં....

સાર.....ખડાંનો એકેં સ ખડ કરેં રે... હરિઓમ ઓ... હો,
હુઓર હૉબોર આવેં હેં .... રે....

કૂદ્દી... કૂદ્દી.. બેઠા થય હેં... હરિઓમ...
હરણ બુટારાં રે.. આવેં રેં...

(સહાયક ગાયકો અને શ્રોતાજનો મુખ્ય ગાયકને ગાવા માટે ઉત્સાહિત કરવા એક સાથે બોલે છે, ‘‘અંબે....’’)

હુરુઝ હો.., તપઝી ઝાવ્વા... એ... લાગો હેં....

ઝોઈ.... ઊપો રઈયો હેં તપઝીરો ઓ... હો,
જાળે જનોર રે... બોલ હેં...

એકેં... પૉગ ઊંસો કરેં હેં હૉંબોર ઓ...
એકેં નેંસો ....રે કરેં હેં...

કરીક તો... હેદ્દુરીઓ હેલ મેલું કે હું કરું રે... હરિઓમ તો હો,
કેવો વીસ્સાર .. કરે હેં..

હુરુઝનો... તપઝીરો કરે હેં

(એક શ્રોતા વચ્ચે બોલે છે, ‘‘એક પૉગે તપઝી કરેં હેં ...’’)

તપઝીરો... રે કરેં હેં રે...



ઊઠો... થઈને ... તો..બુસકો દ્યેય હેં
કૉનાંની ટીહીઓ.. રે લેયેં હેં....

કૉનાંની ટીહીઓ... કાપેં હેં... હેં તપઝીરો... હો,
ઊપો કેવો ....રે રઈયો હેં...

હરિઓમ .... રાઝા કાપણા લાગો હેં.... હરિઓમ... ઓ હો,
કેવો કાપણા એ લાગો હેં.... રે......
હે....રા.....હે.....
ઢાલાંની ગાદ્દીએ રાળેં હેં હરિઓમ તો ... હો,
હૉબોર ઝાવ્વા એ....લાગાં હેં ...

હરે...ણ બુટાર આવેં હેં હૂવોર તો... હો,
કોઈ જનોર... રે આવેં હેં....

બત્તાં..... જનોરાંની કાપણા લાગો હેં હરિઓમ તો હો,
કૉનાંની ટીહીઓ... હે... કાપેં હેં... રે.....

ઢાલાંની ગાદ્દીએ.... રે રાળે હેં...., હરિઓમ તો.....હો,
ટાલાંની ગાદ્દીએ રે... રાળે હેં....

હે....ઝેંણી ઝેંણી રીવળીઓ કરેં હેં.... સોંપલી તો.. હો,
એ ગોફેંણોના ઓ...રે આકા રે....

સારેં ઝુગોનો એક ઝુગ કરો રે.... હરિઓમ તો.... હો,
ઘર.... વેર ઘરવેંર.... આવેં હેં....

(બધા સાથે બોલે છે, ''અંબે'' એક સહાયક ગાયક બોલે છે,
''સાર કાટીની એક કાટી કરી હેં.'')



બત્તાનાં કૉનાંની... રે ટીહીઓ હેં ..

ઢાલાં ની ગાદ્દીએ રાળેં હેં.... હરિઓમ તો હો,
પેલા વાટો ઓ... રે ઝોવે હેં....

મારી... મારીન ગઝ કરી નાખો હેં.. હો બૉતમીઆ...
આપું હેંડો રે..... ઝાઈએ હેં....

ઝોતા... ઝોતા... તો આવેં હેં...
કાટીઓની હે... હે માથે આવણા.. ઓ લાગા હેં...

મોટી... મોટી ઑંખેં ઝોવેં હેં કૌંય હેં નઝર તો ... હો,
નહીં આવણા એ લાગા હેં....

મૂળો... જનોર આવતાંય ...કેમ ગાં રે હરિઓમ... રે,
કેવેં પાખેં રે ગાં હેં...

ઑ તો... કૌંય નહીં આવું રે... બૉતમીઓ... હો,
નહીં મોરનાં પૅગ હેં...રે... એ

એકી કાં... હાર ઝોઈ ઊપા રા હેં બૉતમીઆ ઓ.....,
ઊપા રે...ઊપા...ઊપા વાત સોળ હેં બૉતમીઓ...

(તીહાંના સોળાવા લાગા હેં.....એ )

લીલાં... લીલાં ઝરણાં ઝોવેં હેં... હરિઓમ રાઝા ઓ.. હો,
એણ નાકેં... એ આવેં હેં ....એ....

હરિયાં... નળાંમા ઝાય હેં હરિઓમ તો.... હો,
હરિયાં નળાંમા ઝાય હેં...



પૉણીને.... પીસકેં ઝાવેં રે... હરિઓમ તો..,
પૉણી ને પીસકે... ઝાવેં હેં...

ઝાઈન વેળીઓ ગોડે રે.. હરિઓમ રાઝા ઓ..., હો,
ટાટી વેળીઓ... રે ગોડે હેં...

બત્તા બૉતમીઆ પીઝો રે... બૉતમીઓ ... હો,
પૉણી હેં એ પીવા લાગા હેં...

પૉણી.. પીઈ હીળા હૉહતા થાય હેં, બૉતમીઓ... હો,
હીળે સૉયલે રે બેઠા હેં..

આહો... પાલવન સૉયલ બેઠા હેં... હરિઓમ તો ...હો,
રાઝા બેહવા લાગા હેં...

અવ...કેં... કૉયક મનસૂબામા તારૂ હેં...

(સહાયક ગાયક બોલે છે, ''અંબે....'')

અમલના ઠુગારા હેંણા કરીએ ઓ.. બૉતમીઓ...હો,
કૉંય નનહીં.. મળું હેં....

નહીં બુટાર નહીં કે હુઓર મારું ઓ... બૉતમીઓ... હો,
હેંણા અમલના ... રે... ઠુગારા....

એતરા... મા તો હરિઓમ કે ઢાલોની.. ગાદ્દીઓ ફેંદ હેં...
હરિઓમ તો....હો, ઝાઝેંમો કેવી.... એ....રાળે હેં....

બસ્સકાવી.... બસકાવી નૉખેં હેં... કૉનાંની ઓ...હો,
ટીહીઓ નૉખવા હે... એ લાગા હેં...



કૉનાંની ટીહીઓ નૉખેં હેં.. હરિઓમ તો.. હો,
બધી... ટીહીઓ.. રે નૉખેં હેં એ....

એકી...કો...હાર ઝોવા લાગા રે.... બૉતમીઆ ઓ...હો,
કૂદ્દી હે ઉપર રે.. પરા હેં... રે...

પાવોર–મગરા થેકી થેકીન મૂઆ ઓ.... હરિઓમ ઓ... હો,
ખોટાં કૉમેં... એ આવાં હેં...

ઑંખોનાં.... રતન કાઢી નાખેં હેં..બૉંતમીઆ ઓ....હો,
ઑંતો.. રૂંડ .. કરે, હેં ...રે...

ઑંતો...રૂંડ કે કરેં હેં... હરિઓમન તો...,
ઑંખોનાં રતન ફોરી નાખેં હેં...

આહો.... પાલા ન સૉયલે હેં... હરિઓમ તો.. હો,
આબુનો વળો પરો.. હેં... રે...

ઑંધો રૂંડ કે આહો પાલો મેલો હેં રે,
હરિયાં નળાંમા રે પરો હેં... અરિઓમ ઓ.....

હે.... રા.... હે......

તમે આવા ન તમારો બૉતમ કેંમ ગો હેં દ્વેવરીઓ.. હો,
તમારો બૉતમ કેંમનો ગો હેં.. દ્વેવરીઓ... હો....

એ... તો આયરીનો ખૉંતમા પાગ હેં... પાબીઝીઓ.... હો,
એક એનો પાગ હેં.... બેય.. પાગ હેં...

બેય... પાગ હેં રે... પાબીઝી રે... હો ઓ...,
તીરો તીરો રે આવે હેં રે...



પાસળ પાસળ ઝાયે હેં રે નનકો.. હો ઝાવ્વે હેં .... રે
દેવરીઓ રે.. ઝાવ્વ રે....

ઝાતો ઝાતો ફૂંગાં, રાળેં હેં દેવરીઆ ઓ ... હો,
કેમે.. ફૂંગાં હે ... રાળે હેં....

રોતો ઝાઈને વાત સોળ હેં દેવરીઓ... હો,
હૉપળે પાબી એ હો ..વાતાં એ...

[1]પાબી રેંખમાં રે,
આહો પાલાન સૉયલે,
પાબી રેંખમાં રે... (૨)

પાબી રેંખમાં રે,
આવો આહોપાલાને સૉયલે,
પાબી રેંખમાં રે... (૨)

પાબી રેખમાં રે,
બૈઈરાનો હેં ઝીવરો,
પાબી રેંખમાં રે... (૨)

હે....રા.... હે....

અંવેં....ઝાવા લાગી હેં રખમાં ઓ... હો,
કિરોતરા દેસની રૉણી હેં...

રખમાં.... રાઠોરેંણ ઝાયેં હેં.. કુંસી તાળાં ઓ... હો,
આથાં કેવ્વીએ ઝાલે હેં....રે....

હાતમી... ઓલ્લીએ



પરો હેં... ફૂલ વસેરો એ.. હો,
સોં સોં મઈનાંનાં રે કેલ્લો હેં...

સોં સોં.. મઈનાં તો કેલ્લો હેં ફૂલ વસેરો.. હો,
તાળાં ખોલવા રે લાગાં હેં...

(એક સાથે, ''અંબે...'')

ખઝૂરિયા.... દીવલા ઝળાવેં હેં ... રખમાં.... રાઠોરેંણ ઓ...હો,
સારેં... સાંખલા ઓ... ઝેવે હેં...

સોવની થાળીઓ વાઝેં હેં... ધનતો.. હો,
બૈઈરાનો ઝીવરો એ ... વાઝેં હેં....

અવેં... ઠાવો લેઈ ઝાય તો થાળીઓમા ઓ..હો,
સાંખલા સારેં દેઝે હેં...

(બધા એકી સાથે ''થારી આઈ સોકાવું રે સબ્બા હો...'')

ફૂલ વસેરો.. હો,
ઝેવા મેલવા હે... લાગો હેં...

હોના... રૂપાનાં, ખોગીર પીરેં... હેં.. રખમાં રાઠોરેંણ ઓ...હો,
કાળી વાદ્દળીની રે પણેલી હેં....
ઊડી ...ઊડી અસવાર થાયેં હેં એ
થારો સરનારો હો રણરીજાંમા પરો હેં ... ઓ... હો...,

હે.... રા.... હે....

ઊડી...ઊડી.. અસવાર થાય રે.... રખમાં તો... હો,
હેરાઠોર વાઝેં હેં રે....



થાર સરનારો પરો હેં રણરીજાંમા એ.. હો,
પાવોર.... પરબેંતેં એ...ઊડે હેં....

જોરા....જોર દઈન ઝાઝે....
ઠાવો હરિયાં નળાંમા પરો હેં... એ... નળાંમા....

મદ્દરોક રાતની ઝાયેં હેં....
રખમાં તો હો માલા કિરોતરા દેસની દીકરી હેં ... હો...

ઝાઈન.... અણણાટો કરેં હેં.... ફૂલ વસેરો ઓ... હો,
અણણાટો કરવા... એ ... લાગો હેં...

હૂતાં હૂતાં બોલ હેં... હરિઓમ રાઝા ઓ... હો,
થારા દૉંત રે... પારું રે..

વણ કવેળો તું કુણ... હેં રે મારતો.... હો,
રણરીજાંમા રે.... ફર હેં...

(બધા એક સાથે બોલે છે, ''સબ્બા હો...'')

નેંસી ઊતરવા લાગી હેં.. રખમાં રાઠોરણ ઓ... હો,
ખોટું કૉમે આવું હેં ...રે... રે....

ફેરવી..ફેરવીન ઝોવેં હેં.. કેંરની નારી ઓ....હો,
વેંરીઓ વારું એ કૉમે હેં....

આહો પાલવ બૉંતેં હેં....
(બધા સાથે બોલે છે, ''અંબે.'' એક માણસ બોલે છે, વેંરીઓ એવું નતું કરવું !'')



વૅરીઓવાળું કૉમ કરું'લા દ્સમનો... હો,
આવું, નતું કરવું હેં એ..

રોવેં.. રતરેં ઝૂરણ મૉંડે હેં.... રખમાં રાઠોરણ ઓ...,
ખોળામા મસ્કલ લેયે હેં...

ખોળામા મસ્કલ લેવેં હેં રખમાં રાઠોરણ....
દ્સમન વૅરીઓનાં એ.. રે કૉમ હેં....

એતરામા તો પેયાળાંનો વાસંગરો બારો આવેં હેં વાસંગરો ઓ...હો,
ખેંમહાટો વાગવા એ... લાગો હેં...

હેંણો.. ખેંમહાટો વાગેં હેં રૉણીઓ.. હો,
હેંણો ખેંમહાટો વાગેં હેં.....રે....

કૉયે...જનોરિયું આવું હેં... રાઝા ઓ.. હો,
આહોપાલેં.. સરેં હેં....

હેંણાં.... બસીઆં હેં તે
ખાઈ ઝાય હેં...

(બધા બોલે છે, ''અંબે...'' એક રાગિયો, ગરરપૉખનાં હેં ઉફરાં તો.'')

હેંણાં બસીઆં... વાઝ હેં.... બાપરાં બસ્સીઆં ખાઈ ઝાહેં રૉણીઓ હો,
ખોંડુ પરું રે... નૉખઝે...

પાબી રેંખમાં રે,
બૈઈરાનો હેં ઝીવરો.... (૨)

પાબી રેંખમાં રે,



બૈઈરાનો હેં ઝીવરો... (૨)

પાબી રેંખમાં રે,
પેલું ખોંડુ હમું હાઝે... (૨)

હે.. રા... હે...
ખોંડુ ..... નોંખવા લાગા હેં...

હરિઓમ ઓ.... હો,
બોસીમા... ખોંડુ....રે.... નાખે હેં...

વાસંગરો મારવા લાગા હેં... વાસંગરો ઓ...હો,
હરિઓમ ખોંડુ... એ નાખેં હેં....

પાબી રેંખમાં રે,
વાસંગરો ને મારીઓ.....(૨)
પાબી રેંખમાં રે,
બસીઆં ખાઈ ઝાતો.....(૨)

પાબી રેંખમાં રે,
બસીઆં ખાઈ ખાતો.... (૨)

હે.....રા....હે....

બસીઆં રઈન બોલ હેં હાંપળો ઓ... હો,
આપેંણ કેવાં રે.. બોલેં હેં...

કેતરા... વેતે આપણ માયર વીયેંણી હેં રે.., બાંતમીઓ હે... હો,
એનાં પૂસણિયાં હે.... એ પૂસ હેં....



(બધા સાથે, ''સબ્બા હો.....'')

એનાં પૂસણિયાં પૂસેં હેં ...હો,
તું યે... કેતરા એ વેતર હેં...

બસીઓ ઓ...હો
ખારે.. સમદ્દરે ઝઈ હેં રે.... આપણી તો... હો,
માયર સૂણ લેવા હેં રે....
સૂણ લેઈને આવહેં ઓ...હો,
કોઈ સૂણ માં લેઝો રે... હેં...

(બધા, ''અંબે..'' એક રાગિયો, આપણાં બૉતમાંનું પરમાંણું આલે તેંર.'')

આપણાં... પાઈ પૉડાં... એનાં...નૉમાં કેંહ તો સૂણ ખાહું બૉતમીઓ હો,
આઝે ખાઈઓ.. ન નેં ઝાઈએ.. રે ઓ...

આઝ ખાઈ ઝાતું હું પૉણ એ...હો,
પૉણ આઝ ઝીવતાં રે રઈઆં હેં.....
ગર્ર પૉખ તો આવેં હેં આવીઓ...હો,
બેહવા કેવ્વી લાગી હેં....

અવળાં અવળાં મુટાં કરેં હેં.... બસ્સીઓ ઓ... હો,
હૉમાં નહીં એ... ઝોતાં.... રે......

હૉમાં નહીં ઝોતાં રે... ઓ.... હો,
અવળાં મુટાં... રે રાખેં.... હેં....

આઝેં કેંમ થઉં હેં રે બેટાઓ... હો,
(''અંબ્બે ...ઓ અવળાં મુટાં કેમ રાખો હેં !'')



કેંમ નહીં ખાતાં રે..

કેતરા.. વેતર વીયણી હેં એ મારી ઓ... હો,
કેતરાં પાઈ પોંડયાં હેં રે....

બેટા...બેટા ઉં તો સૂણ લેવા ઝાતી હો બેટા ઓ... હો,
ઠાલો માલો આવેં....

હું રે.. થાતું , નતું થાતું રે એ બેટા ઓ....હો,
એની ખબેંર.. રે નહીં હેં....

આપણો વેંરી તો.. રે પારો હેં ...રે....
(બધાં, ''અંબે...'' એક, ''આહોપાલાના પૂરમા હેંને'')
આપણો વેંરી તો.. રે પારો હેં ...રે....
ઓંતળો... રૂંડ થઈને હૂતો હેં.... એંણ ઓખેદ આલે ઓ....
માઝીઓ... હો, પેસણ સૂણ રે... લેવે હેં.... ઓ માઝી ઓ...

સૂણ... નહીં લેતાં... ઓ માઝી ઓ ...હો,
અમે નહીં ... રે લેતાં હેં....

કોંયેક હોંપળ તું એય ઓ બેટા ઓ....હો,
બાર બસીઓની હેં લીટ હો...

એકેં લીટ હાવળી નોંખું હું... ઓ બેટા ઓ....હો,
વાટી ન ઓંખે ... બોંતે હેં....

ઓંખે... પાટો કર હેં... બેટા ઓ.....હો,
તારાં ઝેવી.... રે ઓંખો હેં રે...

હે..... રા....હે...



તારાં... જેવી આઁખો ઊગળી હેં... હરિઓમ તો... હો,
ઝબકી બેઠો એ ઓયો હેં....રે....

ઝબકી બેઠો ઓઈયો રે....
હરિઓમ રાઝા ઓ....હો,
મહરી  વાતો.... એ સોળ હેં ...

હુંયે... કારણેં તું આવી રે રૉણી ઓ.... હો
આતરેં... રણેરીજાંમા રે....

થારેં.... ઝીવાંન કારણેં આવી હું.. થાર ઓ... હો,
ઝીવાં ને રે કારણે હેં....
ઊઠો... થઈન ઝાયેં હેં.. ફૂલ વસેરો... હો,
સૉ સૉ મઈનાં નો... એ ....હેં...

સુણવા.... લાગો હેં રે.. હરિઓમ રાઝાઓ... હો,
રનરીજાંમા... રે..... આવેં હેં...
તૉણી... તૉણીન પીરેં હેં રેસમી તો હો,
એ ... તંગે એ...રે... પીરેં હેં... રે... ઊડી... અસવાર થો હેં...

(બધા એક સાથે બોલે છે, ''થારી આઈન સોકાવું સબ્બા હો...'')
ઓ....હો.....

ઊડી ..અસવારેં ઓવે હેં... રૉણી... રાઝા ઝાયે... હરિઓમ તો.... હો,
ઝાતાં ઝાતાં રે.... રોવેં હેં....
તું કેં.... એંડતી થાઝે.... એ રૉણી ઓ... હો,
હું યે પાસેળ રે... આવું હું એ....

રૉણી ઝાયેં હેં રે... એને તો ... હો,



મડોવરે.... ઝાવ્વા રે.... લાગી હેં....

તોય... પોળોની પાગોર હરિઓમ રાઝા... હો,
ઉઝોર... નગરી રે... નૉમ હેં....

ઉઝોર નગરી હૉમો તો.... હરિઓમ તો.... હો,
ઉઝોર નગરી હૉમો હેં.....
એ.... રા.....એ.....

ઉઝોર નગરી ઝાય રે.. હરિઓમ તો હો,
તીહોનો સોળાવા એ... લાગો હેં....

પૂસણાં પૂસવા લાગો હેં.... કેંણાં તો... હો,
આય કેંણાં કેંર... વાઝેં હેં...

પરજા....પથનાં હેં રે... પાઈ હરદ્વારો...હો,
પૂસવાનું હું યે એ કૉમ હેં....

મારે લોટો પૉણી પીવું હેં....(''અંબે...'')

(વચ્ચે એક શ્રોતા બોલે છે, ''એ તો પરજાપથનું કેંર અતું.'')

લોટો પૉણી એ... પીવું હેં....

રોતી ઝાયેને આલેં હેં... બાઈઓ... હો,
ડોહી ડોકરેં... એ આલેં હેં....

લોટા... મા ઝોવા લાગો હેં... હરિઓમ રાઝા ઓ... હો,
ઑંહુ નઝરે રે.... આવેં હેં....

પૉણી.... નૉખી દેઈન બીઝું આલઝે.... બાઈઓ.... હો,



આતો નહીં ....પીવું હેં...એ....

બીઝું આલવા લાગી હેં... બાઈઓ... હો,
પરજાપત... આલે....હેં....

લોટો.....પૉણી તો પીએં હેં હરદાર તો....હો,
હરિઓમ રાઝા એ.... પીએં હેં....

પેસેણ વાત સોળે હેં બાઈઓ.... હો,
હેંણે કારણે....રે રોવેં હેં.... રે.....

ઉંતો.... એમ રોઉં રે... હરદાર....હો,
સૉ સૉ મારા રે.... દીકરા ઓતા રે.....

હાતમો.... બાપ... અતો રાઝા હો,
બધા આઁયે રે.. ઝ લમા રે....

ઝેંમ કે.... વારો આવે એમ ઝયેં હેં, વારે તો....હો,
બધા કોઈ નહીં, ....રે આવા રે....

કૉંયે ....જનોર ખાઈ ગઉં હેં... રાઝાઓ... હો,
હીલ્લ...કો આવેં હેં....

એકેં સ દીકરો રો હેં રે... રાઝા ઓ....હો,
સેલો વાળો હે... આવો હેં રે...

રોઈ.. રતળી માં મરઝે બાઈઓ.... હો,
થારે વાળે.... ઝઉં હું ....રે....

પૉણ ઉં એ કઉ એતરાં, કૉમાં કરઝે.... બાઈઓ...હો,
પરજાપત ન... બોલે હેં....



હરિયા મુંગ કેંક ડળઝે બાઈઓ....હો,
હવા પૉસેર....રે એ સેરે હેં....

બીઝા.... કાળા અળદ ડળઝે બાઈઓ.... હો,
હવા પૉસેર....રે સેરે હેં....
બીઝા બાઈ તું ડળઝે રાતળિયા ઓ....હો,
ગઉ એ... ડળઝે ...રાતળિયા.....

ઝેંણા... ઝપટ ડળઝે બાઈઓ... હો,
ઝેણા ઝપટ એ ડળઝે હેં...

પેસેણ ...રાતો હવા ગઝ ઑણઝે રાતા કાપલા

(બધા સાથે બોલે છે, ''અમ્બે...'' એક શ્રોતા બોલે છે,''મૉણહની પૂતળી કરીન મેલી એ...'')

એ ... ઑણઝે....

બીઝો.... પેસેણ ઑણે બાઈઓ પરજાપથ તો ઓ... હો,
તૉળો કાપલો રે... આંણે હેં...

રેસેમ... રેસેમ તું મૉહળી આલે પરજાપત તું...
રૂડી..તરસે.... એ આલે હેં...

થારો.... દીકરો ઉં બસારી નૉખું હું.... બાઈઓ... હો,
કોંયે ડરી... માં ઝાઝે રે....
આવેં એ તો કેં મૉહળી આલેં પરજાપત એ... હો,
રાતો-તૉળો રે.... વાઝે હેં....

મનેખની... પૂતળી બણાવણા લાગો હેં.... હરિઓમ તો...હો,



મનેખની પૂતળી એ... બણાવેં હેં....

પરજાપથને લઈને ઝાયે હેં હરદાર તો ... હો,
ઑંણા ઢબ... એ આવેં હેં...

ગોંદ્દરે ઝાય રે.... હરિઓમ રાઝા ઓ.. હો,
ઊપો ઝોવા... એ લાગો હેં....

ખણી ખણી ઑંદ્દી ગાલેં હેં હરિઓમ તો... હો,
કેવેં પાખે ઝાયેં હેં...
ધીરો ધીરો...રઈન કેંક હેદ્દુરીઓ હેલ નોંખું રે, હરદ્દાર તો...હો,
ઝોવા કેવ્વો રે.. આવેં હેં....

કેવેં... પાખેં રઈન નોંખું હું પાલો ઓ....હો,
કેવેં પાખેં... રે નોંખું રે....

ખણી.... ખોદ્દી ઑંદ્દી કાલેં હેં હરદ્દાર તો... હો,
ખોંડુ નાખવાનું રે... ઝોવેં હેં...

(બધા એક સાથે બોલે છે, ‘‘અંબે.....’’)

હે.... રા.....હે.....

હરિઓમ રાઝા ઝાય હેં.... હરિઓમ તો.. હો,
ઑંદ્દી બેહવા... એ...ઝાયેં હેં....

હેદ્દુરીઓ હેલ કેં એકી પા મેલેં હેં... હેદ્દુરીઓ હો,
એકેં પાખેં ... મેલેં હેં રે....

અવેં ....મેર કેં સેંમેર હો આવેં હેં હીલ્લકો ઓ... હો,
કેવ્વો એ આવેં હેં....



હાતેં.... હન્નાઈ વાગે હેં હાથીઓની ઓ...હો,
હુહવાળે ગાતાં રે... લેંવેં હેં....

કાસા... પોસું તો ડરી ઝાય હેં ઓવે ઓ...
હીલ્લકો ...રે એ આવેં હેં...

હાઉં... હાઉં.. કરીને પૉગો થેલેં હેં
હીલ્લકો હા... એંણી ઉપર... રે નાૅંખે હેં....

પૂતળી ઉપર પરો હેં... હીલ્લકો એ...હો,
કેવ્વો આવણા રે લાગો હેં....

ઝાતી.... ઑંદ્રીઓ હેં રે.. હરિઓમ ઓ... હો,
હેદ્દુરીઓ હેલે એ.... નાૅંખેં હેં....

પાસેંળ તો... હો,
કેવો નાૅંખવા ...રે એ... લાગો હેં....

ઓંણી.... વેળ તો કેં હીલ્લકો મારો.... હેં... હરદ્દારો ....હો,
હરિઓમ મારવા.... એ... લાગો હેં ... રે....

રગતાંની... નઈઓ ખળૂકે... હેં....હીલ્લકો...હો,
મારવા... પરો.. એ... લાગો હેં....
હવા... હવા હેરના પથેર તરેં હેં... હરિઓમઝી ઓ... હો,
ખૉડુ કેવ્વું ....રે... નાખેં હેં....

બટકાં... કરવા એ...

(''અંબે.....'')
લાગો હેં....



બટકાં કરવા... એ... લાગો હેં... રે....

ફેરવી...ફેરવી... ઝોવેં હેં હરિઓમ રાઝા ઓ...હો,
બધી ઉઝોર... એ...નગરી હેં....

ઉ...ઝોર નગરી ઉઝોર કરી ઓ...હો,
થારો બાપ તો.. હો તને રે મારેં.. હેં...

આઝેં... થારો બાપ ઉં મળો’લા.. હીલ્લકા ઓ.. હો,
આઝેં થારો રે... બાપ હેં...

કૉનાંની...ટીહીઓ કાપેં હેં... હરદ્દાર તો હો,
પૂસરાનાં.... પધ્યમ લેવ્યેં હેં....

ઢાલાંની....ગાદ્દીએ રાળેં હેં....હરિઓમ રાઝા ઓ... હો,
ઢાલાંની ગાદ્દીએ.. ન રાળેં હેં...

હવેં ... ઝાવા લાગો હેં.... હરિઓમ તો હો,
ઝાંઝર વાવેં.... એ ....ઝાવેં... હેં....

હાતમી... પૂતાવેંળ બેઠી હેં.. વાવાં ન ઓ... હો,
માથે... હાતમી રે... પૂતાવેંળ હેં....

એકીકાહા.... સરસળાવા વાઝેં હેં, પૂતો ઓ... હો,
પૂતેંણ આવણા.... રે લાગાં હેં...
અગલી.. અગાળું રાતો હેં.. પાસલી તો.. હો.. એ..
પસાળું રે... રાતો હેં....

તારાં... તારાં મા તારા તૂટે હેં....ન તો... હો,
એ...પૂત પૂઝારે.. આવેં હેં ...રે...



ઑણી વેળ તો ઝાવેં.. હેં વાવૉંમા.. ઓ... હો,
અગલી... અગાળું એ રાતો હેં...
હૂતાં.. નીર તો ઝગવેં હેં... રાઝા ઓ.. હો,
હરિઓમ રાઝા રે...ઝગવેં હેં....

ઈલોર....કીલોર બેઠી હેં સોકરી ઓ....હો,
ઈરન એંડોળે.. એંસ હેં....

(''થારી આઈન સોકાવું... સબ્બા હો...'')

વણ કવેળાં ઓ... હો...
નીર ઝગવણા રે લાગો હેં...

હરિઓમનો.. મડોવરો હું'લી ... સોકરી ઓ.. હો,
હરિઓમનો મડોવરો રે.. વાઝીએ રે...

વેલા... વેવારિયાની સોકરી હેં ઓ...હો,
કેવી... ઝબકી બેઠી રે ઝાવેં હેં...

થારે વાસ્તે રે સોખલીએ પૉણી પીતી 'લા.. હરિઓમ ઓ...હો,
કોળા કાગેળ રે મોકલા હેં...

મારો... બાપો ઈ...

(બધા સાથે ''અંબે....'' એક વ્યક્તિ બોલે છે, ''સોકલીએ પૉણી પીતી આતા સોખાંના આર કરતી !'')

મારો.... બાપો જોતો હેં એમ કેંતો રે.. આવેં હેં
તન બાઈ દેવું રે.. મડોવરાના ઓ હો હરિઓમ ન.. તને દેવું રે...



અતારે.... તું કેમ હો મળો રે.. બાપલિયા ઓ...હો,
એકે તું રે વાત રે...

ઝો'લી પૂતેં કેમ હો મળો રે.. હરિઓમ રાઝાઓ.... હો,
હુંય કૉમાં... એ.... પરિયાં હેં...

તુંય કવેળો અતારે કેમ આવો વાવામા ઓ... હો,
મડોવરાના એ રે હરિઓમ હેં...

ઉઝો ...ર નગરી ઉઝોર કરી.. હેં'લી એ તો.. હો,
હીલ્લકો એ... આકલો હેં.... રે....

ખૉડુ.... નવરાવણા આવો હું... સોકરીઓ ...હો,
ખૉડુ...નવરાવણા... રે આવો હું ...એ...

ખૉડાનો... ઝળુકો પરેં હેં સોકરીના ઓ... હો,
પેટમા... ગરપ ... રે વાઝે હેં...

સોકરીના પેટમા ગરપ રો હેં રે ઓ.. ખૉડાનો.. હો,
ઝળુકો પરવા રે એ.. લાગો હેં....

કેંણાંને.. કેંર ... આવો હેં રે... હરિઓમ રાઝાઓ.. હો,
સૉંપલી પૉણી એ રે પીઝેં હેં...

પરજાપથને વારે આવો હું'લી સોકરી ઓ.. હો,
પરજાપથન...રે વારે.. હેં....

તને...કોઈ હોનું.... રૂપું ઈલેમ આલે હો રાઝા ઓ... હો,
તૉયે માંય રે લેઝે હે...,
કૉય મેંલાં આલે તો માંય લેઝે રે તું રાઝ તું



(''અંબે''.... બધા સાથે)

લેઝે હેં રે....

થારેં માર કેરવાસો કરહું.. હરિઓમ રાઝાઓ... હો,
એતરી ઈલેમ રે લેઝે રે...

હોનુ..રૂપું માં લેઝે અસ્તિ ઓ... હો,
કોરા માંય.... લેઝે ... હે...
ખોંડુ નવરાવી ઝાયે હેં... પરજાપસ તો.. હો,
કેવ્વી ઝોવ્વા... એ લાગી હેં....

બાઈ....પરજાપથે ઓ...,
પમેર તો હો....ઢોલિયો ઢાળી.. એ આલેં હેં... રે...

લીલી....પીલી હીરખીઓ વેંસ હેં પરજાપત તો... હો...,
હીરખીઓ વેંસવા.. એ લાગાં હેં...

વાળી.. હૉરો ન પોઢ્ઢો હેં... હરિઓમ રાઝાઓ... હો,
ટાલાંની ગાદ્દીઓ.. રે રાળ હેં...

જાળે જનોર બોલે હે કેરુ તો .. હો,
કુકરિયા રોળ... એ સોંડે હેં.....

પીળિયાં પરભાત થાં હેં રે ....
દ્દનેરા કેવ્વા રે ઉગે હેં.....

ઉઝો ...ર નગરીના મેયા હેં... ઓ ... હો,
ઝાવા કેવ્વા ... રે લાગે હેં...



આબુનો... વળો પરે એંમ પરો હેં... હીલ્લકો.... હો,
ઝાઈ ઝટકો એ... કરેં હેં.....

જેતરા... ઝય એતરા ઝટકો બટકો કરેં હેં... આબુના... હો,
વળા ઝેવો રે પરિયો હેં....

રાઝા... રાઝા કેં તૉમી તૉમી ઝયેં હેં આઝ તો હો,
હીલ્લકો રે... આખે હેં ....

કેંણે હીલ્લકો આકલો હેં'લા હરદ્દારો.... હો,
ગોલાં વાતાં રે ... સોળે હેં.....

બત્તા... ગોલા કેં એક કેં મેં આકલો હેં'લા હીલ્લકો....,
બીઝો રઈન... રે બોલે હેં....

તીઝો... રઈન બોલે હેં મેં આકલો.. હો,
એવી રીતે રે બોલે હેં...

(બધા સાથે બોલે છે, ''સબ્બા હો....'')

હે.... રા.... હે...

અવેં... એઝા મળા હેં.. રાઝા... ઓ... હો,
આવી ઝોવ્વા... રે લાગા હેં..

તીઝો.. કેં મેં મારો હેં હીલ્લકો.. હો,
બીઝો રઈને.. રે બોલે હેં...

ઝોતે ઝોતે કેં હૉપળો મારી વાતો.. મેયા ઓ... હો,
હૉપળો.. ગોલાં.. રે વાતો રે...



પૂસરાના.. પધ્યેમ કેખા હેં રે હરદ્દારો.. હો,
કૉનાંની ટીહીઓ.. રે લેવી હેં....
એ.. ઝો.. લેઈ આવો તો..
(બધા સાથે બોલે છે, ''અંબે..'')

એક ઝણ નિસોણી તો આલો ?!
તમાંન રાઝે રે પાટે રે...

નહીં.. મેળવી હકતાઓ.. ગોલાંઓ.. હો,
કેંણાંન વારો.. એ આવે હેં.... રે...

એંની એ હીલાંણીઓ લેઈ આવઝો.. મેયો હો.. હો,
પેસેણ રાઝે એ આલું હું..... રે....

ગણતાં,... ગણતાં બત્તાંના વારા પૂરા થા હેં રે....
પરજાપતનો વારો.. એ આવેં હેં....

એકના.... તેરિયા પન્નરેં હેં રે ગોલાં ઓ.. હો,
પૂસણાં પૂસવા.. રે લાગા હેં...

થારેં.. વાળે કુણ અતું હું બાઈઓ.. હો,
પરજાપથે .. એ નૉમે હેં....

પરદ્દેસી.. કોઈ આવો હેં રે. હરદ્દારો.... હો,
માર વારે.. એ ઝાવ્વ ... હેં....

માર.. વારેં તો એ ગો હેં.. રે.... હરદ્દારો.... હો,
હાતમે.... પૂયરે.. હૂતો હેં રે...

ઝાકેં... બાઈ કેં જગવીન લેઈન આવનં બાઈઓ.. હો,



એનું કૉમે.. એ..પરું હેં...

ઝગળ લોટો આથેં ઝાલેં હેં પરજાપથ તો....હો,
કૂસી તાળાં લેવ્યેં હેં...

ઘૂઘળીઆં.. કમાર તો ખોલેં હેં પરજાપથી ઓ.. હો,
હૂતો નેંદ્રા.. એ કોરેં હેં...

ખરીએ... ખળતારાં તોળે હેં ફૂલ વસેરો.. હો,
ખરીએ.. તેખૂરો ઊડેં હેં....

હરિઓમ .. હૂતો હેં નેંદ્રા કોરેં હેં હરિઓમ તો.. હો,
પૉગનો અગોઠિયો એ.. તૉણે હેં...
ઝબકી... બેઠો ઓયો હેં.. હરિઓમ રાઝા ઓ....હો,
ઝબકી બેઠો રે.. ઓય્યો હે...

લોટામા....પૉણી કેં આલું હેં બાઈ ઓ.. હો,
હું.... એ કૉમે.... એ આવું હેં...

તનં તો કેં.. હાદ્દેય હેં રે રાઝા ઓ... હો,
મોટું મખ.. રે તોવેં હેં...

હવેં મોટું તો મખ તોવેં હેં... હરિઓમ... હો,
અવેં ઝાવ્વા.. એ લાગો હેં...

રંગે...લ ગેડીઓ આથાં ઝાલેં હેં નાગફૂણી તો.. હો,
મોઝરીઓ પૉગે .. કાલે હેં...

ભ...મરિયાં પટાંનો હેં રે ડાબરીઓ ડોળાંનો,
હરદ્દાર.. આવેં હેં રે..



કલેમ ન...કસેરીએ ઝાય હેં હરદ્વાર તો.. હો,
હરવેંળ હરવેંળે.... આવેં હેં... રે.. હેં...

(બધા સાથે, ''દ્વારૂની સાખો ફીરેં હેં....સબ્બા હો...'')

ઝાતો.. હો રાઝાની પાગથીએ બેહે રે..

રાઝાની પાગથી બેઠો હેં હરિઓમ રાઝા ઓ હો,
રઈન પૂસવા.. રે.. લાગો હેં...

પરજા.. પથને તમે અતા ઓ.. રાઝા ઓ.. હો,
એ વાત ન.... હાસી.. હેં...?

અમે.. અતા ઓ હરદ્વારો હો,
હુંયે કૉમ.. એ આવું હેં...

પરજા.... પથ ન વાર કુણ ગઉં હું રે હરદ્વારો.. હો,
એંણી વાતો રે.. સોળઝે રે..

પરઝા.. પથને વારે અમે ગા હા.. હરદ્વારો હો,
પૂસવાનું હું કૉમ હેં.. ..રે...

હે....રા.....હે....
કઠીઓના... કઠ મેળવે... માર....
રાગીઓનો ... રે રાગ ઓ...
રાગીઓનો.. રે રાગ મેળવો.. માર...
કઠીઓનો રે કઠ હેં ...રે...

મૂઆ... મોંઘા... પરિયાની.... પાળે રેઝો...
ઝીવતા ઝીવરા રે કરઝો હો....



ઝીવતા.. ઝીવરા ઓડણ કરીએ રે... મૂઆ.. મોંઘા....
પરિયાની પાળ.. એ પાળ હે....

રાઝા.. પૂસણીઓં પૂસ એ.. એ...
ઉઝોર નગરીનો.. એ રાઝા હેં... રે..

કેંમ હો....આવેં'લા.. ઓ કેંમ હો તું હરિઓમ ઓ.. રે,
ઝાવેં હેં.. રે...

મું તો..વાટ (નો) વટાઉરો.. મું તો ડોહી.. આ.. રે અવેં હેં..
ડોહી.....ડોકેંર ન ઓ.. પરજાપથ કુપારેંણ ઓ.. વાઝ હેં..

લોટો પરીન પોંણી આલાં રે... રાઝા મન ઓ... રે,
આલાં હેં રે...

રોવેં ..રતરેં ન.. પોંણી આલેં ઓ..
મેં તો ઝોઈ ભાળી ઓ.. રે આલેં હેં રે.....

ઝોઈ.. ભાળી પૂસણિયાં પૂસાં રે કેંમ હેં બાઈઓ.. રે,
રતરેં હેં રે..
ઉં તો.. રોઉં રે.. પાઈઓ...
સોં.... સોં મારા ઓ.. દીકરા હેં...

હાતમો.. સોકરાંનો બાપો અતો એ.... એન....
કારણીએ.. રોવું....

(બધા એક સાથે, ''થારી.. આઈન.. સોકાવું સબ્બા હો...'' ''અંબે....''
કારણેં હેં રે....)

આ નાવોર ઈલો હેં રે.....પાઈ વાટના વટાઉરા.. ઓ....



અમાર ઉઝોર... આવેં હેં રે....

ઉઝો.. ર નગરી ઉઝોર કરી રે... વાટના વટાઉરા ઓ...
એન કારણીએ.. રે આવેં હેં...

સૉ...નરી સૉનરી રેઝે રે બાઈઓ હો,
થારે વારે અમે રે ઝાઈએ હેં... રે...

સૉનરી.. સૉનરી રેંઝે બેંનરી ઓ.. હો,
અમે થારે એ.. રે વારે હેં રે.....

મું.... એ.... કઉ એતરાં કૉમાં કરઝો....
બેંનરી ઓ... હો તનં કઉ એતરાં ક્રૉમ હેં....
હે.... રા.... હે.....

હરિયા .. મુગ કેં ડળઝે બેંનરી ઓ.. હો,
બીઝા અળદ્ઢ ઓ.. ન ડળઝે એ..

હવા પૉસ્સેર ડળઝે... હરિયા મુગ ઓ.. હો,
હવા પૉસ્સેર એ તીલ હેં..

પેસ.... હવા પૉસ્સેર ડળઝે અળદ્ઢ ઓ.... હો,
મારી બેંનરી.... કૉમાં હેં....
હવા પૉસ્સેર ડળઝે.... એ બાઈઓ.... હો,
રાતરીઆ ગઉં.... એ ... ઝાઝે...
વૉણી.... રલાને આટે ઝાઝે બાઈઓ હો,
હવા... ગજ ઓ રે કાપલો હેં...

હવા... ગજ તો રાતું લઈ આવે.... બાઈઓ હો,



હવા ગજ એ.. રાતું હેં રે..

હવા.... ગજતો તૉળો.... કપરો ઑણઝે બેંનરી ઓ....હો,
એતરાં કૉમાં ..... એ કરઝે હે રે....

એંણી કાટેં ઉં લઈ... ગો ઓ.. રાઝા ઓ....હો,
એંણી કાટેં .. એ લેયે હેં....

ગઆંની પેંડો વાળી ઓ.. રાઝાઓ.... હો,
મનખની પૂતળી એ..... બણાવી હેં.....

(બધા સાથે બોલે છે, ''થારી.. આઈનું.. સોકાવું.... સબ્બા હો....'')

મનેખની પૂતળી બણાવી રાઝા ઓ ... હો,
એવી રીતે એ કરી હેં...

ખણી.. ખોદી ઑંદી કાલીઓ ડાટેલ તો.....હો,
ઑંદીમા ઊતો.... રે....ઝાવેં...

તારાં તારાંમા તારા તૂટતા ઓ રાઝા ઓ ..... હો,
હીલ્લકો એ આવણા.. રે.. લાગો હેં.....

કરી... વેળ કેં ઉપર પરો'લા હીલ્લકો... હો,
પૂતળી ઉપર એ પરિયો હેં....

હેદુરિયો હેલ મેં નાખો ઓ.... રાઝા ઓ.. હો,
કાખેં પરો.... એ ... પારો હેં... રે....

વીઝેહણ ખૉડુ નૉખું હેં રે રાઝા ઓ ... હો,
એંણી કાટ.. રે મારો હેં.....



રાઝા... પૂસાણાં પૂસે હેં જોરે તો.. હો....
ઉઝોર .... નગરીનો.... રે રાઝા હેં.....

કૉનાંની.. ટીહીઓ કેંણે લેતી હેં'લા હરિઓમ.... ઓ....હો,
પૂસરાના પધ્યેમ.. ઓ લેતા હેં.....

હરિઓમ વાત સોળે હેં એ તો .... મેં લેતા ઓ... હો,
મારી ટાલાંની.... રે ગાદ્દી હેં...

ઑણી... વેળ તો હરિઓમ ખોલેં હેં ટાલાંની ગાદ્દીઓ હો,
કાટી નૉખવા..... એ લાગો હેં રે....

ઑણી વેળ તો રાઝા બોલેં હેં સવાસ 'લા સવાસ ઓ....હો,
હરિઓમના મડોવરા રે.. વાઝે હેં....

સબાસ સવાસ તનં આલું....'લા.. રાઝપાટ ઓ...હો,
એ ગૉમ એ રે ગૉદ્દરાં હેં રે....
ગૉમ.... ગૉદ્દરાં આલું 'લા ઉઝોર તો હો....
નગરી ઉઝોર.... રે કરી હેં...

બોલ કેં... હરિઓમ થાર હું લેઉં'લા.. રાઝા ઓ.. હો,
આલું....વાદ્દળ... રે મેંલાં હેં .... રે....

બધો... દ્દેસ તનં આલું'લા હરિઓમ તો.. હો,
બત્તો દ્દેસ....રે આલું હું રે....

કૌંય... માર તો નહીં લેવું રાઝા ઓ.... હો,
કૌંય નહીં... એ લેવું હેં રે....

ઝાંઝે....ર વાવરીએ ઍંસ હેં સોકરી ઓ... હો,



ઈલોર કીલોર....એ સોકરી હેં રે.....

સોકરી.....હાથેં પણણેત કરવાં હેં...
કૌંય નહીં ઓ હો.... રાઝા માર એ લેવું હેં...
(બધા સાથે બોલે છે, ''થારી આઈન સોકાવું, સબ્બા હો....'')

વેલા તો ઓ હો... વેવારિયાની સોકરી હેં રે...પરજો...પથ સોકરી હેં રે...
ઈલોર તો.... હો એ કીલોરે સોકરી.. વાઝ હેં રે.....

કૌંય માર તો બીઝું નહીં લેવું હો રાઝા ઓ હો,
એતરી મારી અસિયા હેં.....

વાઝાં ગાઝાં તેયાર કરઝો ગાઝાં હો,
રાઝા રઈન બોલ હેં રે....

સોકરીનું... પણણેત કરવા લાગા હેં....ઉઝોર તો....હો...
નગરીની સોકરીઓ.....વાઝ હેં...

હરિઓમ હાથે પરણેત કરે હેં.....હરિઓમ રાઝાન હો,
ટીલાં ટીલાં એ..... તૉણ હેં.....

## વાઘઝી

હે..... રા........હે.....

અવેંણ..... બાઈન પેટ ઑતાર રો ઓ સોકરીઓ... હો,
ઈલોર કીલોર ન... પેટે હેં....

ઈલોર.. કીલોર સોકરી હેં રે.. ઓ સોકરી ન ... ઓ.... હો,
પેટે ઑતાર... રઈયો હેં...



નવેં... મઈના નવ દ્દન થા હેં... બાઈઓ... હો,
નવે મઈના... રે ઓયા રે.... હેં......
(બધા સાથે બોલે છે, ''અંબે...'')

હીળાં.. પેટ દુઃખેં હેં હીળાં તો... હો,
પેટ દુઃખવા.. એ લાગાં હેં....

(એક જણ બોલે છે, ''દારૂના કૂપા ફીર રે,''
બધા સાથે બોલે છે, ''સબ્બા હો...'')

ડોહી.. ડોકરન એલો મારઝો સોરીઓ.... હો,
ડોહી ડોકરન... મારેં હેં રે...

કેંતે..... લાગી વાર ન સોરીઓ... હો,
કેંતે લાગી.... રે વારે હેં....

હેરી... બાઈ કેં હેરી... બઝારે હેં બાઈઓ....હો,
સોરીઓ ઝાવ્વા... એ લાગાં રેં...

ઑણિયાં-બૉપણાંનાં સોકરાં હેં ઑણિયાં તો.... હો,
એ બૉપણાંનાં ... રે સોકરાં રે... હેં એ ઓ...

આલું'લા.... રમણાનું રમતિયું.. હૉપળો સોકરો,
કેયાં ડોકરનાં.. એ કેંર હેં...

ડાવા... ડોટી સરઝો માં સોરીઓ.... હો,
ડાવા.. ડોટીએ સરઝો હે...રે....

ઘૂઘરીઆળી.... વાર હેં રે સોરીઓ... હો,
ઑગણે અલમી... રે કાસ હેં .... રે...



(બધા સાથે બોલે છે, ‘‘સબ્બા હો...’’)

ઝાઈન... ઝોવા લાગી હેં સોરીઓ.. હો,
વારે નાગોર.. વેલ હેં... રે.....
વારે.. નાગોર વેલ હેં સોરીઓ... હો,
ટોકળીઆળી ઝૉંપલી... એ હે વાઝે હેં.... રે...
ઉગમણી... પોળો હેં રે સોરીઓ.. હો,
આથમણાં બારણાં.... રે વાઝે હેં રે...
એંણી ... હીલાંણીએ ઝાઝો સોરીઓ.... હો,
એણી હીલાંણીએ રે.... ઝાઝો હેં... રે..

(બધા સાથે બોલે છે, ‘‘થારી આઈન સોકાવું સબ્બા હો...’’)

અળવર... અળવર ઓ રે... ઝાવેં હેં.... રે...
ઝાઈ... ન ઝોવા લાગી હેં... સોરીઓ.. હો,
વારેં.... નાગો ... ર એ વેલ હેં.... રે...

આઝ કેય ડોહી ડોકરનું કેંર હેં.... રે સોરીઓ... હો,
ઝાવા કેવ્વી લાગી હેં..... રે.....

થારાં... કૉમ પરાં હેં રે.. બાઈ ઓ... હો,
હેંડઝે થારાં... રે કૉમેં હેં..... રે....
થારાં.. કૉમ પરાં હેં રે....બાઈ ઓ... હો,
હેંડઝે રાઝાન... રે મેંલે હેં... રે....

હે... રા...... હે.....

લાકરીન... ખટુકર આવેં હેં ... બાઈ ઓ.. હો,
લાકરીન... ખટુકર... હે આવેં હેં ... રે...



રાઝાનાં... મેંલાં આવેં હેં... ડોકરી ઓ... હો,
એ ડોકર આવણા... રે લાગાં હેં....

હીળાં.... હીળાં પેટ દુઃખેં હેં.... રૉણીઓનાં ઓ... હો,
હીળાં.... પેટ... એ દુઃખે હેં રે....
દીવલે.. ઝાસાં એ તેલ હેં રે બાઈઓ.... હો,
દીવલે ઝાસાં... એ તેલ હેં...

વાટકી... એ તેલ ઑણઝો બાઈઓ.. હો,
પેટુલાં સારવા.. એ લાગાં હેં....

પેટુલાં.. સારવા લાગી હેં ડોહી ડોકરઅં... હો,
કેવી રીતે.... રે સાર હેં રે...

સારતે..... સારતે અવેં હેં રે બાઈઓ હો,
હીતરીઆં કમાર એ ઠોકેં હેં રે....

હીતરીઆં... કમાર ખોલાઈ ગાં રે.. ડોહી ડોકર ઓ... હો,
રૉણીઓનાં કમાર.... રે ઠોકેં હેં રે...

ઑણી વેળ ઝલમ થો હેં રે બાઈઓ... હો,
ઑણી... વેળ..... રે ઝલમો હેં રે....

હોનૈઆં.. વાઝાં વાઝે હેં... હરિઓમ ઓ.... હો,
હોનૈયાં વાઝાં હે વાઝેં હેં... એ....
હરિઓમને કુવોર ઝલમા હેં કુવોર ઓ... હો,
કુવોર ઓરા આવા હેં...

હરિઓમનો.. કુવોર આવો હેં કુંવરિયો ઓ.. હો,



દનરા ગણતે.. રે મઈના હેં રે..

(બધા સાથે ‘‘અંબે...’’)

ઝીલારે... નવરાવે ઓ... હો,
ડોહી ડોકરે એ ઝાવેં હેં.....રે..... હોનાની.....

(બધા એક સાથે, ‘‘સબ્બા હો...’’)
બાઈઓ... હો,
સોનાની સરીએ.... રે મૉરે હેં... રે.....

ઝીલારી.. નવરાવી આલે હેં, ડોકર તો.... હો,
ઝીલારી નવરાવી... રે આલેં હેં... રે....,

દનેં.. રાતેં પૉતરા... પરેં હેં કુવોરિયો ઓ... હો,
દન રાત.... રે પૉતરા હેં....
કુવોરિયાનું  નૉમ ધરઝો એના તો... હો,
ઝોસીરા... લઈ.... એ આવેં હેં રે..

હે.... રા.... હે....

ઝોસીરા... આવણા લાગા હેં ઝોસીરા ઓ... હો,
બેઠા બેઠા .... રે ઝુવ્વેં હેં.... રે....

કુવોરિયાનાં નૉમરાં ધરઝો હો ઝોસી હો..., હો આવ્વો...
હુંયે નૉમરાં રે વાઝેં હેં...

આતો વાઘ ન આતો મૉનવી હેં રે હરિઓમ.... હો,
હરિઓમનો.... વાઘઝી પારીઑ હેં.....



ગોડીએ... ગુંપરે ઍડે હેં વાઘઝી રો....હો,
થેઈ કરવા..... એ લાગો હેં.....

થેઈ થેઈ કરતાં ડગલીઓ મૉંડે હેં... વાઘઝીરો... હો,
ડગલીઓ મૉંડવા.. એ લાગો હેં રે...

હેરીએ... બઝારે...., ઝાયેં હેં.....વાઘઝીરો... હો,
રમતો ખેલતો.... રે ઝાવેં હેં રે....

રમતો... ખેલતો ઝાવેં હેં.... વાઘઝીરો... હો,
રમતો ખેલતો... રે ઝાવેં હેં.....
દનેં... રાતેં મોટો હેં.. વાઘઝી ઓ... હો,
દનેં રાતેં.. મોટો ઓય્યો હેં રે..

દનેં... રાતેંનો પૉતરો પર હેં... વાઘઝી ઓ... હો,
ઉસીયારી થાવ્વા હો લાગો હેં...

ગૉમનાં... લોકાં વીસરા મૉંડેં હેં... હૉપળો'લા ઓ... હો,
ઑણા વાઘઝીરાન રે... આલીએં હેં રે...
ગૉમનાં... ટોગરાં સારે હેં... ઓ વાઘઝીરો... હો,
ગૉમનાં ટોગરાં હેં... સારેં હેં રે....

ટોગરાં સારવા મેલો હેં રે વાઘઝીરો... હો,
ગૉમનાં ટોગરાં... રે સારેં હેં....

ગૉમનાં ટોગરાં સારે હેં હરદ્દારો... હો,
લેઈ નદ્દીમા... રે.. ઝાવ્વેં હેં ... રે...

રવો...ર કરી કરી ફીરેં હેં વાઘઝીરો... હો,



ટોકરાંનાં મુટાં.... રે ડસ્સાવેં હેં રે..

અતવગો... વાઘઝીરો વાઝેં હેં રે.. વાઘઝીરો.... હો,
અતવગો વાઘઝીરો.. એ વાઝેં હેં રે...

હવેં... વૉણિયા બૉપુણ બોલે હેં વાઘઝીરો.....હો,
બત્તાં ટોગરાંનાં રે... મુટાં હેં રે..

બત્તાં ટોગરાંનાં મુટાં હેં રે.. વાઘઝીરો... હો,
આતો બત્તાં.... ડસાવી નૉખેં હેં રે..

આ તો ... ટોગરાં બખેં નહીં રોકતો હો,
વાઘઝીરો.. હો, ઑણે તો નહીં રે રાખવો હેં રે...
(બધા સાથે, ''સબ્બા હો...'')

અવેં.... વાઘઝી નહીં રાખવો... હો વૉણીયા ઓ.. હો,
હે બૉપુણ કેવું.... રે બોલેં હેં રે...

મૉગે.... એતરું આલાં ઓ.. એણાઓ... હો,
વાઘઝી ન મૉગે એતરું આલાં હેં....
વાઘઝી.. નહીં રાખવો હો એ.. ગોવાળ તો.. હો,
આપેં.... નહીં....રે..... રાખવો હેં રે....
વાઘઝી... રઈને બોલેં હેં આલો... હો,
ટકો પૈસો.... રે આલો હો રે...

ટોગરાંની વરત મન આલઝો હો હરદારો... હો,
અતવગો વાઘઝી વાઝેં હેં...

(બધા સાથે, ''અંબે...'')



પૈસા...ટકા આલેં હેં વાઘઝીરાન.... હો,
ટકા પૈસા.. રે આલ્લેં હેં...

ઑણી.... વેળ તો લેવા લાગો હેં... વાઘઝીરો કુવોર હો,
ટકા પૈસા.... રે લેવ્યેં હેં રે...

ટકો.. પૈસો લેયેં હે વીસાર તો હો,
હરદ્વાર કેવું.. એ બોલેં હેં રે.....

વાઘઝીરો.... કુવોર બોલેં હેં અતવગો વાઘઝીરો.... હો,
હવેં... મારેં .... રે વાત હેં રે....

માર તો.... ડોલરીઓ કરવો હેં રે... માર તો.. હો,
ડોલરીઓ.... અવેં... એ કરવો હેં... રે....

વાલમો....હુતારીઓ વાઝેં હેં હુતારીઆ ઓ... હો,
બેટા ન ઝાય... રે કેંર હેં રે....

હૂતો હેં કેં ઓ.. હુતારીઆ વીરા ઓ... હો,
હૂતો હેં કે... એ ઝાગે હેં.....

આધો..... હૂતો ઝાગું હું પાઈ હરિઓમના ઓ.... હો વાઘઝી,
આતો ..... રે ઝાગેં હેં રે.....

ઝાગતો..... એ તો... કરવત લેઝે એ હુતારીઆ ઓ... હો,
વારીએ સદ્દણ એ જાળ હેં રે....

(બધા સાથે ''થારી આઈનું સોકાવું રે..., સબ્બા હો.....'')

વારીએ.... સદ્દણજાળ હેં, વાઘઝી... હો,



કરઝે ડેગા રે... ડોળ હેં રે..

ડેગા.... ડોળ કરઝે પેસણ તો... હો,
રુરી તરસેં... એ કરઝે...

રુરી..... તરસે કરવેત તૉણઝે, હુતારીઆ ઓ... હો,
વાલમો હુતારીઓ .... રે એ વાઝેં હેં... રે.....

રુરી.... તરસે ડોલરીઓ કરી આલે હુતારીઆ....હો,
રુરી તરસે.... એ કરઝે હે...

વારીએ ઝાય હેં.... હુતારીઓ.... હો,
વાલમો હુતારીઓ... રે ઝાવ્વેં હેં......

ફીરી... ફીરી ઝોયેં હેં વારીએ તો.... હો,
એ સદ્દણ રે જાળે હેં .... રે...

કરવેત તો.... હો,
હે મૉડવા... હેં રે...

અવેં... કરવત મૉડાં હેં હુતારીએ ઓ... હો,
રુરી તરસેં.. રે બોલે હેં...

ઑણી... વેળ તો.. ડોલરીઓ કરેં હેં.. હુતારીઓ... હો,
વાલમો હુતારીઓનો... રે બેટો હેં રે...

અવેં.... રઈન.... બોલે હેં.... હુતારીઓ.. હો,
તનં તો ડોલરીઓ.... રે કરિયો હેં...

અવેં... વીસાર મૉડે હેં વાઘઝીરો... હો,



ઝઉં હોનીરલાન... રે આટાં હેં રે...

હોનીરલાને આટે ઝાય હેં.... વાઘઝીરો.. હો,
અદ્‌વગો વાઘઝી.. રે ઝાવેં હેં....

હોનીરલાના ..... બેટા હૂતું હેં કે ઝાગે ઓ હોનીરલા... હો,
ઝાગતું બાયણે રે... આવેં હે રે...

આતો.. હૂતો ઝાગું હું પાઈ.. વાઘઝીરા ઓ.. હો,
કેવાં મોટાંનાં.... રે કૉમે હેં...

ઝાગતું... એ તો આવઝે.. ડોલરીયે ઓ.... હો,
વાઝમી કૂગરી.... એ... વાઝ હેં...

વાઝમી.... કૂગરી વાળવી હેં રે.. પાઈ હોનીરલા ઓ.... હો,
વાઝમી કૂગરીઓ વાળવી હેં...

બતરી... કૂગરી વાળે ઓ લખણી હોનીરલા ઓ હો,
એ કૂગરી વાળેં હેં રે....

બતરી લખણ... લખણી કૂગરી વાઝ ઓ.. હોનીરલા ઓ.. હો,
હોનીરલા ઝેંણી ઝેંણી... રે વાળ હેં....

અવેં... કૂગરીઓ..... વળાવેં હેં... વાઘઝીરો....હો,
અવે વીસાર... એ મૉંડે રે હેં.... રે....

અવેં.... વીસાર મૉંડે હેં... વાઘઝીરો.....હો,
ઝાઉં રંગારાન... રે ઘેંર રે હે...

રંગા...રાના કેંરે ઝાઉં રે... અવેં તો... હો,



ઝાઉં રંગારાન... રે કેંરે રે હે રે....

ડોલરીઓ રગાવી આલે રંગારા બેટા....,
હૂતો.. રે ઝાગે રે... (રીવળી)

આતો... હૂતો ઝાગું હું પાઈ ઓ... હો,
આતો હૂતો રે ઝાગું રે...
હે.... રા..... હે.....

રંગારાન ઝાય હેં વાઘઝીરો ....હો,
રંગારાન..... રે ઝાવેં હેં રે....

રુરી.... તરસે ડોલરીઓ રંગે હેં રંગારો... હો,
રુરી તરસૅ એ રંગે હેં...

હુતારિઆના બેટા રાઝ ડોલરીઓ રંગી આલે રે.....,
હુતારિયાના બેટા... (૨)

રુરી તરસૅ કેંરે રાઝ ડોલરીઓ ઘેંરી આલે રે...
રુરી તરસૅ.... (૨)

હુતારીઆના બેટા રાઝ, ડોલરિયો ઘરી આલે રે....
હુતારીઆના બેટા.... (૨)

રંગારાન ઝાય હેં રાઝ, હરિઓમેનો વાઘઝી રે.....,
રંગારાન ઝાય હેં.... (૨)

રંગારાના બેટા રાઝ, હૂતો હેં કે, ઝાગેં રે....,
રંગારાના બેટા.... (૨)



આતો હૂતો ઝાગું રાઝ, કૉય મોટાંનાં કૉમેં રે....,
આતો હૂતો.... (૨)

હેરિઑમેનો વાઘઝી રાઝ, કૉય વીસાર મૉડે રે...,
હેરિઑમેનો..... (૨)

હેરિઑમેનો વાઘઝી રાઝ, લોઆરીઆન કેંર રે....,
લોઆરીઆન.... (૨)

હોનીરલાના બેટા રાઝ, વાઝમી વાળે કૂઘરી રે...,
હોનીરલાના... (૨)

હે.....રા.....હે...

એ.. હરિઓમનો વાઘઝીરો વાઝેં હેં અવેં તો હો રે...,
અવેં ... વીસાર મૉડે હેં....

ખાંડા... સરવરની પાળે લઈન ઝાઉં રે...,
ખાંડા તો.. હો સરવરની પાળે હેં.... રે...

ખાંડા.... સરવરની પાળે બૉત હેં.... ડોલરીઓ.... હો,
ઍંસવાનો..... ડોલરીઓ બૉતેં હેં.....ખાંડા તો... હો,

એંસવાનો... ડોલરીઓ બૉતેં હેં.... ખાંડા તો .....હો,
સરવરની પાળે.... બૉતેં હેં... રે....

(બધા સાથે, ''થારી આઈનં સોકાવું રે, સબ્બા હો...'')

વૉણીઆં રે બૉપણાંની રાઝ, સોરીઓ કેવી આવેં રે....
વૉણીઆં,રે.... (૨)



હે...... રા...... હે

બધી... ઝાઈ ઝાઈ પાસી આવેં હે.. સોરીઓ... હો,
બધી... ઝાઈન... આવેં હેં...
વાઘઝીરો... પૂસણાં, પૂસ હેં ... સોરીઓ...હો,
કેંમ પાસી ... રે આવેં હેં .. રે...

માર... ડોલરીએ એંસવું હેં ... હરિઓમના ઓ... હો, વાઘઝી,
ડોલરીએ ... એ એંસવું હેં....

કુવારો... ડોલરીઓ હેં રે સોરીઓ ... હો,
કુવારો ડોલરીઓ ... રે વાઝેં હેં.. રે...

તમે... ડોલરીય આવો હો સોરીઓ... હો,
એક પણિયું, એ રે લેવેં હેં....

પણિયું લેતી હેં....

(સ્ત્રીઓ એક સાથે, ''થારી આઈન સોકાવું રે સબ્બા હો....'')

એકેં તમે ઓ.. રે આવેં હે....

બીઝી ડૂબાંની સોરીઓ બધી આવઝો ઑણિયાં બૉપણાંની ઓ.. હો,
આખા ગૉમની આવેં હેં...

કુવારો ડોલરીઓ.. હેં રે....સોરીઓ... હો,
તીલ ઝોવ્વ લેવેં હેં...

તીલ... ઝોવ લેતી આવઝો સોરીઓ...હો,
કાસાં દોરાંની એ ...કોકર હેં...



બે વાળીઓ બે લોટીઓ લેતી આવઝો સોરીઓ...હો,
ઑંબાનાં, પૉન લેવે હેં....

(બધાં સાથે, ''થારી આઈનું, સોકાવું રે, સબ્બા હો...,'')

સોરીઓ ઝાવા લાગી હેં... સોરીઓ ...હો,
આખા ગૉમની.... સોરીઓ હેં...

હે.... રા.... હે....

આખા ગૉમની સોરીઓ રાઝ ડોલરીએ... ન ઝાવેં રે...
આખા ગૉમની સોરીઓ.... (૨)

ઑણિયાં રે બૉપણાંની રાઝ... ડોલરીએ... ન ઝાવેં રે....
ઑણિયાં રે... (૨)

ટેડાં...રે ડૂબાંની રાઝ.. ડોલરીએ... ન ઝાવેં રે.....
ટેડાં રે ડૂબાંની...... (૨)

ભણિયું, લેતીક આવઝો રાઝ ડોલરીએ... ન ઝાઈએ રે....
ભણીયું લેતીક..... (૨)

તીલ... ઝોવ લેત્તાં બાઈ... ડોલરીએ.... ન ઝાયેં રે....
તીલ... ઝોવ... (૨)

ઑંબાના પૉન લેત્તાં બાઈ... ડોલરીએ... ન ઝાયેં રે....
ઑંબાનાં પૉન... (૨)

બે વાળીઓ બે લોટીઓ બાઈ, ડોલરીએ... ન ઝાયેં રે...
બે વાળીઓ.... (૨)



હેરિઓમેના વાઘઝીરા રાઝ, ડોલરીએ... ન ઝાયેં રે....
હેરિઑમેના... (૨)

કુવારો ડોલરીઓ રાઝ... ડોલરીઍ.....ન ઝાયેં રે....
કુવારો ડોલરીઓ.... (૨)

ડોલરીઓ પેંરણાવીએ રાઝ, ઍરિઑમેના વાઘઝીરા...
ડોલરીઓ પેંરણા.... (૨)

ડોલરીઓ કુવારો સોરીઓ, ડોલરીઓ પેંરણાવીએં રે...
ડોલરીઓ.... (૨)

ઑણીઆંત બૉપણાંની સોરીઓ રાઝ, ડોલરીઓ પરણાવીએ રે...
ઑણીઆં... (૨)

પૅણિયું તે લેતા આવઝો રાઝ, ડોલરીઓ પરણાવીએ રે...
પૅણિયું તે લેતા.... (૨)

તીલ ઝોવ લેતી આવઝો રાઝ, ડોલરીઓ પેંરણાવીએ રે....
તીલ ઝોવ... (૨)

વાળીઓ તો લોટીઓ લાવઝો રાઝ, ડોલરીઓ પેંરણાવીએ રે...
વાળીઓ.... (૨)

કાસા તે દ્વોરા લેઝો રાઝ, ડોલરીઓ પેંરણાવીએ રે...
કાસા તે...... (૨)

ઑંબાત વાળાં પૉન રાઝ, ડોલરીઓ પેંરણાવીએ રે....
ઑંબાત... (૨)



પૉનાંન હું કેંરહો રાઝ, ડોલરીઓ પેંરણાવીએ રે....
પૉનાંન ..... (૨)

આથાંનાં મેટોરાં રાઝ, ડોલરીઓ પેંરણાવીએ રે....
આથાંનાં.... (૨)

સૉરીઓ નેંસી કરવી રાઝ, ડોલરીઓ પેંરણાવીએ રે...
સૉરીઓ નેંસી...... (૨)

સવરી તે ફેરા ફીરીએ રાઝ, ડોલરીઓ પેંરણાવીએ રે....
ડોલરીઓ.... (૨)

પૉસમો તે ફેરો ફરીએ રાઝ, ડોલરીઓ પેંરણાવીએ રે.....
પૉસમો તે...... (૨)

પેસણ એંસવા દ્વેને રાઝ, ડોલરીઓ પેંરણાવીએ રે....
પેસણ એંસ.... (૨)

પૉસમો તે ફેરો ફીરીએ રાઝ, ડોલરીઓ પેંરણાવીએ રે.....
પૉસમો તે... (૨)

સોરીઓ તે એંસવા લાગાં રાઝ, ડોલરીઓ પેંરણાવીએ રે...
સોરીઓ તે.... (૨)

હે... રા... હે....

પૉસમો... ફેરો ફરો રે... સવરીન..... વાઘઝીરો... તો,
પૉસમો ફેરો ફરવા... એ લાગાં હેં... રે....,

સોરીઓ... કુવારો અતો તે પરણણાવી રોં હૈય... સોરીઓ તો,



ડોલરીઓ કુવારો એ.... વાઝે હેં....

ફરીવાર તો એંસી હેં ડોલરીએ તો... ઓ,
આવાં સોરીઓ ડોલરીએ... એંસીએ રે....

મોસીઑ કૌંસીઑની બત્તી સોરીઓ તો બેહે હેં ડોલરીયન તો...હો,
કૌંસીઓ મોસીઑની સોરીઓ...એ આવેં હેં....

અવેંણ કેં વાઘઝી કુંમેંર કાલેં હેં...હો,
વારીએ કુંમેંર એ કાલેં હેં...રે...

પૅલી કુંમેંર કાલવા એં લાગો હેં... વાઘઝીરો...હો,
પૅલી કુંમેંર કાલવા એ લાગો હેં...

પૅલી કુંમેંર કાલેન મઝમેવાર ઝોવેં હેં... સોરીઓ...હો,
મઝમેવાર ઝોવા એ...લાગાં હેં...

હે.... રા.... હે.....

પૅલી કુંમેંર રાળી...હેં.... વાઘઝીરો તો...હો,
પૅલી કુંમેંરી...રાળી...હેં....

એ...પેંલી...કુંમેંરી રાળીને ઝોવું હેં મઝમેવાર સોરીએ તો...
મઝમેવાર ન ઝોવેં હેં....

બીઝી...કુંમેંર રાળી...હેં... હરિઓમના વાઘઝીરો... તો....હો,
બીઝી..કુંમેંરી ...એ રાળી હેં...

બીઝી...કુંમેંરી...ઝોવું હેં... પોળોન પાડે...ર...
બીઝી કુંમેંર પોળો એ પાડેર...હેં...



તીઝી કુંમેંર રાળી હેં હરિઓમના વાઘઝીર...તો,
તીઝી કુંમેંર.... રાળી હેં....

તીઝી કુંમેંર ઝોવેં હેં... ગલીન ગુઝરાત તો...,
તીઝી કુંમેંર ગલી...ન ગુઝરાત હેં....

સવાસ...સવાસ વાઘઝીરા થારો ડોલરીઓ..
સવાસ થારો હાસો રે... ડોલરીઓ...હેં...

ઝીવતી નેંસી ઉતારે વાઘઝીરાન તો...ઓ,
ઝીવતી નેંસી ઉતારે હેં...

થારો ડોલરીઓ હાસો 'લા... વાઘઝીનો તો....
થારો ડોલરીઓ હાસો રે વાઝ હેં...

સવાસ રે અરિઑમના વાઘઝી ડોલરીઓ થારો હાસો રે...
સવાસ રે..... (૨)

પૅલી કુંમેંર રાળો... રાઝ... ડોલરીઓ થારો હાસો રે...
પૅલી કુંમેંર .... (૨)

ઝોયો તો... પોળો પાડેર રાઝ ડોલરીઓ થારો હાસો રે....
ઝોયો તો.... (૨)

બીઝીત કુંમેંર રાળો રાઝ...ડોલરીઓ થારો હાસો રે....
બીઝીત... (૨)

તીઝી તે કુંમેંર રાળો રાઝ...ડોલરીઓ થારો હાસો રે....
તીઝી તે... (૨)



સવાસ રે અરિઓમના વાઘઝી રે ડોલરીઓ થારો હાસો રે....
સવાસ રે... (૨)

ઝોઈયાં તે ગેલી ગુઝરાતે રાઝ... ડોલરીઓ થારો હાસો રે....
ઝોઈયાં.... (૨)

ઝીવતી ઝાવા દ્દેઝો રાઝ...ડોલરીઓ થારો હાસો રે....
ઝીવતી ઝાવા.... (૨)

કેંર... ઝય રે સોરીઓ...હો,
હઉ... હઉઑન એ કેંર હેં....

ઉઝોર નગરીની સોરીઓ... હેં ટેડાં તો... હો,
ડૂબાંની સોરીઓ હેં...

ઑણિયાં...બૉપણાંની સોરીઓ હેં....રાઝાની ઓ....હો,
કુવરણો વાઝ હેં... રે....

સોરીઓ...ન લગેંન આવેં હેં સોરીઓ તો...હો,
ઝોસીરા ઝોવ્વા...એ લાગા હેં...

લગ...ન પરમાંણ ઝોવેં હેં...સોરીઓ...હો,
ઝોસીરા ઝોવ્વા...એ લાગા હેં...રે....

સોરીઆંનાં...લગન નહીં આવતાં ઓ... બૉતમીઓ..હો,
ઑણી સોરીઓનાં...સ રે લગન એ...

ઝોસીરા...બોલેં હેં આતો પણણી હેં....નહીં લગન તો...હો,
પણણાનું લગન રે આવેં હેં.....



પોંણ...કેયેં... ઠેકાંણ પણ્યેત કરું હેં..... સોરીઓ....હો,
એવું નહીં... આવતું હેં...રે...

બત્તા...ગોંમની સોરીઓ પેગી કરેં હેં સોરીઓ.. હો,
અવેં પૂસણાં,.....એ પૂસ હેં...

સોરીઓ.. નહીં મોંનતી ઓ... સોકરીઓ... હો,
નહીં રે મોંનતી હેં...

હાતમે પૂયરે કાલેં હેં સોકરીઓન...

(એક જણ, ''ઓલ્લીઓમા કાલી કાલીન મરસાં ધ્ય હેં.....'')

હાતમે પૂયરે...એ કાલેં હેં....

મરસાંનો ધૂવા દેઝો... અવણાં... હો,

સોરીઓ બોલતી... રે થાહેં હે....

ઓલ્લીઓમા કાલવા લાગા હેં... સોરીઓ... હો,
હાતમો તારો.... રે ડૂબેં હેં....

મરસાંનો...તૂઆ દેતો હેં સોરીઓ... હો,

(એક જણ, ''મોસીઓં... કોંસીઓંની... ઓંણીઆં... બોંપણાંની બત્તી...'')

બોલવા રે લાગાં હેં....
મરસાંનો... તૂઆ દેતો હેં સોરીઓ....હો,

અરિઓંમના વાઘઝીરાને ગેઈઓ હેં રે... અમે તો...,
કુવારો... ડોલરીઓ રે પરણાવો હેં... રે...



કુવારો ડોલરીઓ હેં એમ કરીન પરણણી હેં રે...
વાઘઝીરો... પૉસ ફેરા... ફીરો... હેં...

અમારાં લગૅન નહીં આવતાં ઓ... હરદ્દારો.. હો,
અમારાં લગૅન નહીં એ...

ઑંણી વેળ તો બોલ હેં... સોટા ઓ... હો,
મોટા... બોલવા... રે લાાગા હેં... રે...

બત્તા ગૉમની સોરીઓ લેઈ ઝૉય હેં અરિઑમનો હો,
વાઘઝી હારેં.... એ આવેં હેં...

નહીં....એણી સોરીઓનો ટકો.... પૈસો ડાપું ડપેરું કૉય લેવું નહીં....
બૉતમીઓ.....હો,
સોરીઓ આલી... એ દ્દેતી હેં....

પણિયું.. લેતા ઝાઝો ઓ... પણિયું,... હો,
લેઝો રે... હેં...

ઘરવર ઘરવર ઝાય હેં ઝાવા તો... હો,
ખાંડે સરવર.... એ આવે હેં....

અરિઓમના વાઘઝી... તનં આલીએ હેં રે ઠોકીરાઓ....હો,
થારું કરમ.. બોલ હેં રે....

મા ઝોગનો ... સમા ઝોગ આવો હેં હરદ્દારો...હો,
આઝન વેળ એ આવેં હેં...

સુરુઝ.... હૉમો ઝોવેં ...હેં વાઘઝીરો...
આવઝે...કરી એક એલે હેં......



એક બત્તી બાથમા... એ કાલ હેં રે...

એકે...સોકરી હેં સોકરીઓ...હો,
હૉપળે પણિયા...એ વાતાં હેં રે...

તનં... આલી પણિયા ઓ... એક ઝો... હો,
બીઝી માર... રે આવેં હેં....

હરિઓમેના વાઘઝીરા રાઝ, ડોલરીઓ માય ડલરે લાગો,
હરિઓમના... (૨)

હાસુ હરિઓમેના વાઘઝીરા રાઝ, ડોલરીયો મૉય ડલરે લાગો,
હાસુ હરિઓમેના... (૨)

ઑણીઑત બૉપણાંની સોરીઓ રાઝ, ડોલરીઓ મૉય ડલરે લાગો,
ઑણીઆંત... (૨)

ઉઝોરનગરી સોરીઓ રાઝ, ડોલરીઓ મૉય ડલરે લાગો,
ઉઝોરનગરી... (૨)

હારાત ગૉમની સોરીઓ રાઝ, ડોલરીઓ મૉય ડલરે લાગો,
હારાત ગૉમની... (૨)

હે.... રા.... હે.....

આથમા આવી એ મારી નં વતી એ તારી...પણિયાન તો...હો,
સવરીઓનાં દ્રૉન તનં....એ... આલાં હેં...

વાઘઝી આલી તનં તો ખાઝે... પીઝે કરઝે રાઝ ઓ...વાઘઝીરા તો...હો,
ખાઝે પીઝે એ..રાઝ એ...કરઝે... હેં....



હીખોમતો દેઈન તો,
હઉ હઉના કેંર ઝાય હેં
સોરીઓના બાપ તો...
હવ હવાંના કેંર... ઝાવા એ... લાગા...હેં....

અવં...વાઘઝી વીસાર કરેં હેં... વાઘઝીરો...હે,
વાઘઝી વીસાર એ...મોંડે હેં રે...

આતો...બત્તી કેં હોંકો કેંવોંય... ઓયન તો...
ઓઢાંવાળાં ખોલરાં સાઈઝે...

(બધાં સાથે, ‘‘થારી આઈનં સોકાવું રે સબ્બા હો...’’)

સોં...ન સવીસ રોંણીઓ ન કેં
ઝુદાં ઝુદાં સાપરાં મડાવું હું....

રોંણીઓન તો...,
ઝુદાં સાપરાં એ... મોંડવાં હેં....

ઝુદી ઝુદી ઝૂપરીઓ કરી આલેં હેં રોંણીઓન તો... હો,
ઝુદી...ઝૂપરીઓ કરવા એ લાગાં હેં.....

ઝુદી ઝુદી મેલવા લાગો... વાઘઝીરો....,
ઝુદી મેલવા... એ લાગો હેં.......

ખાય પીયેં ન મઝા કરે હેં સોરીઓ વાઘઝી ન તો... હો,
ખાંય...પીય મઝા એ... કરેં હેં.....

સોં...ન સવીસ રોંણીન કેં બત્તી ઑઝણી હેં સોં ન સવીસ તો...હો,
દીકરા દીકરી રોંણીન નહીં...એ આવા હેં.......



સૉ ન....સવીસ રૉણીએ મું ઑઝિયો હું કેં બાપલિયાઓ....
સૉ સૉ રૉણીએ વૉઝિયો એ વાઝું હું રે...

સૉ ન... સવીસ રૉણીઓ માર કેંર તો હેં બાપલીઓ તો... રે,
એતરી રૉણીએ વૉઝિયો રે વાઝું હું,... રે....

વાઘઝી અવેં વીસાર મૉડ હેં વાઘઝી... રો,
મનમા વીસાર મૉડવા... એ લાગો હેં...

વેંકુટપુરમા ખબર થઈસ ખાંમદ્દન... તો..હો,
વેંકુટપુરમા ખાંમદ્દન ખબર ઓયાં હેં...

ખાંમદ્દ... આવીન કેં હેં ખાંમદ્દ તો.. હો,
સોટે પગલે લાંબી ફાળે... આવણા એ.... લાગો હેં...

બાબાનો વેહ લેઈને આવેં હેં ખાંમદ્દ તો... હો,
બાબાનો વેહ લેઈ... એ... આવેં હેં...

વાઘઝીની મઢીએ આવીન કેં ડેખરી ઠોંકે હેં... બાપુન તો... હો,
કેં વાઘઝીની મઢીએ આવણા...એ લાગો હેં.....

ખખારીન કરીન કેં વાઘઝી ઊઠો થો હેં વાઘઝી...રો,
વાઘઝી બેઠો...ઓવા... એ લાગો હેં...

પૂસણાં પૂસ હેં.....વાઘઝી...,
વાઘઝી પૂસણાં... એ.... પૂસ હેં....

તુબી કેં તુબી નેંસી મેલી હેં બાબોઝી...,
તુબી નેંસી મેલવા એ લાગા હેં.....



અવ, બાબો કેં વાઘઝી વાતે વળા હેં... અવેંણ તો...હો,
વાઘઝી વાતો એ.... સોળે હેં......

તમે...હું ઝાતના વાઝાં રે... બાબાઝી....,
તમે હુંય ઝાતના વાઝાં હો... રે....

મુંતો... વાઘઝીરા કેં બૉપુણ હું, વાગઝીરા...હો,
ઉં તો બૉપુણ વાઝું હું...રે.....

બૉપુણ હું'લા વાઘઝીરાન ન કેં...
પણિયો કેં તૉય બૉપુણ કેંય તૉય

બૉપુણ હું વાઘઝીરાન તો... હો,
એક પોતી ઝોઈ ફેર ઝોવા આવો હું રે...

પણિયો બૉપુણ પોતી ઝોઉં હું વાઘઝીરાન તો...
પોતી એ ઝોઉં, હું,....

એકેં, કે ઠોકીરા હાસુ બોલઝે... પણિયાન તો...
તું હાસુ હાસુ બોલઝે...હેં...

સૉ...ન સવીસ રૉણીએ મારે કેં બત્તી
રૉણીન પેટ નહીં ન'લા પણિયા ન તો...

સૉ ન સવીસ રૉણીએ ઑઝિયો
વાઝું હું.....

તાર... માથે આ લીલું તરણું ન પગવૉન તનં ફૂટી નેંહરે....
પણિયાન તો...ઓ, પોતીમા આવેં એવું ન થું બોલઝે...હેં...



પોતીમા એં બોલઝે પણિયા ન…તો,
ઝૂઠું બોલે તો તનં સૉંદ સુરુઝ ફૂટી ઝાહેં રે…

કાલા વાલા સોગન કાલીન પણિયો બાવઝીન તો….
કેં પણિયો પોતી ઝોવા એ ન લાગો હેં…

પોતી… બીઝી ઝોતો ન કેં પાસી ભોંય મેલી ન પાસો વાતે વળો હેં…
પણિયો તો…હો,
પણિયો વાતો સોળવા એ લાગો હેં….

કેં ઉં કઉં એતરાં કૉમાં તનં કરવાં પરહેં… વાગઝીરાન તો…
ઉં કઉં એતરે ડગલે તમે ઝાઝો…

મારી… ડગરી પેલે ઑંબે ઝાઝો વાઘઝીરાન તો…ઓ કેં…
ડગરી નૉંખે કેરીઓ પરે એતરી લઈ એ… આવઝે… હેં…

પરેં… એતરી લઈન આવઝે બીઝી ડગરી નૉખઝે માં….
વાઘઝીરાન તો… કેં બીઝી ડગરી નહીં એ નૉખઝે… હેં…

કરી એક નૉખી હેં વાઘઝી ન તો… વાળો…
ઝટ કરતાં મોરું એ… કરેં હેં…..

ઝટપટ પૉગાંની મોઝરીઓ કાલી ન ઝાય હેં ઑંબા ન તો…
ઑંબે ઝાઈ ડગરી નાખવા એ…ન લાગો હેં…

ડગરી નૉખન બે કેરીઓ પરી હેં ઑંબાની તો…
બે કેરીઓ પરવા એ…ન લાગી હેં…

એ કેરીઓ કેં ઝોય હેં વાઘઝીરો…ઓ,
ફરી ફરી કેરીઓ ઝોવા એ.. લાગો હેં…



આ તો બેયઝ પરી હેં કેં ખરા લસામા નૉંખું હું લાકરીન તો…ઓ,
ખરો લોસો ઝોઈ લાકરી નૉંખવા…એ… લાગો… હેં…

લાકરી ઊસી રોકેંણી હેં ન પેલી પરી એ સૉંટી ગેઈ હેં
લાકરી ઊસી રઈ ન કેરીઓ સૉંટી…ન ગેઈઓ…હેં…
ઑંબેં તો…ઓ….

ફરી…ફરી વાઘઝી ઝોય હેં પેલી બે કેરીઓ પરી એ કેં ગેઈ
વાઘઝી કેરીઓ ઝોવા ન… એ… લાગો હેં….
બાપલીઆ ન તો…ઓ,

અવેં કેં કેરી કેં નેંસી નહીં દેખાતી… વાઘઝી તો…ઓ,
ઊસા નેંસુ વાઘઝી ઝોવા એ… ન લાગો હેં…

પરી એ… પરી એ સૉંટી ગેઈ ન લાકરી ઊંસી રઈ મનં હું કેંહેં
કાલે કાલે પૉગે આવણા…એ…ન લાગો હેં….
પણિયો તો… હો,

અવેં.. પાસપૂદે પૉગે કેં આવેં હેં વાઘઝીઓ….,
પાસો મઢીએ આવણા એ…ન લાગો હેં…

હાસાં હાસાં કેં પણિયો પૂસણાં પૂસ હેં… વાઘઝીન તો… ઓ,
વાઘઝીરા ઠાલો માલો કેંમ… આવો હેં…..

ઑંબે કેરી અતીક નતી વાઘઝીરાન તો…ઓ,
તું હાસુ… હાસુ એ…ન બોલ હેં…

આથા… જોરી કરી ન કેં બોલે હેં વાઘઝીરો….,
આથાજોરી કરી બોલવા એ…ન લાગો હેં…



ઉં તો... વાઘઝી કેં ઝાતા હાથે મેં તો નૉખી'તી લાકરીન તો...
બેસ કેરીઓ... પરવા એ...ન લાગી હેં....

મારો... ઝીવ કેં લોભીઓ થઈ ગો તે.... મોટા લસામા નાખું હું
લાકરીન તો... હો,
લાકરી નૉખી લાકરી ઊસી એ... ન આવી હેં.....

પારી... પારી ન થાકો કેં લાકરીય નહીં પરતીન કેં
કેરીઓ અતી એ ઊસી ઝાતી રઈયો હેં....

પાસી કેરીઓ કેં આઁબે સૉટી ગેઈ હેં... અવણ તો...હો,
આતરી ગરીબાંને દેયા એ...ન કરઝો......

ઝા'લા સોદા કેં તનં હરખો નહીં... ન થાતો હેં... વાઘઝી તો...ઓ,
તનં હરખો નહીં... ન થાતો.... હેં.....

લાકરી.... નેંસી પરેલી અહેં અનં કેરીઓએ નેંસી પરેલી અહેં એસ
લઈન આવઝે વાઘઝીરાન તો.... ઓ,
કેં હારી હીખમતી એ કરેં હેં...

એ તો કેં વાઘઝીરો... પાસો ઝટ ઝટ ઝાય હેં આઁબે તો...ઓ,
વાઘઝીરો ઝાવા એ...ન લાગો હેં....

હમી...નઝરે પારેં હેં વાઘઝીરો...,
કેં બે કેરીઓ લાકરી નેંસી પારવા એ.. ન લાગો હેં...

કેરીઓ.... લેયન પાસો કાખમા લાકરી કાલેં હેં વાઘઝીન તો...હો,
સોટે પગલે લાંબી ફાળે એ..ન આવેં હેં...

સોટે પગલે અનં લાંબી ફાળે મઢીએ આવેં હેં વાઘઝીરો....,



આવી પણિયા બૉપુણ ન ઝોઆર મઝરો કરવા એ...ન લાગો હેં...

ઝોઆર મઝરો કરીન... આલેં હેં પણિયાન તો...,
પણિયાન કેરીઓ આલવા એ...ન લાગો હેં...

આથમા હાઈ ન કેં... પાસી આલેં હેં વાઘઝીન તો.. હો,
પાસી આલવા એ....ન લાગો હેં....

ઊભી....અવણ કેં કાતરી કરઝે...થાર રૉણીઓ હેં એતરી તો ...ઓ,
કેરીની વાહરીઓ કરવી તું,ય એ...ન આલઝે....

ઝા'લા થાર કેં ઝેવી કેં નવ મઈના અનં નવ દ્દન થાહેં કેં
નવ આવી ઝાહેં...ઓ વાઘઝીરાન તો...ઓ....

(''મારી સેવના કરવા...'')

નવ મઈના નવ દ્દન એ...ન આવેં હેં...રે...
કેં ઉં પણિયો બૉપુણ હું તોય પૂલો પરો કેં સત વસન આલઝે

વાઘઝીરાન તો...ઓ, સત વસન એ..ન આલે હેં...
વાસા...સૂકે ન ઉપો હુકેઈ ઝયે વાઘઝીરાન તો...ઓ,

વાસા વાસા અસલ વાસા એ...ન આલું હું......
ઝા'લા મારાં સત વસન લેય પણિયાન તો....,
વાસા વાસા અસલ વાસા એ...ન આલું હું...રે...

રૉમ...લખમણને કારણ, ભઝ સતરુ ન કારણ અલસ વાસા ઓ...
પણિયાન તો....ઓ,
તારા હાથે વસન નહીં...સૂકુંએ...ન એ....



ઝા’લા થાર કેં સોં ન સવીસ રોંણીઓન કેં કુવર આવહેં
વાઘઝીરાન તો...ઓ,
પોંણ એકે દીકરો મારી તૂણીએ આલઝે...

મારી..તૂણીએ એક બેટો આલઝે વાઘઝીરાન તો..ઓ,
બાર વરહાંની નેમ એ..ન આલેં હેં...

પણાવી...ન પૂરોપૂર કરીન તનં પાસો આલો હો તેરહ વરહ તો...ઓ,
પોંણ મારી તૂણીએ...ન આલઝે હેં....

ઝા’લા ન કેં તનં આલું હું પણિયા બોંપુણ તો...ઓ,
મું સત વસન નહીં...ન સૂકું...હું...

મોંગીન કેં ઝાતી રોહ કેં પેંલી કેરીઓની વાહરીઓ કરેં હેં વાઘઝી...,
કેરીઓ સીરવા એ...ન લાગો હેં....

સોં...ન સવીસ રોંણીઓન કેં આખી ન આખી ખાઈ ઝાઝો માર
સોંન સવીસ રોંણીઓ ન તો... ઓ,
રોંણીઓન વેંસી આલવા એ...ન લાગો હેં....

વાહરીઓ ખાઈન કેં અવણ ગેઈઓ હેં સમદ્દરીએ તો... ઓ,
કેં ધોયણાં ધોવા, એ...ન ઝાવેં હે.....

અવે... કેં તીરી રઈકેં બાઓ કોંસુઆ કાટેં હેં રોંણીઓન તો...ઓ,
હાર-સીર ઉતારવા એ.. ન લાગાં હેં....

આડા... ઓરવટ કરીન કે સમદ્દરમા પરીઓ હેં રોંણીઓ નનો...ઓ,
કેં રોંણીઓ ઝીલવા એ..ન લાગાં હેં...

ઝીલી..નાઈ કેં પૂરા કપર પેરીન પાસી આવેં હેં રોંણીઓન તો...ઓ,



કોરા કપર પેરવા એ...ન લાગાં હેં....

ખઝૂરીયાળા દીવલા કરીન કેં ઝોઆરે હેં રૉણીઓન તો...ઓ,
ઊગતા સુરુઝ ઑંદવા એ....ન લાગાં હેં....

ઊગતા...સુરુઝ કેં ઑંદ હેં રૉણીઓન તો...ઓ,
ઊગતા સુરુઝ ઑંદવા એ...ન લાગાં હેં.....

દ્દન રાતેં અવેં કેં પૉતરા પરેં હેં રૉણીઓન તો....,
પેટ...ઑતાર રવા એ... ન લાગો હેં...

માઝમ રાતનો વાતો કરેં હેં વાઘઝી ન તો...ઓ,
રૉણીઓન વાતો સોળવા એ...ન લાગો હેં...

અવેંણ સવાલ એતરો હેં'લી...રૉણીઓન તો... હો,
તમે પાસાં ગળીઓરમા ઝાતાં એન રેંઝો રે....

ગળીઓર કોટમા પાસાં ઝાઝો રૉણીઓન તો...ઓ,
એતરું પણિયો ઝોસી કઈન આવો હેં.....
ઓડીએ ઉસારા કરવા એ..ન લાગાં હેં...

ઓડીએ...ઉસારા કાલેં હેં રૉણીઓન તો...ઓ,
વેંણી વેંણી ટોપલા ભરવા એ..ન લાગાં હેં...

હે.... રા.... હે......

અવેં વાત સોળે હેં વાઘઝીરો...હો,
પણિયો બૉપુણ...આવેં હેં...રે.....

ગળીઓરમા ઝાતો રેંઝે એંમ કેંતો બાપુઓ... હો,
અવેં ગળીઓરમા એ....ન ઝાવેં હે.....



હઉ..હવાંન અવેં ટાળો કરેં હેં... ઓ હો,
હઉ હઉઓનો...એ ટાળો હેં...

સોં ન... સવીસ રોંણીઓ હેં એણ તો...હો,
રોંણીઓન ઝૂપાં... એ...રે...કાલેં હેં....

સોંય... સવીસ રોંણીઓ હેં રોંણીઓન તો...હો,
નવ મઈના...એ ઓયા હેં...રે...

હીળાં, હીળાં, પેટ, દુઃખેં રે રોંણીઓ હો,
હીળાં પેટ.... રે દુઃખેં હેં....

ડોહી...ડોકરન એલો મારઝો બાઈઓ હો,
ડોહી... ડોકરન..એ એલો હેં....

કેંતે ...લાગી વાળ ન ઓ... સોરીઓ હો,
એકની કઈ પનર હેં....

અરવળ અરવળ ઝાય હેં સોરીઓ... હો,
વોંણીઆં... બોંપણાંનાં સોકરાં હેં...

વોંણીઆં...બોંપણાંનાં સોકરાં હેં હેરીએ રમે ઓ...હો,
સોકરાંન પૂસણાં એ પૂસે હેં....

રમણાનું,...રમ્મતીયું, આલું રે... સોકરો...હો,
તમાંન રમણાનું, એ રમ્મતીયું, હેં... રે...

કેયાં...ડોકરનાં કેંર વાઝેં હેં... ડોકરન...હો,
કેયાં કેંર એ વાઝ હેં.....

ડોકેરનાં... કેંર વાઝ રે સોરીઓ... હો,



ઑંગણે...અલમી એ... કાસો હેં...

ઑગણે...અલમી એ... કાસો હેં સોરીઓ...હો,
વારે નાગોર... એ વેલ રે....

હે.... રા..... હે......

ઑગણે.... અલમી કાસો હેં સોરીઓ... હો,
ઘૂઘરીઆળી ઝાંપલી રે વાઝ હેં....

વારે વળુઝણી વેલ હેં... વારે...સોરીઓ...હો,
એણ હીલાંણીએ ઝાઝો હેં....

ઉગમણી... ડોહીની પોળ હેં સોરીઓ...હો,
આથમણાં બારણાં એ... વાઝે હેં....

અરવેંર અરવેંર ઝાય હેં સોરીઓ...હો,
નાગોર વેલ... એ ઑગણે હેં રે...

ઑગણે.. અલમી કાસ ઝોય હેં સોરીઓ...
ઘૂઘરીઆળી ઝોંપલી એ વાઝેં હેં....

આઝ કેં ડોહી ડોકરનાં કેંર હેં રે બાઈઓ...હો,
એતો ઝાવ્વા એ લાગાં હેં....

બાઈ... ડોહી ડોકર ઓ... હૂતી હેં કે ઓ... હો,
ઝાગતી કેવ્વી... રે આવેં હેં....

આતી...હૂતી ઝાગું'લી સોરીઓ...બાઈઓ...હો,
હુંય કૉમે રે ઓયાં હેં.....



(બધા, ‘‘સબ્બા હો....’’)

થાય રે બાઈઓ...હો,
ઝટ કરતાં એ મોરાં રે....
(‘‘ઢીલ કરતાં મોરું થાય...’’)

હીળાં...હીળાં પેટ દુઃખેં હેં રૉણીઓનાં ઓ....હો,
અરિઑમનો વાઘઝીરો...રે વાઝેં હેં...રે....

પૉગે પેંઝારાં કાલે હેં પૉગે...હો,
આથમા લાકરી એ લેય હેં....

ખટુકરે...ખટુકરે આવેં હેં... ડોહી ઓ...હો,
કેવ્વી આવણા એ લાગાં હેં....

ગળીઓરકોટમા આવે હેં ડોહી ઓ....હો,
આવણા કેવ્વી...સ રે લાગેં હેં...

સૉય...સવીસ રૉણીઓ હેં....રે રૉણીઓન પેટ...એ
દુઃખેં હેં....

દીવલે ઝાસાં તેલ હેં સોરીઓ...હો,
મનં ઑણી...રે આલાં રે...

પેટુલાં... સારવા લાગી હેં બાઈ ઓ...હો,
ડોહી ડોકર... એ સાર હેં....

સીતરીઆં કમાર ખોલાઈ ઝય હેં રે ડોહી ડોકર ઓ... હો,
સીતરીઆં કમાર એ ખોલ હેં...



એતણ રાતમા સૉ ન...સવીસ સોરીઓ હેં રૉણીઓ...હો,
સૂટકો થાવ્વા.... એ લાગો હેં...

સૉય...સવીસ સોરીઓ હેં રૉણીઓ... હો,
સોકરા આવણા..... રે લાગા હેં....

સોનાની...સરીએ નાળું મૉર હેં ડોહી ઓ હો,
સોનાની સરીએ.... નાળાં હેં...

ઝીલારી... નવરાવી ન આવેં હેં ડોહીઓ....હો,
હઉ હઉનાં ઓ... ખોળામા એ....

હઉ હઉનાં ખોળામા આલેં હેં.... ડોહી...ઓ...હો,
કુવોરિયા પરા એ આલે હેં.....

સેવા...સાકરી કરઝો ઓ...રૉણીઓ...હો,
તમારા દીકરા... એ આલું રે....

ઝોસીરાન...કેંર ઝાય હેં વાગઝીરો....હો,
આવઝે તુંય...રે આવો હેં...

હે..... રા..... હે.....

વેંકુટ...પરીમા ખબેંર થાય હેં... ખાંમદાંન ઓ...હો,
વેંકુટપરીમા એ... ઓયાં હેં....

હોનાનાં... સગાં થરથર ધુઝ હેં આઝ ઓ....હો,
કેંમ ધુઝવા એ લાગાં હેં....

(''એક જણ બોલે છે, ''ઓવે કોઈ સૂબો ઝાગો હેં.'')



સોટે... પગલે આવેં હેં લાંબી તો...હો,
ફાળો સ..રે લેંવે હેં....,

હાથમા...લાકરી હેં રે... ટેકીયે ઓ...હો,
ટેકીયે આવણા રે લાગો હેં...

બૉપુણી...આના વેહે આવેં હેં ટૂટી તો...હો,
ફાટી પોતી લેંવે હેં...,

ગળીઓરકોટમા ઝઉં રે પેસ... તો હો,
અગહેબો પેસણ રે ઝાવેં હેં...

બૉપુણિયો...આવે હેં એણા તો...હો,
પૂસણાં... કેવ્વાં રે પૂસે...રે....

કેંમ હો આવેં ન કેંમ...ઝય'લા બૉપુણિયા ઓ...હો,
કેંમનો હો આવેં રે.... ઝાવેં રે....

કા...સીમા... પણવા ગોતો'લા વાઘઝીરા...હો,
કાસીમા પણવા ગિયો રે....

કે'દ્દિ... ગો ન કેદ્દિ' આવેં હેં બૉપુણિયા ઓ...હો,
કે'દ્દિ તુંય સ રે આવેં હેં રે....

બાળો... અતો હો'લા... વાઘઝીરા ઓ...હો,
બાળો અતો... ન ગેઈયો રે...

મુટો થો હું ન આવું'લા... વાઘઝીરાઓ...હો,
મુટો થો ન આવું, હું....



પણિયો... હેં કે'લા અણપણિયો હેં બૉપુણિયા ઓ...હો,
એકેં માર સ એ કૉમેં હેં...

આતો.. પણેલો હું'લા વાઘઝીરા ઓ...હો,
આતો ઠોઠ... રે વાઝું હું રે.....

સૉન સવીસ મારી રૉણીઓ હેં'લા બૉપુણિયા ઓ....હો,
એણીઓ ન પેટ એ દીકરા હેં... રે...

એણીઓ ન પેટ દીકરા આવા હેં રે બૉપુણિયા ઓ...હો,
એનાં નૉમાં એ... પારવાં હેં...

આલું હું બૉપુણિયા...હો,
તનં ટકો...રે આલું રે....,

એંણી...વેળ તો પોતી ફરલેં હેં બૉપુણિયો ઓ...હો,
ફરલી ફરલી...એ ઝોવેં હેં...

પેંલું નૉમ આવેં હેં મેહો ઓ...હો,
પેસણ ભોઝો...સ આય્યો હેં.....

પેસ...ણ નૉમ આવું હેં એંમઝી તો...હો,
ખેંમઝી આવેં હેં.....

પેસ...ણ નૉમ આવું હા ઓ તો...હો,
હખલો...નૉમ રે....

ભારી બેટાંનાં નૉમ આવાં હેં સૉ ન તો...હો,
સવીસ તારા એ આયા...હેં...



અવેં નૉમાં તો પારેં હેં વાઘઝી...હો,
બૉપુણિયો નૉમ એ પાર હેં.....

ટકો આલવા લાગો હેં... ટકો તો ...હો,
ટકો આલવા એ લાગો....,

અવેં ...બૉપુણિઓ તે હેં બોલ હેં ઓ...હો,
ખાઝો...પીઝો...એ રાઝ હેં...

ગળીઓ....ર કોટમા રેંઝો તમે ઓ...હો,
અરિઑમના વાઘઝીન રાઝ હેં...રે...

હે... રા.... હે.....

ખા...ઝો પીઝો ગળીઓરનું રાઝ કરઝો વાઘઝીરા ઓ....હો,
થાર સૉન સવીસ દીકરા હેં.....

અવેં...હીખો દેય હેં

(''અંબે'')

બૉપુણિઓ ઓ...હો,
ઝાવા કેવ્વો...લાગો હેં...રે....

હીરેન એંડોળો કાલેં હેં રૉણીઓ....હો,
હઉ હઉઓના.... એ બેટા હેં....

ગોડીએ... ગૂપરે ઝાવા લાગા હેં... વાઘઝીરો...હો,
વાઘઝીના કીકલા...રે... ઓયા હેં....

ગોડીઓ...ગૂપરો કરે હેં થૈઈ થૈઈ તો...હો,



કરવા... એ લાગા હેં...

હેરીએ...બઝારે... ઝાય હેં વાઘઝીરા ઓ...હો,
થારા કીકલા...રે મોટા ઓયા હેં...

## ડીગ્યાનો ડૉમોર

હે... રા... હે...

હવેં વીસાર મૉડે હેં ડીગ્યાનો ડૉમોર હો,
અવેં વીસાર... મૉડે હેં.....

હુંય.... કરી ઝીવીયેં ઓ... ડીગ્યાનો ડૉમોર ઓ...હો,
વારે વેલો... રે નહીં હેં.....

મું તો... મેર સેંમેર ઝઉં હું અવેં તો...હો,
નહીં વારે... એ વેલો હેં...

વાટે... રેલો નહીં ઓ... ડીગ્યાનો ડૉમોર ઓ....હો,
કૉંયકેં વીસાર મૉડે હેં....

(''ઓવે કાળ દુકાળ પરો હેં...'')

આથમા કૂઆરી લેય હેં ડીગ્યાનો ડૉમોર હો,
મેર સેંમેર ઝાવા કેવ્વો લાગો હેં...

ઝોતો...ઝોતો ઝાય હેં ડીગ્યાનો ડૉમોર હો,
ગોખરા ઠોકતો... રે ઝાવેં હેં રે...

દનરો ડાવેં ડુંગરે ઝાયેં હેં હૂરલા તો....હો,
હોવન માળીયે એ... રે ઝાય હેં.....



રાતો... પરવા લાગી હેં અવ તો હો,
કેવી વીસાર.... રે મૉંડે હેં...

મેર.... સેંમેર વાહો રઉ હું રે... ઉં તો ઓ...હો,
અવે મેર સેંમેર રે....

રાતેં... વીખો પરો હેં... ડીગ્યાના ડૉમોર ઓ...હો,
તારાં તારાંમા રે તારા હેં....

વાળી... હૉરો તો હૂતો હેં અવેં તો હો,
ગળતી માઝમ.... રે રાત હેં....

તારાં તારાંમા તારા ટૂટેં હેં... ભૂત તો .... હો,
ભૂઝારે... એ.. રમણા લાગા હેં...

(''સબ્બા હો...'')

હૂતે હપનું આવું હેં હૂતે ઓ... હો,
ડીગ્યાના ડૉમોર એ.. આયું, હેં...

હપનું... વાત સોળે હેં.... હૉપળે ઓ... હો,
ડોહા ઠોકી.. એ આવ હેં.....

ડોહા ઠોકી ખાતે થારો દ્દન નેં વળ ઓ....
ડીગ્યાના ડૉમોર ઓ....હો તનં....

મને ઝાળવી હકેં, ઓ .... હો,
ડીગ્યાના ડૉમોર તનં હુંય ટુઠી રે....,

આઝે ફાગણ ન ઓ... દ્દન આવું, ડીગ્યાના ડૉમોર ઓ હો,
મારો ગૂઆરો.... વાળે રે....



હુરુઝ... નો હૉઢ અગળ રેંહ ડીગ્યાના ડૉમોર ઓ ....હો,
પૂઠણ સાલોર એ આવેં હે....

ઝેરકીનાં ઝોટ આવ હેં ઓ ડીગ્યાના ડૉમોર ઓ ... હો,
એણા પૂઠણ એ આવેં હેં....

મારો.. ગૂઆરો વાળઝે મારો ઓ.... હો,
હાય ન માંય એ કેરઝે ... એ....

ગૂઆરામા .. વળું એતરી વળવા દેઝે ડીગ્યાના ડૉમોર આ હો,
નાય માંયસ એ કેંઝે એ...

હે... રા.... હે.

અવેં.... ડીગ્યાનો ડૉમોર ઝાય હેં એનો તો..હો,
મેર સેંમેર હો.. ઝાય હેં...

મોટે મોટે પગલે ઝાય હેં ડીગ્યાનો ડૉમોર ઓ..હો,
અવેં કેવ્વો... રે ઝાય હેં...

અળવળીઓ... થકો ઉતર હેં નેંસ્સો... હો,
અળવળીઓ થકો એ ઉતરેં હેં રે...

મોટે... મોટે પગલે આવેં હેં ડીગીય ઓ.. હો,
ડીગીય આવણા... એ લાગો હેં...

સૈયાં.... બૈરાંન વાત સોળ હેં... હૉપળો એ.. હો,
એકેં વાત... એ સોળું એ....

મેર સેંમેર હો રાત પરી ’તી સોકરો ઓ...હો,
મેર સેંમેર.. રાત એ...



કૌંયકેં..હપનું, મન તો આવું હો સોકરો.. હો,
બેંતી બૈઈર આવી હેં રે..

ગૂઆરા... વાળઝે એમ કેંતું, તું હપનું ઓ.. હો,
થાઓરન દ્દન.. એ આવેં હેં...

થાઓરન દ્દંન કેં ઉં આવું એમ કેંતું હપનું ઓ...હો,
સાલોર.. મનં એ આવી હેં...

સાલોર.. હપનેં આવી રે.. સૈયો ... હો,
કેંરનાં બૈરાં કેં રે..

વાટના.. સૈયા કાકાં .. પાબાંનં હા દે ને આવે ઓ સોકરાંઓ.. હો,
આપણે ગૂઆરો સ એ વાળીએ...

અવેં... ઝણ ફીરે ઝણ ફીર ઓ... હો,
ગૂઆરો વાળવાનોસ એ ઝણ એ...

બત્તા.. પાઈ મદ્દ કરઝો.. મોટો ઓ..હો,
મોટો ગૂઆરો વાળઝો રે..

ગૂઆરો..વાળવા લાગા હેં બત્તા ઓ....હો,
બૉતમીઆ ગૂઆરો.. એ વાળ હેં...

થાઓરન દ્દન કેં સાલોર આવેં હેં... બૉતમીઓ...
એવું હપનું એ આવું હેં રે...

દ્દનરા... ઝાવા લાગા હેં... બૉતમીઓ...હો,
એક...બેય ઓ રે દ્દનરા હેં...



થાઓર.. આવણા લાગો હેં બૉતમીઓ..હો,
થાઓર આવણા એ... લાગો હેં...

ઑ... નવ માસ રેં હેં સાલોર તો.. હો,
પેયાળ ખડમા... રેતાં રે...

પેયાળ ખડમા રેંતાં રે

(''એક માણસ બોલે છે, ''ઓવે ખાખરિયા ખેંડાંમા'')

સાલોર તો... હો,
હેંગરાંને.. ટોયે દીવલા રે...,

હેંગરાંના ટોયે દીવલા ઝળતા બાઈઓ... હો,
સાલોર દીવલા... એ ઝળેં હેં...

પેયાળ... ખડમા રોકતો હો... નાપુરો.. હો,
નાપુરો પેયાળ.. ખડ રે...

અવેં.. આવણા લાગી હેં સાલોર તો.. હો,
ગળવેંર ગળવેંર... સ આવેં હેં...

મકોરા ઝાય (એંમ) આવેં હેં સાલોર તો..... હો,
મકોરા ઝાય (એંમ) રે... આવેં હેં....

હુરુઝનો હૉઢ અગળ થો હેં.. અગળ ઓ... હો,
હેંદ્દી આગ.. હેં..

હેંદ્દી આગ ઊડ રે સાલોર ઓ...હો,
ખરીયે ખેઉરો.. ઊડ રે..



અવેં...ણ આવણા લાગો હેં હુરુઝનો હૉટ ઓ...હો,
વૉહળ ..સાલોર સ રે આવેં હેં...

મેંડી મોગરના ટોળા હેં રે.. અગળ ઓ..હો,
કવલી... કાઝોરના ટોળા હેં રે....

મૅરકીનું...ઝોટ આવેં હેં હેંકોટા કર ઓ...હો,
પૂઠણ આવણા રે લાગાં હેં...

અવ.. મૉનવી ઝોઈન સરાં હેં ડીગીયાના ડૉમોર ઓ..હો,
તમકેં તેખુરી... રે ઊડે હેં...

થોરી.. થોરી.. વીજો ખવેં હેં હૅંગરે તો..હો,
ખરીએ હેંદ્દી આગ એ ઊડે હેં... રે.....

ડુંગરે પારેવરી ઝમેં હેં રે,
ખરીએ.. ઓ ખરીએ ખેઉરા એ ઊડ હેં

ગૂઆ.... ગૂઆરામા ઑંણી હેં હુરુઝનો હૉટ ઓ...હો,
ગૂઆરામા વળવા.... એ લાગાં હેં રે...

ઊભો... રઈ બોલ હેં.... ડીગયાનો ડૉમોર ઓ... હો,
હા પાઈ, હા, બાઈ સ કેરેં હેં...

ઑણી ..વેળ.... ધમકો મૉડો હેં સાલોર તો હો,
અરતી પાસી સ રે ઝાવેં હેં રે.....

અરતી પાસી પાસી પાગી હેં સાલોર તો.. હો,
વળી એતરી એસ રયાં હેં....



વળી... એતરી તો રઈ હેં રે બીઝી... તો ... હો,
ધમકેં પાસી ઝાવેં હેં...

(બધા, ''શબ્બા હો....'')

હે.... રા......હે.....

ફેરવી.... ફેરવી સારઝે જેસાંના નાપુરા ઓ... હો....
ડરે... ડુંગરે.. રે સારે.. હે...

ડરે... ડુંગરે સારઝે

(એક પુરુષ વ્યક્તિ બોલે છે, ''ઓવ્વે નાપુરાનાં મૉન હેં.'')

નાપુરાઓ...હો,
ડીગ્યાનો ડૉમોર ... રે બોલે હેં....

અવ..હુરઝ નો હૉઢ હેં રે એ તો.. હો,
પરો ગરીઓ ઓઈયો રે...

ગૂઆરાંન.. માથે હૂતા હેં હુરુઝનો હૉટ તો ... હો,
ડૉમોર કેવ્વો...રે બોલે હેં....

ડીગ્યાનો... ડૉમોર કેવો બોલ હેં મારતો.. હો,
વાલરું વાટવું હેં રે...

ઝણ ફરવા રે લાગો હેં રે બૉતમીઓ.. હો,
રાતે હૉઢ એ મારીએ રે....

ખાઈ હકહું... એતરું ખાહું... ઓ બૉતમીઓ....હો,
બીઝા ભાગલા... એ પારીએ...



સાલો...ર પરબતે.. ફરે હેં અરીએ નરેએ ઓ.. હો,
મેર સેંમેર.. એ ઝાય હેં....

સરતી.. સરતી હૌંજે વીખો પરો હેં... હૌંજ તો.. હો,
સાલોર આવણા એ લાગી હેં...

સાલોર આવી વાત સોળ હૉપળે ઓ... હો,
મારી હૉટ... એ વાતો હેં રે..

મારી .... વાતે તું હૉપળે એ હૉઢ ઓ ...હો,
તારો દ્ઢનં ... સ રે આયો રે...

હૌંજે હૉટ મારીએ એવું ગોઠવું હેં રે સુરુઝનો તો...હો,
હૉટ હૌંજે...રે મારવો હેં....

રૂનો ઘાભલો થઈ પરી રો હેં રે

(''હૌંજે તો મારીએ ઍમ વાત સોળ.'')

તારા ઉપર.. સ... તાગ રે...

હૌંઢ ...મુટે બોલ હેં.. હૉપળે ઓ.. હો,
સાલોર મારી.. રે વાતો રે...

હુંય.. કળા કેં કરીઍ ઓ.. સાલોર ઓ હો,
મું તો સૂકી.. એ ગિયો હું...

મારું.. ફળ તનં આલું હું'લા તનં તો ઓ હો,
મારું ફળસ.. રે આલું હું રે...

ઊઠન બેઠો થાઝે હૉટ ઓ... હો,



નકર તન.. એ માર હેં...

ગૂઆરાન માથ ધઘમાટો મૉડઝે.. સાલોર ઓ..હો,
પેસણ ઉંચ ઊઠું હું રે..

માર બળ આલું'લા હૉટ તો.. હો,
ખરો ઊઠો રે ઓઝે રે...

ગોડીએ .. ગૂપરે.. થાવા લાગો હેં હૉટ તો.. હો,
થગ થગ દઈને ઓયો હેં....

સાલોર હાથેં રમણા લાગો હેં ગૂઆરાંન ઓ.. હો,
માથ.. સ રે રમેં હેં....

રમતે રમતે હુઝ પરું હેં રે હુરુઝના હૉટ ઓ.. હો,
સાલોર મુટ્ય .. એ બોલ હેં...

એકેં.. મરેહકો કરેં હેં સાલોર તો... હો,
એકેં ધઘમાટો .. સ એ કરેં હેં...

થર... થર તરતી તુઝે હેં સાલોર તો.. હો,
ખરીએ ખેઉરા.. સ એ ઊડ હેં...

એકેં.. મરેહકે બારી પરી હેં સાલોર તો.. હો,
મેર ને સેમેર હેં રે....

અવેંણ અવેં થાય હેં હુરુઝનો હૉટ ઓ.. હો,
સાલોર ડાસે.. એ આવેં હેં...

ડાસે.. ડાસે ખાય હેં સાલોર તો.. હો,
મેર સેમેર.... એ ઝાવેં હેં...



નૉના.. મોટાં રઈ ગાં રે સો... ડીગ્યાના ડૉમોર ઓ.. હો,
ખૂટ બૉતેલાં.. એ રઈયાં હેં...

નૉના મોટાં રઈ ગાં ડીગીયાના ડૉમોર ઓ.. હો,
ખૂટ બૉતેલાં.. એ વાસરું હેં...

## ગુજોર

હે.... રા.... હે...

અવેં.. ગળીઓરના હેં રે અરિઓમનો.. હો,
વાઘઝીરો ઓરો.. રે આવેં હેં...

વાગઝીરાના .. કીકલા હેં એકી તો.. હો,
રાતેના ઝલમા... એ વાઝ હેં...

એકી.. રાતેના ઝલમા હેં રે (''ઓવે એકી રાતના ઢુઢીઆ.'')
ઓ.. હો.. ઓળીના ઢુઢીઆ રે વાઝ હેં...

વડા.. વૉહલાની ખબેંર નહીં પરતી ઓ.. વાઘઝીરાઓ.. હો,
એકી રાતના.. એ ઢુઢીઆ હેં રે..

વૉહલો.. પોઝો હેં મેયો વડો તો.. હો,
વાઘઝીના કીકલા.. એ વાઝ હેં...

વૉહલો.. હખલો વાઝ વાઘઝીરા ઓ... હો,
એંમઝી ખેંમઝી.. રે વાઝ હેં...

સૉ... ન સવીસ વાઝેં હેં... ગુજોર ઓ.. હો,
ઓળખણીઓ.. નહીં પડતી હેં...



નગરન સૅર ઝય હેં હેંનાં તો.... હો,
મેર સેંમેર સ ઝાવેં હેં ... રે...

હૉર... હૉકો કરેં હેં વાઘઝીના ઓ.. હો,
કીકલા લેઈન.. રે આવેં હેં...

અવેં.. ખૉર ખાંખાં લેઈન ઝય હેં તો.. હો,
ઉઝોર નગરી.. એ ઝાવેં હેં.....

વેસારો કરવા ઝય હેં. વાઘઝીના ઓ.. હો,
કીકલા.. એ ઝાવેં હેં.....

દ્દન... રાત્ય તો ઝય હેં દ્દન તો.. હો,
રાત્ય ઝાવા એ લાગાં હેં...

અવેં .. સાલોર તો હેં રે...એણો તો.. હો,
મેર સેંમેર.....સ રે ઝાવે હેં....

મેર....સેંમેર ઝાય હેં રે સાલોર તો....હો,
ઝાતેરી ઝપકી રે ઝાય હેં........

તણી.... તોળી મારો કોઈ નહીં ઓ.. સાલોર તો.. હો,
એવો વીસાર.. એ મૉડે હેં...

અવેં.. સાલોર તો હેં રે ડોહી તો....હો,
ડોકરનો વેસ.. એ લેવેં હેં...

માથ... તૉલરું તો લેંય હેં કુપારિયાન ઓ... હો,
કેંરનું તૉલરું ... સ એ લેવ હેં...

અવેં.. લાકરીન ખટુકે.. નેંહરી હેં ડોહી ઓ... હો,



મેર સેંમેર હી.. સ આવેં હેં...

સોટે.. પગલે આવેં હેં માઁખાંનો.. હો,
તમઝો..ર એ ઊડે હેં...

ગેંહ.. માટલીમા લેય રે.. સાહો.. એ....હો,
તૉલરું પરી.. એ લેય હેં...

વાઘઝીના.. ગુજ્જેર આવેં હેં મેયો તો.. હો,
પોઝો આવ્વાસ એ આવેં હેં ...

પોઝો.. પૂસણીઆં પૂસ હેં.. હૉપળે ઓ.. હો,
બેંનરી અમારી.. સ રે વાતો રે....

હેંનું તૉલરું માથે હેં રે.. બાઈ ઓ... હો,
લાકરીના ટેકીય.. સ આવ હેં... રે...

સાહનું.... તૉલરું માથ હેં રે.. હરદ્દારો.... હો,
હું તો લઈન.. સ રે આવું રે..

હૉપળે અમારી વાતો હેં બાઈ ઓ.. હો,
કેવ્વી થારી.. એ સાહ હેં...

થોરી.. અમાંન પીવા દેઝે બાઈ ઓ .. હો,
પેસણ લેઈન.. રે ઝાઝેં હેં....

માય તો .. મસોર પરી હેં'લા... હરદ્દારો.. હો,
નહીં પીવ્વા.. સ એ ઝેવ્વી હેં....

આસાં... અલવા લાગી હેં બાઈઓ.. હો,
ઝોવ્વા પોઝો... સ લાગો હેં....



ઝોઈન.. લેઈન ટીલું કર હેં રે... ભોઝો ઓ... હો,
આવઝે ઑણ એ એત એ...

નેંસી વારેલી મૂસ મૉડે હેં પોઝલો .. હો,
કેવો મૉડવા.. એ લાગો હેં...

એકેં....સપાટે તૉણી...તૉણી લેતી હેં... રે. પોઝલો...હો,
બાઈ ઉં તો નહીં એ ધાપો હે રે....

સવાસ.. સવાસ વાઘઝીના ઓ.....હો,
વાઘઝીના કીકલા... એ સવાસ...

કૉંય વેળ રઈ બોલે હેં હૉપળો ઓ...હો,
મારી સોવનીસ વાતો હેં...

તમાન ટુઠી'લા પોઝલા ઓ..હો,
ગુજ્જેર... તમાંન ટુઠી રે....

ભવોભવ ઝગોઝગ તમાંન ટુઠી'લા ગુજરો...હો,
હાસુ આપેં ટુઠી રે....

માર... સેવા સાકરી કરઝો...પોઝલા ઓ...હો,
વાગઝીના કીકલા... એ સેવા રે....

મારો...ગૂઆરો વાળઝો'લા ગુજરો....હો,
આવું રે રાતેં હે...

થાઓરન... દન ઉં આવું'લા... મારો ઓ...હો,
ગૂઆરો તમે... વાળઝો રે...

આતરી... મારી વાત હેં વાઘઝીનો...હો,



કીકલા તમાંન કઉં રે.....

ખૉર...ખાંખાં માં કરઝો.... ગુજરો...હો,
વેસાર સોરી દેઝો રે....

મારી...સેવા

(એક માણસ બોલે છે, ''અંબે....'')

સાકરી કરઝો...હો, પાઈઓ..હો,
સેવા સાકરી એ કરઝો રે.....

હે.... રા.... હે.....

અવેં...લેય ઝાય હેં સાલોર તો...હો,
મેર સેંમેર... રે ઝાય હેં......

મેર...સેંમેર ઝાય હેં વાઘઝીરા....હો,
કેવ્વી વાતો...એ સોળ હેં....

સૉન...સવીસ હૈય ઓ...બૉતમીઓ...હો,
બત્તાન... ગૂઆરા...સ એ વાળીએ....

હઉ..હવાંના ગૂઆરા વાળેં હેં... ગુજ્જોરતો...હો,
વાઘઝીના..એ કીકલા એ વાળ હેં....

થાઓરન...દ્દન તો હાગી આવે...ઓ હો,
આપું વાટો... એ ઝોઈએ... હેં....

દ્દનરા...ડાવે ડુંગરે ઝૉય હેં હૂરલા...તો...હો,
હોવન માળીએ...ઝાવેં હેં...



હુરઝ નો...હૉઢ અગળ હેં...રે... પૂઠણ તો...હો,
સાલોર હોનાનાં...એ રે હેંગ હેં...

રૂપાના... ખરીઆ હેં...રે સુરુઝ ન ઓ...
હૉટન રૂપાના... સ રે ખરીઆ રે...

રવાળિયાં તળુઝ હેં..રે મેંડી મોગરના તો ટોળા હેં રે,
ગળિયા પીતોળની... ફૂગરી હેં...

ઝોરકીનાં ઝોટ હેં... રે હોવની તો...હો,
હોવની હૉકોળ બૉતી હેં....

હોળઈયો... હોળઈયો હણગાર કરો હેં આવે ઓ...હો,
ખવેં આપમા રે વીજો હેં....

આ...પ... વીજો ખવેં રે... હેંગરે તો...હો,
સાલોર મગરે માળે...એ ઝાવેં હેં.....

મગરે...માળે ઝાઈ વાદ્ળી પરી હેં રે... સાલોર ઓ...હો,
ખરીએ ખેઉરા...એ ઊડે હેં....

ખરીએ હેંદ્દી... આગ ઊડે હેં ઝીણી તો....હો,
રેતો ઊડવા...સ રે લાગી હેં....

સૉ...ન સવીસ ગૂઆરા વાળા હેં... ગુજરે ઓ...હો,
વાઘઝીના કીકલા... સ રે વાઝ હેં....

(''સબ્બા હો...'')

ગળ..વેંર ગળવેંર ઉતર હેં ઓ સાલોર તો....હો,
સાટુ ખતિયાંણી... એ બોલે હેં...



સોવની... થાળીએ દીવલીઆ ઝળેં હેં ખઝૂરિયા સાટુ ઓ...હો,
આવી દીવલા એ સ લેય હેં...

હૉમેંરે આવે હેં... સાટુ ઓ...હો,
હૉમેરાં કરવા... એ આવેં હેં...

ટીલાં...ટપકાં કરેં હેં... માઝી ઓ...હો,
થાર વાસ્તે... સ રે આવાં હેં.....

દન...રાતની નહીં ખબેંર પરતી ઓ... ગુજરાંન... ઓ હો,
દન... રાતની...એ ખબેંર હેં....

અતારી... અઝવાળીની ખબર નહીં પરતી ઓ... માઝી ઓ...હો,
અતારી અઝવાળીની ખબેંર હેં...

ખાંય... પીય ન રાઝ કરેં ઓ... વાઘઝીરા ઓ...ઓ,
સાલોર પૂઠ...રે ફરે હેં....

**સપુનાથ**

હે.... રા... હે.....

વેંકુટ...પરીમા ખબેંર થાય ઓ... સોનાનાં...હો,
સગાસણ ધુઝવા... એ લાગાં હેં...

હોનાનાં... સગાસણ ધુઝે હેં પેયાળમા તો...હો,

(એક પુરુ બોલે છે, ''ઓવેં સોનાની સગાસણ ધુઝે પેયાળમા ખબર થાય....'')

વેંકુટ પરીમા... એ તુઝે હેં...



એ'લા કોંયક નકટો થો હેં કે કોંયક તો...હો,
કોઈ... માયાનું નૉમ.... હેં...

અવેં...સપુરો આવેં હેં...સપૂરો...હો,
ખાખેર ખેરાં..સ રે આવેં હેં...

સાલો...ર સાલોરમા સાલોર વાઝ હેં...ઝેંણી તો...હો....
ઝેણી કૂગરી વાગેં હેં.....

હેંડવા... ફીરવાનો મૉગ નહીં ઓ...હો,
ડાસે ડાસે...રે ખાવેં હેં....

અવેં...સપૂરો મૉડ હેં... વીસાર તો...હો,
કોંયક કળા...એ કરેં હેં...રે...

ખાખેંર...ખેડાંમા ઝાય રે લવારીઓ...હો,
રવારાં કરવા... એ લાગાં ...હેં...

ઑણી વેળ તો સૂંખવા પરો હેં સપુરો...હો,
લવારો થઈન... એ આવેં હેં...

બત્તી...સાલોરન તાવી ઝાય ઓ...સૉન તો...હો,
નવલાખ ટોળા...એ આવેં હેં...,

નવ... લાખ ટોળા વાઝેં હેં સપુરો...હો,
કેય બાઝુ...ઝાય હેં....

સૂંખતો....સૂંખતો આવે હેં....મઝોક...ઓ...હો,
રાતનો આવણા... એ લાગો હેં...

ગૂઆરાંન...માથ આવે હેં..સપુરો...હો,



લવારો થઈન... સ રે આવેં હેં...

સાટુ..ખતિયાંણી બોલ હેં સાટુરી ઓ...હો,
હૉપળો મારી...એ વાતો હેં....

(‘‘સબ્બા હો.....’’)

માર..બાર... ગરા પીતીઓ...સાલોર તો...હો,
બાર ગરા ઓ...પીતાં ઓ...

તેરમો...ગરો વાસરું તાવતું ઓ... હરદ્દારો...હો,
કોઈકેં સૂબો...સ રે ઝાગો હેં.....

દીકરા...એતરા દીકરીઓ ઑત ઓ... બેટાઓ...હો,
ઝમાઈ ઓરા...સ આવેં હેં....

માર...ગૉમના ઝમાઈ આવૉત ઓ... બેટાઓ...હો,
લાડમીઆ ગૂઆરા...સ રે કરૉત રે....

એકેં કૉમના નહીં ઓ.....ઓ.....હો,

(‘‘દીકરા કરતાં દીકરીઓ ઑત તો ખરું...’’)

ઓ...હો,
મારાં વાસરું સ રે મરે હેં....

પૉગાં...હો સમાટો સરો હેં રે... ભોઝલાઓ...હો,
ટોસી પરાકો ઓયો હેં...રે....

ટોસી પરાકો ઓયો હેં પોઝલો ઓ....
અવેં મરદાંના...એ ખેલ હેં....



સાટુ... ખતિયાંણી મેંણાં માર ઓ... સાટુરી ઓ...હો,
અવેં ભોઝલો...સ રે ઝાવેં હેં....

કરા...કૉબરિયાનો કોયરો વાળ હો ભોઝલો ઓ...હો,
સૉપલી કુઆરી...સ રે લેવેં હેં.....

પૂઠણ...પૂઠણ ઝાવેં હેં,...ભોઝલો ઓ...હો,
એતરામા ખાખેંર...એ ખેડાં રે આવેં હેં...

લવા...રો થઈ તો ભેટાં માર હેં સપુરો...હો,
ભેટાં મારવા.... સ રે લાગો રે....

નવ...લાખ ટોળાંન માથ સૂંખે હેં....સપુરો...હો,
સાટતો સાટતો.... રે આવેં હેં....

કૂદ્દી... કૂદ્દી ઉપર પરો હેં... ભોઝલો...હો,
કૂદ્દી ઉપર... એ પરો હેં...

લોઆરીઆન હાઘો હેં પોઝલા...હો,
એઠ ઉપર... સ રે ઓયા હેં....

મારી અતીન સૂંખતો'લા ભોઝલા...હો,
મારી અતીન... એ સૂંખતો....

સૉન...સવીસ એ પરણો ઓ... સોકરીઓ...હો,
થારો બાપો... સ રે વાઝે હેં...

એતરી... વાસના આલી હી હો...
સૉન સવીસ રે વાઝ હેં....

રૉણીઓન આવહેં હરદ્દાર ઓ... બૉપણિયા...હો.



તનં તૂણી... એ આલહું...

થારો...બાપ અતો રે... પોઝલાઓ હો,
તનં ઉંય... રે આલો હેં રે.....

એણ... પરકારે સાલોર સૂંખતો..હો ભોઝલા ઓ...હો,
લેઈન તૂણીએ..સ રે આવેં હેં....

મારાં પાયાં ન ઝાઈ કઉં....

(એક પુરુષ બોલે છે, ''તમકેં તેખુરા ઊડ.'')

મારા ઓ....હો,
એકના તેરીઆ.... પનર હેં....

ભોઝો-ગુજોર તો ઝાય હેં અવેં ઓ...હો,
બાર સૉરા...સ રે વાઝ હેં....

બતાં...પાયાંન કેંય હેં હૉપળાં'લા હરદ્દારો હો,
મારી...સ રે વાતો હેં.....

સાલો...ર સૂંખતો એ તો મેં હાતો હેં રે બૉતમીઓ...હો,
સૉરે બધા...સ રે આવાં રે....

પાસો...એમ કેં હેં રે... બૉતમીઓ...હો,
મારી અતી...(ન) (ઉં) સૂંખતો રે....

બી...ઝુ એંમ કેં હેં રે... બૉતમીઓ...હો,
પરણો તે'હી... સ આલો હેં...

બધી...રૉણીઓન બેટા આલા હેં ઓ... વાઘઝીરો હો....



એતણ રઈ...બોલો હેં...

એકેં... તૂણીએ આલો હો એમ કેંતો...હો,
એવું કેવા...સ લાગો હેં....

કુણ...તૂણીએ ઝાય હેં ઓ...બોંતમીઓ...હો,
કુણ તૂણીએ....સ રે ઝાવેં હેં....

તમાંન તો... ખબર નેં પરેં ઓ... બોંતમીઆ ઓ...હો,
ઉં ઝાઈ... સ રે આવું રે....

ઉંય....ઝાય આવો ઓ...બોંતમીઆ ઓ...હો,
ધૂણ તૂણીયેં.... સરે ઝાવ હેં...

(મુખ્ય ગાયક ''સબ્બા હો...'')
(''બધા મોટેથી સબ્બા હો...'')

એ.... રા.... હે.....

કઠીઓંના....કઠ મેળવો...માર... રાગિયોંનો....સ...એ રાગ...એ.....

એ... વાઘઝીનો...કીકલો ઝાય હેં અવેં તો...હો,
સેવા સાકરી... એ કરવા એ....

એ...ફીરી પાય લાગ હેં....ભોઝલો તો...હો,
હોળાં રેંઝો...એ ગળીઓર હેં....

મારાં....ગળીઓર હોળાં રેંઝો સવીસ તો...હો,
સોંરા મારા...સ રે હોળા રેંઝો...એ....

ઝીવતો....હું તો પાસો આવું હું... એ...પોઝલો તો....હો,



વાઘઝીના કીકલા...રે આવેં હેં...રે....

ભમરીએ... સૉરે આવણા લાગા હેં રે... ગુજ્જેર ઓ...હો,
ભમરીએ સૉરે...એ આવેં હેં...રે...

વેલિયા...સાકર કેં તું ભરઝે...હોના તો...હો,
રૂપાના ઓકા... રે ભરેં હેં... રે...

હોના...રૂપાના ઓકા ભરઝે... ખલોળી ઓ...હો,
ખલોળી તુંય...રે ભરેં હેં...રે....

ઝગમા... તો ખોટું આવું રે...બૉતમીઓ...,
ઝગમા કૉમ ખોટું એ... રે આય્યું હેં...

આતો કાળ...દુકાળ પરા હેં...બૉતમીઓ...,
કાળ દુકાળ એ... પરા...હેં.... રે...

બાર બાર કોઠી કાળ પરાન આપાંન ખબર નહીં રઈ એ
બૉતમીઓ...,
બાર...કોઠી... એ કાળ રે...

વારે...વેલો નહીંન આકોરીએ આક નહીં રે.. બૉતમીઓ...
વારે વેલો એ...રે નહીં રે....

ગાવતરીએ વાસરું સૉડાં હેં... બૉતમીઓ...,
ગાવતરી વાસરું એ.. સૉડાં હેં રે...

અસતરીએ... બાળ,
અસતરીએ.. બાળક એ..રે સૉડાં હેં...રે...



અવેં.. નીર નિવાંણ ગાં હેં.... બૉતમીઓ...,
અન કોઠીએ... રે ઠાલી હેં...રે....

સાલો...ર તીહૉની... ભૂખૉની મર હેં બૉતમીઓ...,
તીહૉની સાલાર એ...રે મર હેં...રે....

આતો... અવણ તો કેં કૂવો હૂઓ ગોડીય હેં બૉતમીઓ...,
આપાંન કૂવા ગોડવાએ...રે પરહેં...

લોઆરીઆ.... વીરાન કેંરવેત નૉખઝો બૉતમીઓ...,
લોઆરીઆ વીરાન ઘેંર એ...વેત....હેં...રે...

અવેં પાવળા ગતીઓ...વળાવણી હેં...લોઆરીઆ વીરાન તો...ઓ,
અમાર ગતી પાવળા એ... રે વાળવા હેં...રે...

હૂતો....હેં કેં ઝાગે હેં ઓ....લાલુ લોઆરીઆન તો...,
તું ઝાગતો બારણેં એ...આવેં હેં...રે....

કૉય...મોટાં ધણીઆંનાં કૉમ પરાં હેં'લા...મેયા ભોઝાનઝી...,
બોલાં કૉમાંનાં એ... નૉમ હેં...રે...

અવ કેં પૂસા વગ તો કાસાં લોહ ગેળવે લાલુ લોઆરીન તો...ઓ,
તુંય તમેંણાં એ...રે તપેં હેં...રે....

પેંલાં ઝોર દેઈન કાસાં લોહ ગેળવઝે લાલુ લોઆરીઆ...,
અમાર ગતી પાવળા...એ...વાળવા હેં...રે....

હે... રા... હે....

પાવળા... વળાવેં હેં... ગુર્જ્જેરન તો...,
ગતી પાવળા...એ...વાળ હેં...



ગતી...પાવળા વાળ હેં...લોઆરીઓ વીરો...,
ગતી પાવળા એ...વાળ હેં...

એ'લા ગતી પાવળા ઓ મેયા ભોઝાઝી...,
તમારા ગતી પાવળા લઈ...ઝાવાં હેં...રે....

ગતી...પાવળા કેં લેઈ પાસા આવેં હેં... ગળીયોરમા નતો...,
ગતી પાવળા લેઈન આવેં હેં...

અવેંણ...હીરવઈ ઝોઈ ઝોઈ કૂવા ગોડે હેં ન ડૂંબો ફૂટેં હેં...
ગુજોરન તો...,
ડૂંબો ઝીકવા એ...લાગા હેં...રે...

એક દ્દન બે દ્દન કૉમ કરેં કાળી ડૂંબ આવેં હેં...કૂવાન તો...,
કાળી ડૂંબ એ...આવેં...હેં...

બારા...નેંહરી ન કેં વીસાર મૉડે હેં મેયો ભોઝોનઝી....,
અવેંણ કેખા કૂવો...એ...ગોડીએ હેં...રે...

હારાં...કૂવાંમા કેં માથું કાઢ હેં કાળી ડૂંબ તો...,
કાળી પથર આવણા એ... લાગાં હેં....

(એક જણ, ''અંબે.'')

થાકી....પાગીન કેં સૉરે ઝય હેં ગુજોર ન તો...,
ભમરીએ સૉરે ઝાવા...એ...લાગા હેં...રે....

હે... રા.... હે...

અવેં વેંકુઠપરમા ખબર થઈ હેં.... ખાંમદન તો...,
ખાંમદ્દન ખબેંર... એ... ઓયાં હેં...



અવેં...ણ ગુજોર કેં થાકા હેં... ગુજોરન તો,
અવેં ગુજોર...એ...થાકા હેં...

કેં સોનાની...પગરખીઓ પૉગે ઘાલે હેં... ખાંમદ્દન તો...,
આવેં ધવળા...એ...ઝુગ હેં...

ટૂટી.. પેંઝારાંન ટૂટી પોતી લેય હેં ખાંમદ્દન તો...
આવેં ધવળા...એ...ઝુગ હેં...રે...

હિયો...ર હોઢાન દેંસ કેં હુગાળ સમીઓ હેં તે પેંલો એં ઝાય હેં...
ખાંમદ્દન તો...,
સારનો પૂળો વાળવા...એ... લાગો હેં...

ગળીઓરના... રસ્તે અવે કેં આવેં હેં ભણિયોન તો...,
આવેં ગળીઓરન... એ...વાટ હેં...રે...

વીસાર મૉડ હેં લૉંબી નઝરે ભાળેં હેં... ગુજોરન તો..,
લૉંબી નઝરે ભાળવા..એ... લાગા હેં...રે....

કોઈકેં...ણ ભણિયો હેં કેં સૉપરીઓ હેં પણ કોઈક તો આવેં હેં...
અવેંણન તો...,
માથે લીલું કૉય.. એ..રે.. વાઝ હેં...રે...

ઑં તો ખાવા...ઝોવા કેં ઑં તો લીલું લેઈન આવે હેં ભણિયોસ
અહેં માથે...આ તો...,
સારનો પૂળો માથે...એ...લાવેં હેં...

આવો... એવો એવોન કેં ભમરીએ સૉરે આવેં હેં ભણિયોન...તો....,
આવેં ગળીયોર...એ...કોટ હેં...



મેયા...ભોઝાન કેં 'ઝેં રૉમઝી' કરેં હેં...મેયા ભોઝાનઝી...
સલૉમી કરવા...લાગો હેં......

ડોડીઓ...બરુ ન બધો ઝેંઝવો કુહણીઓ હેં... સારનો પૂળોનતો...,
કેં આ તું ભણિયા સારનો પૂળો કેંહો લેઈન...એ...આવો હેં...

સૉન...સવીસ કૂવા ઊંડા ગોડા હેં કેં પૉણ કાળી ડૂંબો કૂવામા
આવી હેં પણિયાન તો...,
અમાંન કૂવો ઝોઈ... એ...આલાં હેં...રે...

પૉણી...પીવાના પૂરા પરેં હેં... ભણિયાન તો...,
ને સાલોર મરવા...એ...પરી હેં...રે...

કૂવા...ઝોઈ ઝોઈ હું કરાંહ'લા....ગુજરાંન તો....,
કૂવા ગોડી રૉ ન સાલોર મરવા... એ...પરી હેં...રે....

હિયો..ર હોઢાન દેસ કેં હિયોર હોઢાન દેસ હુગાળ સમીઓ હેં...
ગુજરાંન તો...,
હિયોર હોઢાન દેસ હુગાળ...એ... સમીઓ હેં...રે....

અરિયા...કેં ઝોડ ભરેલા હેં...ગુજરાંનતો...,
અરિયે નળે ડોડીઓ બરુ...એ વાઝ...હેં..રે...

(એક પુરુષ બોલે છે, ''ઓવે ખલ્લાટા કરેં હેં...'')

દીપલી નાડીઓ કેં ભરી થકી હેં ગુજરાંનતો...,
ડોડીઓ બરુ ખલ્લાટા...એ...કરે હેં....

હરિયા...ઝોડન ખાખર ખેડાં બધાં હૂનાં પરાં હેં... ગુજરાંન તો,
સાલોર સરેં એવો હેંમાળો...એ..પરો...હેં...



ઝટ...ઘરીએક વાર લાગી હેં... મેયા ભોઝાન તો...,
કેંતે વારો....એ લાગી... હેં..રે...

કોટમાહી બારી કાટીન તાઝણા રોળવેં હેં... કોરલાંનતો....,
કેં ઝય દ્યિોર હોઢાન...એ... દ્વેસ હેં....

સરગાંની...કૂરઝલીઓ ભમેં એમ ભમેં હેં ઝાય હેં...કોરલાંનતો...
કેં હિયોર હોટાન દ્વેસ લગતા...એ...ઝાય...હેં....

અગેહળા...અગેહળા ઝય ન કેં હિયોર હોઢાની હેંમો આવેં હેં....
અવેંણન તો...,
હિયોર... હોટાની હેંમો આવણા...એ...લાગી હેં...

કેં...લીલાં લીલાં ઝરણાં દેખાય હેં... અવેણન તો...,
આવો દ્યિોર હોટાનો...એ...દ્વેસ હેં...રે...

અગહેળા...અગહેળા ઝયન તો અરિયો ખૉર નઝરે આવો હેં
ગુજરાંન તો...
અરિયો...ખૉર નઝરે...એ આયો...હેં...રે....

અગહેળા..ઝય તો દીપલી નાળીઓ પરેલી હેં....દીપલીતો...,
દીપલી નાળીઓ ભરી... એ..વાઝ હેં...રે....

અગહેળા...અગહેળા...ઝય સારવાળીઓ સાર વાઢેં હેં....
અવણન તો....,

(એક પુરુષ બોલે છે, ''એ...ખમા...'')

સારવાળીઓ સાર... એ વાઢ હેં...

અગહેળા....અગહેળા ઝય ન તો કેં ડોડિયો બરુ કેં અરિયે નળીયે



ખલ્લાટા મારે હેં.... માથ માથન તો....,
ડોડિયો બરુ ખલ્લાટા...એ મારે હેં...રે...

(એક પુરુષ બોલે છે, ''થારી આઈનું સોકાવું રે'', બધા, ''સબ્બા હો...'')

ઝેંઝણિયાં ઝોડાંમા કેં કોરીઓ ફેરવેં હેં... મેયો ભોઝોઝી...,
ફરી...ફરી...ઝોવા...એ...લાગા હેં...રે.....

ખાખ...ર ખેડાંમા કેં અરિયા ઝોડાંમા કેં ફેરવે હેં.... કોરલાંન તો...,
ફીરી....ફીરી એંમાળો ઝોવા... એ... લાગા હેં...

ઑણી હેંમના કેં કિયા ન કુણ ધણી વાઝેં હેં સોકરાંન તો...,
એ પખાના ધણી ધોળી...એ...કુણ વાઝ હેં...રે....

ઑણી હેંમનો તો હિયોર હોઢો રાઝા હેં વાદ્દળીએ મેંલ તો...,
હિયોર હોઢો રાઝા રૉણો...એ..વાઝ હેં...

અવેં...ણ કોરાંની વાગો તૉણ હેં... હિયોર હોટાન તો....,
કોરાંની વાગો તૉણવા....એ... લાગા હેં....

ઝેંણી...ઝેંણી રેત કૂદ્દન ઝય હેં કોરલાંન તો...,
રાઝાની હેરીએ ઝાવા...એ... લાગા હેં....

લૉંબી... નઝરે ભાર હેં હિયોર હોઢોઝી....,
લૉંબી નઝરે ભારવા...એ...લાગા હેં....

આઝ તો... કોઈકણ હરદ્દાર કેં પૉમણા હેં અવેંણ તો....,
કોઈકિંણ આવણા...એ... લાગા હેં....

હાગી હાગના...ઢોલિયા ટાળે હેં... હિયોર હોઢોનઝી....,
હાગી હાગના ઢોલિયા...એ...ઢાળ હેં...રે....



હિરખીઓ વૉસ હેં હિયોર હોટો રાઝાન તો....,
ઢોલિયે હિરખીઓ વૉસવા.....એ.....લાગો હેં......

ઝાઈન કેં... અવ કેં... મિળણાં મિળ હેં...ગુજરાંન તો...,
મિળણાં મિળવા... એ... લાગા હેં.....

હિયોર....હોઢાની કુવરી તો હાથે હેં... હિયોર હોઢાની તો....,
બે બા દીકરાં મિળણાં મિળવા... એ... લાગાં હેં.....

મિળણાં...મિળીન કેં અવણ કેં કોરીની લગમ હાય હેં...
રાઝાની કુવરી ન તો...
કેહોર કાળમીની લગમ હાવા...એ... લાગાં હેં...

સૉપે...કેવરે આવીન બૉતેં હેં કોરલાંન તો...,
આવાં ગુજરો ટોલિયા માથે...એ... બેહાં રે.....

આવાં'લા... ગુજરાં કેં ઢોલિયેં બેહાં મેયા ભોઝાની...,
આઝ કેંમહી વાટો... એ...કૉમ હેં....

હોના....રૂપાનાં ખોગીર હેં રે.....ભોઝા તો...હો....,
કોરીઓ ગૂંગરી...એ વાઝ હેં રે.....

ઝળુકે... ઉઝરી હેં... કોરીઓ....હો,
ઝેંણી...વીજો ખવેં હેં...રે....

હોના... રૂપાના ઝળુકા પરેં હેં... રોણા ઓ....હો,
એવા એંકારી એ... વાઝ હેં.....

હોરીએં ઝઈન બેંહઝો... હરદારો....હો,
હોરીએ ઝઈન...એ બેંહ હેં રે....



બતરી... તતરી ભોઝન કરેં હેં...રૉણો ઓ...હો,
ભોઝનિયાં ઝમણા...એ લાગા હેં....

સોવની થાળી...એ ઝમેં હેં.....ભોઝનિયાં ઓ..હો,
સોવની થાળી...એ ઝમેં હેં....

અવે...વાત સતો કરેં હેં... હરદ્વારો...ઓ,
ઝેળુ રમણા...રે લાગાં હેં...રે....

રમતી...રમતી ભોઝાન હૉરમા આવે હેં...ઝેળુ ઓ...હો,
હોના રૂપાનાં...રે ખોગીર હેં...રે...

ગરી એક...ખોગીરો ઉપર પરેં હેં.... કરી એક તો....હો,
ભોઝા કને...રે ઝાવે હેં....

ઑણી...વેળનો કેં નૉની હેં રે... કુવરેણ....હો,
અવણ કુવરણ...રે હાતી હેં...રે.....

અમાર...દેસ દુકાળ હેં રેં...., રૉણા ઓ..હો,
ઘેણું પરાં મરવા એ લાગાં હેં રે....

કાળના...પાગેલ હૈય ઓ...રૉણા ઓ...હો,
લેવું એં એતરું....રે આલીએ હેં...રે...

એણી...સરણાઈ લેવી એં એતરી લેઝો..રૉણા ઓ....હો,
અમાર તેણું...એ મર હેં...

આઝ તો...હરદ્વારો તમે દુઃખી હૉ'લા ઓ... કાલે તે ઓ...હો,
અમે દુઃખી..રે વાઝીએ હેં...રે....

કૉય..નહીં...એ લેવું ઓ...ટકો ઓ....હો...,



પૈસો નહીં....એ લેવો હેં.....

સારો સારઝો... રાઝા ઓ...હો....
દેસ હગાળ પર હેં...રે..

હગાળ...સમીઓ પરે ઓ... હરદ્દારો...હો,
તમાર દેસ, રે પાસાં.., રે ઝાઝો રે...

પણ સોરી... સેંનારી માં કરઝોન હમા હમા સારઝો ગુજરાંન તો...હો,
કેં સોરી સેંનારી મતી... એ કરઝો...હેં...રે....

અવકેં...રાઝા મનં વતાવઝો.... પૉણીનો પીઆવો...,
પૉણીનો પિયાવો અમાંન વતાવઝો રે...

પૉણીનો...પિયાવો માર ઝીલણીઑ તળાવ હેં'લા....
ગુર્જોરોન તો....,
મારાં ઝીલણીઑ તળાવ પૉણીનો પિયાવો... એ...વાઝ હેં.....

ઝેંઝણીઆ ઝોડ કેં ખાખર ખેડાં હેં... ગુજરાંન તો...,
હૂનાં ખાખર.... ખેડાં હેં....

કે...અરિયા...નળા કેં મોટા મોટા ડુંગરા હેં સારવાના તો...,
અરિયા નળા...એ...વાઝ હેં ...રે....

કેતરે હેળુ કેં ગોળિયું બૉતીય હરદ્દારો વતારઝો હિયોર હોટા રાઝા...,
અમે ગોળિયું, કેતરક...એ...વાળીએ...રે...

સોર સીતરા મા પરે એવું માં વતારઝો...હરદ્દારો...,
આપણે હૉમે હેઢે ગોળિયું...એ બૉતવું હેં...



આતર...ક હેળુ બોંધઝો...તમારું ગોળિયું....,
આતરક ગોળિયું તમે...એ...વાળઝો..રે...
દીપાવલી...નાડીએ થઈ કેં ઝીલણીએં તળાવ ઝાવાનું હેં હરદ્દારો...,
ધોહીની...હીળી...એ...સાય્યા હેં....

ઝીલણિયે તળાવ દ્દનની કૂવેલ બોલેં હેં તે હુયમણું લાગે હેં...
મેયા ભોઝાઝી...,
ઑંબે મઉરે કુવેંલો બોલવા...એ...લાગાં હેં...

ઑંબલીઓની...સાય્યા ટાઢી વેળીએ થઈન વાટ ગેઈ'લા પૉણીના
પિયાવે તો...
આ તમાંન હૂના ઝેંઝણિયા ઝોડ એ...આલા હેં...રે...

હુગા...ળ સમીઓ પાસો પાસા ગળીઓરમા વળ તે દિ' ઝાઝો...
ગુજોર તો...,
હુગાળ સમીઓ વળે ગળીઓર એ...ઝાઝો....રે...

ખાખ...ર ખેડાંમા કેં ઘરીક કોરલી ફેરવેં હેં મેયો ભોઝોઝી,
કૂદ્દી...કૂદ્દી અસવાર...એ ઓયા હેં...

હિયોર હોઢાન કે સલાંમી કરેં હેં... ગુજરોન તો...,
અમે ઊગતી હુગાળ એ... પાસા... એ... આવીએં હેં...

ઊગતી...હુળાળીએ અમે પાસા આવીએં રાઝાન તો...,
અમે રાતની તેંણું.. એ... રે આકીએં... રે....

મોટે... મુઢે થા હેં... મેયો ભોઝોઝી..,
વાતાં સોળ આવણા... એ... લાગા હેં....



આપણી... ગળીઓરમા નતું એવું સારવાનું હેં... મેયો ભોઝાઝી...
વાતો સોળ આવણા... એ...લાગા હેં....

ગળીઓર કોટમા પાસા આવા હેં ગુજ્જેરન તો....,
તૉમી તૉમી હારા ગુજ્જેર આવણા...એ...લાગા હે....

સૉન સવીસ કેં, નાગઝી... ભૉણઝી...હારો લે હેં અવણ તો...,
પૂસણિયાં પૂસવા...એ... લાગા હેં....

આતો... ભણિયું ઝોસી તે ઢુગ કરતું કેં હાસી વાત અતીહી...
બૉતમીઓ....,
કેં હુગાળ સમીઓ હિયોર હોઢાને...એ... દેસ હેં...

ગાડે.. પાડે અવ કેં ભાર ઘાલઝો..બૉતમીઓ....
કેં હમી રાતની ઘેણું...એ... આકવી હેં...રે...

ડોડીઓ...બરુન ઝેંઝણીઓ ઝોડ કેં ઈસકા કરેં હેં....અવેંણનતો...,
ન સાલોર દુઃખી...એ...થવેં...હેં...રે...

દીકરા..મેયા ભોઝાની મારલી મખરે બોલ હેં... મારલીન તો...,
રઈન કેવું...એ...બોલ હેં...રે...

માર તો... કેંયું નતા મૉનતા દીકરા મેયા ભોઝાઝી...,
અવેંણ આપુંન ગૉમે..સોરીન ઝાવું...રે...પર..હેં...

તિહારી....થઈન કેં રેવું પરહેં ઓ...મેયા ભોઝાઝી....,
તિહારી થઈન રેવું...એ...પર હેં...રે.....

અવેં...ણ કેં ઉસારો બધો કાઢેં હેં...ગુજ્જેરનતો...ઓ,
ગાડે પાડે ભાર કાલવા....એ...લાગા હેં....



અવેં...ભાર કેં ફરી...ફરીન કેં ઝોઈ ઝોઈ બધાં હેંડેં હેં ગુજ્જોરનતો...,
ને સાટુ ખટિયાંણી રોવા...એ લાગાં હેં...રે...

હોરા...રેંઝો મારા ગળીઓર કોટ ઓ...બાપલિયાન તો...,
હોરા રેંઝો લેબરિયા એ...સૉરા હેં.....

મરી ગાં તો નરવરગઢ ઝોઆર રે... બાપલિયાન તો.....,
ઝીવતા પાસા..એ...આવીએ હેં...રે...

ફરી...ફરી ન કેં પાયે લાગેં હેં... સૉન સવીસ ગુજ્જોરનતો....,
ગળીઓરન પાયે લાગણા....એ...લાગા હેં રે.....

હે....રા....હે.....

અવે ઘેણું આકેં હેં... ગુજ્જોરનતો...,
ઝય હોઢા રૉણાના...એ દ્દેસ હેં....

ઓડીએ...ઉસારા કાલે હેં...ગાડે પાડેનતો...ઓ..,
ઝય હોટાના...એ....દ્દેસ હેં....

હિયો...ર હોઢાનો દ્દેસ લગતો લેય હેં....અવણન તો...,
સાર વાગેં હિયોર હોઢાના દ્દેસ...એ...આવણા લાગા હેં....

ઊગતી...હુળાળીએ કેં અવે કેં ઝાઈ રા હેં...હિયોર હોટાન દ્દેસ તો...,
હોઢા રૉણાના દ્દેસમા ઝાવા...એ... લાગા હેં...રે.....

ખાખ...ર ખેડામા અવણ કેં ઢાળો કરેં હેં... ગુજ્જોરનતો...,
ખાખર ખેડાંમા ગોળીઓ કરવા...એ....લાગા હેં...રે...

આવા કેં...નેં આવા એ રાઝા હું ઝૉણે'લા.. મેયાઝી...,



આપાં હિયોર હોઢા રાઝાન મિળી...એ...આવીએં હેં...રે...

ઘોરલે...અવેંણ કેં સમાંન મૉડે હેં...મેયા ભોઝોઝી...
કેહોર કારમીન ખોગીર નૉખવા...એ..લાગા હેં...રે...

નવલાખીઓ...ભોઝો ખોગીર નૉખેં હેં....નવલાખીઆનતો....
તૉણી તગરા ભીરવા...એ...લાગા હેં....

હિયો...ર હોઢાન ઝય હેં... મેયો ભોઝોઝી...,
હિયોર હોઢાના મેંલે ઝાવા...હે... લાગા હેં...રે...

(સ્રીઓ સાથે બોલે છે, ''થારી આઈનું સોકાવું રે સબ્બા હો...'')

અમે...તો રાઝા ઘેંણું લઈન આવા હૈય...હિયોર હોઢા રાઝાનતો...,
કેં ગાડે પાડે સૈયે અમે...રે...આવા હૈય..રે....

આવા તો ભલે... આવા'લા...મેયા ભોઝાઝી...,
આવા તમે ભલે..એ..આવા હેં...

ઝેંઝણીઆં ઝોડન...ખાખર ખેડાં હૂપાં રે...તમાંનતો....,
ફેરવી...ફેરવી તનેં...એ...સારઝો...રે...

રાઝાની....કુવરી હેં...હિયોર હોઢાની...એ...,
કેં હિયોર હોઢાની ઝેળુ કુવરેણ પરી...એ....વાઝ હેં...રે...

તૉમીન...તૉમીન કેં ભોઝાના ખોળામા પેંહન ઘરીક ખભાંમા સૉંટેં હેં...
ઝેળુનતો...,
બાપલિયા ઝેળુ અળવાઈયો કરવા...એ...લાગાં હેં...રે...

ભોઝો કેં...રૂપેયા આથમા કલવેં હેં....ભોઝોઝી...,



આથમા કલવણા...એ..લાગા હેં...રે...

પાસા...અવેંણ કેં ઝાય હેં... ભોઝોનઝી....,
સાલોરનો...ગોવાળ ભોઝોઝી...રે...વાઝ હેં...રે...

સાલોર હો...ગોવાળ ભોઝોઝી હેં... ભોઝોઝી...,
ઝેંઝણીઆ ઝોડમા ઘેણું...સાર હેં..રે....

વૉહળી....વઝારન સાર હેં ભોઝલાનતો...,
વૉહળી વઝારન...એ...સારે...હેં..રે...

ઘરી...એક વૉહળી વઝારન ગરી એક ગોરાયું વઝાર હેં...
ભોઝલોન તો...,
ફેરવી ઘેંણું સારવા...એ..લાગાં હેં....

રાઝાના મેંલમા હિયોર હોઢાનાં કુવરી એંસ હેં...હીરન એંડોળનતો...,
કેં હીરન એંડોળ એંસવા....એ...લાગાં હેં...રે...

હીરન એંડોળ...એંસન વૉહળીનો કૉને ઝેંણાકો આવો હેં...,
ઝેળુન તો...,કૉને ઝેંણાકો.... એ.... આવે હેં...... રે.......

કૉને ઝેંણાકો આવો હેં તેં બાઈ રઈને ઝોયેં હેં...ઝેળુનતો...,
બારીએ...નેંહરી...ઝોવા...એ...લાગાં હેં...રે....

મેંલાંને...કાંગરે સરી સરી ઝોયેં હેં... ઝેળુનતો....,
મેંલાંને કાંગરે ઝોવા...એ...લાગાં હેં...રે...

બાઈનતો..કૉને ઝેંણાકો આવો હેંન ખાતી લેતી થઈ ગઈ હેં....
રૉણી ઝેળુન તો...ઓ...,
ખાતી...લેતી ઓવા...એ...લાગાં હેં...



અવણકેં સોરીઓન એલો માર હેં ઝેળુરોણી...,
સોરીઓન એલો..એ..માર હેં...રે....

વાદળી...સોરીઓ કેં બાપુ હારે ઝાઈ આવઝો...સોરીઓનતો...,
બાપુ હાર ઝાઈ...એ...આવઝો હેં...રે....

ઈરલી ઈરલી કેં હૉપળે રે... ઈરલીનતો..ઓ....
આપું રેંડાં પાડાં સારવા ઝાઈએં તે બાપુની રઝા...લઈ...રે આવે હેં...

ઈરલી...સોકરી હેંને ઓ...ઈરારી....,
ધરમર વાદળીએ મેંલ...એ ઉતર હેં...રે....

બાપુની.....કસેરીએ ઝાય હેં.... હિયોર હોઢાની કસેરીએ તો,
ઈરારી ઝાવા..એ...લાગી હેં....

કેં ઈરલી...ઝાઈન ઊપી રઈ હેં... કસેરીઓંમા તો...,
કેં બાપુને ઝોહાર મઝરો કરવા...એ લાગાં હેં...રે....

કેં બાપુ મારા કેં...ઉં આવી રે... બાપુઝી...,
કેં રઝા લેવા...એ...આવી હું રે....

હેંની રઝા લેવા આવી'લી...બાઈ તું....
હેંની રઝા...એ...મોગેં હેં....રે....

કેં રેડાં પાડાં લેઈ ન કેં ઝેંઝણીએં ઝોડ સારવા ઝઉં એવી રઝા
મૉગે હેં.... બાઈ ઝેળુન તો...,
તમારી રઝા...એ... મૉગેં હેં...રે...

દીકરા દીકરા કેં બાપલિયા...,
માર તો વૉઝિયામેંણું પાગું હેં....



બાપલિયાન તો...,
રેંડાં પાડાં તો મેંલનાં સાકર... એ...સારહેં...રે...

ઈરલી...સોકરી હેં તે પાસી ઝટ દેઈન વળ હેં.... ઈરારીનતો...,
પાસી ઝાવા..એ લાગી...હેં...રે...

વાદ્દળ મેંલે સર હેં... ઈરારી...,
ઝેળુ રૉણી ઈરન એંડોળે....એ... એંસ હેં... રે....

બાપુએ....હું અમોગો આલો'લી... ઈરારીન તો...,
ઝટ કરત મોરું...એ.. ઓય હેં...રે...

આપણ...બાપુએ તો ના પારો હેં...બાઈનતો ઝેળુ...,
કેં મારતો એકાએક દીકરી રૉણી...એ વાઝ એં... રે....

વૉઝિયામેંણું ભાગું હેં....

(એક સહાયક બોલે છે, ''બખનું કરું હેં...'')

બાપુઝીન તો....
મારે એકાએક કુવરી...એ વાઝ હેં... રે....

અવેં અવઝો દેઈ મરું રે બાપુ મારા...ઓ...
બાપુઝી.... એ....,
કેંર કટારો લેઈ... એ... મરું રે...

મેંલાંહી.... પરી ઉં મરું... રે બાપુ મારાન તો...,
મેંલાં પરી... એ... મરું રે....

આ કુંવારીનો કરાંખ તન લાગે રે... બાપુઝી મારન તો,



કુંવારીનો કરાંખ તનં....એ... લાગ હેં... રે....

હતિયા દોસ તન.... એ.... લાગ હેં.... રે.... એ બાપુઝી મારાન તો,
હતિયા દોસ તનં... એ.. લાગ હેં.... રે....

ઊપો હુકઈ.... ઝય'લા... બાપુ મારાન તો....ઓ...,
તુંય ઊપો હુકઈ....એ... ઝાવેં હેં...રે.....

બાપુનું ટૉપું કરી આવઝે...ઈરારી...,
પાસી કસેરીએ ઝાવા...એ... લાગી હેં...

આતરું...બાપુનં કેઈ આવઝે....ઈરારી....,
તું આતરું કેંતી આવ રે....

મેંલાંહી...પરીન રે... બાપલિયાન તો....,
ઝેળુ રૉણી સાથિયાં કૂટેં હેં...રે....

કઈ ઘરીએ ઉં ભેળી થઉં રે... ભોઝાઝીનતો...,
કઈ ઘરીએ ભોઝાન ભેળી.... એ થાઉં હું...કે....

આતરું...બાપુન તું કેંઝે...ઈરલીન તો...,
ઝેળુ રૉણી મનમા વીસાર...એ..મૉંડે હેં...રે....

ઈરલી હેં તે તૉમી થકી ઝાય હેં રાઝાની કસેરીએ....,
કેં રાઝાની કસેરીએ ઝાવા....એ લાગાં હેં....રે.....

બાપુ રે.... બાપુ કેં ગઝબ થાય હેં બાપુ મારાનતો...,
આપણ કુવરી તો મેંલાંહી પરીન...એ... મર હેં....

મેંલાંહી પરું તો પેરે સેરપા લેઈ એંમ કેં હેં ઝેળુનતો...,
કેંરે કટારો... એ.... લેવેં હેં....



અવેં કેં... દીકરા એંમ કેંઝે... ઈરલીનતો....,
કેં રેંડાં પાડાંની સૂટી રે બાપુએ... આલી હેં રેં.....

એતરું કેંતાંમા પાસી વળી હેં.... મોટા મુટાનતો....,
કેં પાસી ઝેળુ હારે....એ.... ઝાય હેં.....રે.......

આપણાંનતો અવેં સૂટી આલી હેં’લી...બાઈ ઝેળુનતો....
લેઈન સારવા... એ... ઝાય હેં...રે....

હોળૈયો હણગાર મૉંડે હેં....ઝેળુ રૉણી....,
હોળૈયો હણગાર મૉડવા....એ.... લાગાં હેં...રે....

દ્વાઢીઓં પરમાંણ તો... મૉખાં મૉંડે....,
કેં ગાલે ફૂલરી પારવા.... એ... લાગી હેં....

કેં વાળે વાળે મોતી હારે હેં રૉણી ઝેળુ...,
કમળ લાખરી આથાં ઝાલવા... એ... લાગાં હેં....

ઑહરી ઑંગણિયે આવેં કેં રેંડાં પાડાં ઠોકેં હેં ઈરારી.....,
ને ઝેળુ હોળાગણી...એ ઝાવેં હેં...રે....

હે....રા....હે....

ઑંગણે આવી હેં.... રૉણી ઝેળુ...,
રેંડાં પાડાં..એ... મૉંગે હેં...

ઑંગણામાહી હેરી બઝારે ઝાય હેં.... રૉણી ઝેળુ....,
ઝેંઝણિયા ઝોડાંમા લઈ ઝાવેં હેં....

એકાકાં ઢોરાં ભેળાં કરેં હેં... રેંડાં પાડાં ન તો....,
હેરા ફેરી....એ....કરેં હેં....



એતરામા ભોઝો મખરે બોલ હેં... ભોઝોઝી....,
ભોઝલો મખરે...એ...રે બોલેં હેં.....

કુવરેંણ રે...હિયોર હોઢાની કુવરેંણ તો.....
તું રેંડાં પાડાં હું કરવા...ભેળાં... એ...સારે હેં....રે....

મારાં... ઢોરાંમા આખલા હેં... ઝેળુન તો....,
કેં રેંડાં પાડાં મારી...એ....નાખેં હેં... રે....

મોટાંનો ઓળપો માથ આવહેં કેં.... ઝેળુ કુવરેંણ તો...,
આ તો મોટાં ધણીઓંનાં રેંડાં પાડાં.... એં... વાઝ હેં...રે.....

મરહેં... તેનાં ઝાહેં'લા.... ભોઝાઝી...ઓ...,
થારે મારે હુંય ઝાહેં....

(એક સહાયક બોલે છે, ''મરહેં તેનાં ઝાએં આપણ હું ઝાવું હેં...વેવાઈ કેં...'')

મરહેં... તેંનાં ઝાહેં રે... ભોઝાઝીનતો...,
ધનેં...ભેળાં ધન....એ... સરેં હેં.....

ધન ભેળાં ધન સરેં ન મૉનવી ભેળાં મૉનવી ફરે હેં પોઝાઝી...ઓ...,
થારાં ઝીવન કારણેં...એ...રે આવી હું રે....

ઝોડાંમા વૉહળી વાઝતીહી...ભોઝાઝી...,
વૉહળીનો કૉને ઝેંણાકો...એ.... આવો હેં રે....

કૉને ઝેંણાકો મન આવો રે... ભોઝાઝી....,
ઉં થાર કારણે....એ... આવી હું...રે...

બાપરાહા.... નબળાના પેટના... એવી હું વાત કરેં હેં...ભોઝાઝી....



(''ઓવે... મરવા ભાગો બીએ....'')

ઉં થાર કારણેં.... એ.... આવી....હું રે...
બઈરાના ઝેવો થારો પાતળો ઝીવ હેં'લા...ભોઝાઝી....,
તુંય હું ખરા.... એ... ડરેં હેં... રે....

કેં આખી... માખી ઉં બેઠેલી હું.... ભોઝલાનતો....હો,
તેં આપણું ધેણું....એ સારીએં હેં....

## ઝરમરિયાં

### ઝરમરિયું

મેંરહેં તેનાં ઝાહેં વેવાઈ... (૨)
થાર માર હું ઝાહે વેવાઈ.. (૨)

તેંનેંત ભેળું તેંનેં વેવાઈ.. (૨)
થાર માર હું ઝાહેં વેવાઈ.. (૨)

વેવાઈ મૉનવી ભેળાં મૉનવી.. (૨)
વેવાઈ થાર માર કૉય ઝાહેં.. (૨)

વેવાઈ થાર ઝીવાંન કારણેં... (૨)
વેવાઈ થાર માર કૉય ઝાહેં.. (૨)

વેવાઈ ઈર એંડાળ એંસતી... (૨)
વેવાઈ થાર માર હું ઝાહેં.... (૨)
વેવાઈ તેંણીઑનો તેંન માલ... (૨)
વેવાઈ થાર માર હું ઝાહેં.... (૨)



વેવાઈ મેંરહેં તેનાં ઝાહેં...... (૨)
વેવાઈ થાર માર હું ઝાહેં.... (૨)

**ઝરમરિયું**

મું તો વાળે મોતી હારતી.... (૨)
મું તો થાર ઝીવાંન કારણે... (૨)

મું તો દ્દાઢીએ મૉખો મૉડતી... (૨)
મું તો થાર ઝીવાંન કારણે..... (૨)

મું તો ગાલેં ફૂલરી પારતી... (૨)
મું તો થાર ઝીવાંન કારણે... (૨)

મું તો ઑસો હાળુ ઓઢતી.... (૨)
મું તો થાર ઝીવાંન કારણે.... (૨)

મું તો કેંરાંત સારણો પેરતી... (૨)
મું તો થાર ઝીવાંન કારણે.... (૨)

મું તો હેંમથે હેંદુર રાળતી.... (૨)
મું તો થાર ઝીવાંન કારણે.... (૨)

હે.... રા..... હે....

થારા...ઝીવન ઉં કારણ આવી...રે ભોઝાઝી...,
નકર ઉં તો ઈર એંડોળે એ... એંસતી....રે....

કેં....મરહેં...તેનાં ઝાહેં ન થાર માર હું ઝાહેં'લા ભોઝાઝી...,
ન આપણું મઝા..એ... કરીએ...હેં...રે....



કુવરી....કુવરી તું મતી કરઝે... ભોઝાઝી...
ઉં તો થાર કારણ... એ... આવી હું...

ઠોકીરી... રાઝાની કુવરેંણ વાઝ હેં..ઝેળુ રોંણી,
તું રાઝાની કુવરેંણ એ વાઝ હેં....

તું તો બધી વાતો રવા દેઝે...ભોઝાઝી,
થાર કેં કેંરમા હેંનું ડખેળું...એ...વાઝ હેં... રે...

કેંરમા ખોહેલું હેંનું ડખેળું હેં... વોંહળીનું તો...,
એ હુંય કોંમે...એ... આવેં હેં...રે...

એ તો માર વઝારવાની વોંહળી હેં... રોંણી ઝેળુ....
તું ટોંગમા....મતી...એ..બોલ હેં....રે....

ટોંગમા...,ટોંગમા, મતી બોલઝે...કુવેંરણ તો...હો,
તમે રાઝાની કુવરેંણ...એ વાઝાં હાં...

એ તો..માર વઝારવાની વોંહળી હેં રોંણી ઝેળુ.....
માર વઝારવાની....એ...વોંહળી હેં...રે....

વઝારી ઝોના.., કેવીક વાઝ હેં...વોંહળી...,
તું વોંહળી વઝારી....એ ઝોવેં હેં રે....

વોંહળી...વઝારત ઝેળુ રોંણી કોંય કોંનીઆ મોંડ હેં...રોંણી ઝેળુ...
કોંનીઆ મોંડ હેં.... રોંણી ઝેળુ...., કોંનીઆ મોંડી હોંપળવા એ....
લાગાં હેં....

ઠોકીરા.... ઘરી એક વઝારે... મન નાસું આવું હેં.... ભોઝાઝી...,
ઘરી એક નાસવા...એ,..એ... દેઝે...રે.....



**ઝરમરિયું**

ભોઝલા કોટમા થાર હું હેં રે....મોરો કેંણો...
ભેઝલા કોટમા (૨)

કોટમા વૉહરલી રે... મોરો કેંણો...
કોટમા વૉહરલી (૨)

હેંણે કૉમે આવેં રે.... મોરો કેંણો...
હેંણે કૉમે (૨)

વઝારવાની વૉહરલી રે... મોરો કેંણો...
વઝારવાની વૉ..... (૨)

કેંમ કેંરીન વાઝ રે.... મોરો કેંણો...
કેંમ કેંરીન (૨)

વેંઝારીન ઝોઝે રે..... મોરો કેંણો...
વેંઝારીન ઝોઝે (૨)

ભોઝલા વૉહરલી વેંઝારે રે... મોરો કેંણો...
ભોઝલા વૉહરલી (૨)

હુયમણીન વાઝ રે... મોરો કેંણો...
હુયમણીન વાઝ (૨)

ભોઝલા હુયમણીન વાઝ રે... મોરો કેંણો...
ભોઝલા હુયમણીન (૨)

ભોઝલા આપણ તો માયા લાગ રે...મોરો કેંણો...



ભોઝલા આપણ તો (૨)

ભોઝલા એવી વૉહળી હુયમણીને વાઝ રે...
મોરો કેંણે.... ભોઝલા એવી વૉહળી (૨)

મૉયતો નાસું આવેં રે....મોરો કેંણો...
મૉય તો નાસું (૨)

રૉણી ઝેળુ ઠમકેં નાસ રે...મોરો કેંણો...
રૉણી ઝેળુ ઠમકે (૨)

લીલરો કેંળાઈ નાસ રે.... મોરો કેંણો...
લીલરો કેંળાઈ (૨)

ભોઝા...ગુજોર હેં રે... આપું ઓ...હો,
ગાય્યોનો ગોવાળ...રે વાઝ હેં....રે....

ધૂળાંનાં ઢેગલે રમીએં હેં....ભોઝલાઓ..હો,
ધૂળાંના ઢેગલે....રે રમીએં હેં....રે....

પૉનાંની હુપલીઓ કેં હેં ઝેળુઓ...હો,
રમી ઝેળુ...રે વાઝેં હેં....

ઢોર...ભેળાં ઢોર સરહેં...વેવાઈરા ઓ...હો,
આપું ખાખર...એ ખેડાં હેં...રે...

ખાખર...ખેડાંમા રમીએં હેં...વેવાઈરા ઓ...હો,
ખાખર ખેડાં...એ રમીએં હેં...રે....



ઝગ...ઝાહેંન હિલાંણીઓ રહેં ઓ...ભોઝલા ઓ...હો,
ઝગાંની હિલાંણીઓ...રે રહેં...રે....

પરણી...પરણી રમીએં હેં...ભોઝલા ઓ....હો,
હૉપળે મારી...એ વાતો હેં....રે....

ઝગ તો...ઝાતા રહેં ઓ...વેવાઈરા ઓ..હો,
ઝગાંની નેંસાંણીઓ...રેંવે રે...

ઝુગ તો ઝાહેં...નં નેંસાણીઓ બોલ હેં રે...ભોઝાઝી....,
આપું ધૂળાની ઢેગલે...રે...રમીએ...રે...

ઝેંઝણીઍ...ઝોડામા કે ધૂળાને ઢગલે રમીએ હે...ભોઝાઝી....,
આપું ધૂળાની ઢેગલે...રે...રમીએ...રે...

**ઝરમરિયું**

ભોઝા નૉ... નેરાં રે...આપું ગાયાંનાં ગોવાળિયાં...
ભોઝા નૉ.... (૨)
ભોઝા નૉ...નેરાં રે... આપું વેવાંણ ન વેવાઈ રે..
ભોઝા નૉ.... (૨)

ભોઝા નૉ...નેરાં રે... આપું નૉનકે માયા લાગી...
ભોઝા નૉ.... (૨)

ભોઝા નૉ...નેરાં રે...ભોઝા માયા મેંઠી લાગી....
ભોઝા નૉ... (૨)
ઝેળુ નૉ...નેરાં રે.... ઝેળુ પૉનાંને હું કેંરહાં...
ઝેળુ નૉ.... (૨)



ભોઝા નૉ...નેરાં રે... ભોઝા પૉનાંને હૂપલીઓ....
ભોઝા નૉ... (૨)

ભોઝા નૉ...નેરાં રે... ભોઝા ડેંટું લેતા આવઝો...
ભોઝા નૉ... (૨)

ઝેળુ નૉ...નેરાં રે... ઝેળુ હેંણ કૉમેં આવહેં....
ઝેળુ નૉ.... (૨)

ભોઝા નૉ...નેરાં રે...આપું હૉબેલીઓન કરીએ...
ભોઝા નૉ..... (૨)

ભોઝા નૉ...નેરાં રે...આપું ખાંડી ખાંડી રમીએં...
ભોઝા નૉ... (૨)

ભોઝા નૉ...નેરાં રે...હાર ખાંડો કેં હેગરો...
ભોઝા નૉ... (૨)

ભોઝા નૉ...નેરાં રે...આપું ખાંડી ખાંડી રમીએં...
ભોઝા નૉ... (૨)

હે.... રા.... હે.....

ખાંડી ખાંડીન કેં આપું રમી થાકાં...હૈય...ભોઝાઝી...,
ખાંડી....ખાંડી રમી આપું....એ...રે....થાકાં હેં...રે.....

અવ તો... વાળઝો... ખાખરીઑ ખેડાંમાંનતો.. ઓ...,
અવેં ઘેણું ખાખરીઑ ખેડાં...એ...વાળ હેં....રે....

ઝેળુ રૉણી..મનમા વીસાર કરેં હેં....ઝેળુ રૉણીનતો...હો,
મનમા વીસાર....એ મૉડે હેં...રે....



અવતો કેં પરણી....પરણી...રમીએં હેં....અવેણ તો...,
પરણી પરણી આપું...એ...રમીએં હેં...

ઝુગ ઝાય ન આપું ઝાતાં રેંહું... ભોઝાઝી...,
આપાંન કુણ ઝૉણ ગાયોનાં...એ... ગોવાળ હેં ...રે....

વેવાંણન... વેવાઈ આપું વાઝીએં હૈય... ભોઝાઝી...,
ને આપણ ન માયા...એ...લાગી હેં ...રે....

કેં... નીનકા હૉ... ભેળાં મોટાં થાં હૈય...ભોઝાઝી...,
નીનકાહૉ આપણું મોટાં... એ...ન ઓઈયાં હેં...

ખાખરીઑ ખેડાંમા આપું આવાં હૈય... ભોઝાઝી...,
આપું કૌંયકેંણ નવલાઈ... એ... મૉડી હેં...રે...

કેં પરણી...પરણી...ન કેં આપું રમીએં રે... ભોઝાઝી...,
પરણી પરણી આપું... એ... રમીએં હેં... રે...

કેં ઠોકીરી...રૉણી ઝેળુ..., રૉણી ઝેળુ...,
થાર બા ઝૉણહેં ન તો આપાંન પરાં મારહેંન'લી...,
આપાંન ઝૉણીએં પરાં... એ... મારહેં... રે....

ગાય્યોના...ગોવાળ તો હગા એંમ કરી કરી રમેં હેં...ભોઝાઝી...,
આપાંન કોઈ મારનાર... એ.... નહીં... હેં... રે....

અવકેં ઈરારી સોરી હેં (જોરથી) હૉપળે'લી ઈરલી....'
કેં ઈરારીન તો...હો, ઈરલીન બોલાવણા... એ... લાગાં હેં....

ઝટ લેઈન... આવઝે... ઈરારીનતો...,
આપું પરણી પરણીને આપું... એ... રે રમીએં હેં.... રે....



કેં ઝટ આઁબાનાં પૉનાંનો માઁડવરો...કાલવો હેં... ઈરારી....,
સીયાંની હુંહરીઓ... એ... કરવી હેં... રે....

કેં એક તો હાસું ...મું... ભૂલી'લી બાઈ અ'લી... આથાંનાં મટોરાં કરેં હેં
કેં ભેળાં તીલ...ઝૉવ લેઈ....રે આવી હેં રે....

કે પણિયું,... તો લેતી... આવઝે'લી ઈરારી...
વારીઓ... લોટીઓ... લેઈ... આવઝે રે...

કેં આથાંનાં મટોરાં કરવા એક તો કેં આઁબાનાં પૉન લેઈ આવઝે'લી...
ઈરલી... તું ઝટ દેઈન કેંહાઈયા એ...રે લાવઝે રે...

ભોઝાન કેં કૉનાંના ગઠોરા...કરવા હેં... અવેંણ
કૉનાંના ગઠોરા... એ... કરવા હેં...રે....

હે... રા.... હે....

અવેં તો સવરીઓ કેં...સિતરે હેં....ભણિયું...,
સૉરીઓ...સિતરવા... એ... લાગો હેં રે....

વાળીઓન લોટીઓ મેલવા... લાગો ભણિયોનતો....,
તીલ... ઝૉવ મેલવા... એ... લાગો હેં...

કેં આઁબાનાં પૉનાંનો માઁડવો .. લાગો હેં... અવેંણ ઝેળુ રોંણી...,
આથાંનાં... મટોરાં... કરવા... એ.... લાગાં હેં... રે...

કેં ભોઝલાન તો આથાંનું મટોરું...આલેં હેં... રોંણી ઝેળુ... કેં,
માર ડાવેં આથેં મટોરું તુંય... એ... રે બાઁતે, હેં... રે....

કેં ડાવેં તો આથે મટોરું.....બૉધે હેં.... ભોઝોઝી...,
અવણ કેં આથમેળાવા કરવા....એ લાગાં હેં....રે....



કેં સવરી તો ફેરા... ફીરે હેં અવેં...ણ,
ફેરા ફીરવા... એ... રે... લાગાં હેં... રે....

કેં ભોઝલો તો... અગળ ન રૉણી ઝેળુ...વૉહળ રહ...ન...,
કેં ઝેળુ રૉણીન બી લાગી.... એ...રે પૉણ હેં....

કેં પૉસમો તો ફેરો ફીરી...રયાં હેં અવ...ણ,
કેં ભોઝલો રઈ ઝેળુ સવરી...રે ફીર હેં...રે...

**ઝરમરિયું**

ઝેળુનું માથું ઝૉણેં
પણસીઑ નાળેર...
સૉપો મોરીલું રે... (૨)

ઝેળુની ઑંખો ઝૉણેં
ભમરલાની પૉંખો
સૉપો મોરીયું રે.... (૨)

ઝેળુની દેયો ઝૉણેં
કેગુરલાની ઝેવી
સૉપો મોરીલું રે.... (૨)

હે.... રા..... હે....

પરણી પરણી આપું કેં.... રમાં'લા ભોઝાઝી....,
પરણી.... પરણી.... આપું રમાં હેં રે.....

કેં દનરા તો... પેંર બપોરીઆ ઓયા'લા....ભોઝાઝી....,



કેં દનરા ભેંર... એ... બપોર... હેં....

કેં તીહોંનાં ભૂખાંનાં... આપું... મેંરીએ'લા ભોઝાઝી...,
તીહોંનાં ભૂખાંનાં...એ મેંરીએં હેં...રે...

આપણું તોં કે ઝીલણીએં તળાવ... ઝાઈએં'લા ભોઝાઝી...,
કેં આપણાં ઝીલણીએં તળવા...એ...રે ઝાઈએં રે....

કેં નવલાખ તો ટોળા કેં ખલોરા...મારે હેં,
કેં સાલોરે ખલોરે....એ સર હેં...રે....

ઝીલણીએં તળાવ કેં ...ઝાવેં હેં સાલો...ર,
ઝીલણીએં...તળાવ...એ...ઝાવેં ...હેં રે....

મોંકણીઓંની...સાચ્યા....વીળીઓ ગોડઝો...વેવાંણઝી...,
આપણાં તીહાંનાં...એ...મરીએ હેં....રે....

ટાઢી વેળીઓ ગોડ હેં ઝેળુ રોંણી ન તો...,
ટાઢી વેળીઓ રે....ગોડ હેં....રે.....

ટાઢી વેળીઓ રે....ગોડન ઓંસાં નીર આવાં હેં... વેળીઓન તો...,
ઓંસાં નીર...હે...આયાં હેં....રે....
અવ કેં રોંણી ઝેળુ પી લેઝો...નીરનતો....,
તમે પેંલાં...એ...પીઝો હેં...રે....

ભોઝલા રે... ભોઝલા કેં ટોંગમા કેમ બોલ હેં..ભોઝાઝી...,
તું ટોંગમા મતી...એ...રે....બોલે હેં...રે...

મરદાં...પેંલી તો અસતરીઓ નેં પીયેં'લા ભોઝાઝી....,
તું હુંય કાઝીન બોલ હેં...રે....



થારી...નારી ઉં વાઝું'લા ભોઝાઝી....,
તુંય મારો પુરુસ...એ...રે વાઝ હેં...રે....

ભોઝલો...પીવા લાગો હેં ટાઢી વેળીઓનતો...,
પૉનાંની ગુરકલીએ.... પીવા...એ....રે... લાગો હેં...રે....

અવકેં અડહૉણે હોળાગણ પીએં હેં...ઝેળુ હોળાગણી ન તો...,
ઝેળુ ઑસાં નીર...એ..પીએં હેં....રે....

**ઝરમરિયું**

ગોડાં ગોડાં રે... એણી મૉકણીઆની સાયા... (૨)
વેળીઓ ગોડ રે... પેલી રૉણી રે હોળાગણી... (૨)

આયાં આયાં...રે... પેલાં ઑસાં નીર આયાં... (૨)
પીઝો પોઝો...રે પેલી રાઝાની કુવરણો... (૨)

હે.... રા.... હે....

હીળાં હૉહતાં થય હેં મૉકણીઑની સાયા તો...,
કેં રૉણી ઝેળુ ભોઝો વાતો...એ...સોળ હેં....
હેં...કેં....વેવાઈ અવ તો ઝીલવા ઝાઈએં હેં... ઝીલણીએં
તળાવન તો...ઓ....,
આપણું ઝીલવા.... એ... ઝાએં હેં...રે....

એકા....મોર અવતો ઝાય હેં ઝીલણીએં તળાવનતો...ઓ...,
તળાવના માથે ઝાવા... એ... લાગાં હેં... રે....

અવ કેં... વાત સોળ હેં રૉણી હોળાગણ તો...,



ઝેળુ રૉણી... વાત.... એ... સોળ હેં.....

વેવાઈ.... વેવાઈ... કેં આપું ઝીલીએં'લા વેવાયરા ઓ...,
આડા ઓળવટ હેંના... એ... વાળીએ રે.....

કેં માથાનું ફાળિયું આલઝે ઉં આડા ઓળવટ કરું એ...,
આડા ઓળવટ કરી ઝીલવા... એ...રે પરાં હેં.... રે....

હૉપળે'લા.... હૉપળે'લા.... ભોઝાઝી...,
ઑમ તો આપું નહીં... એ...ન ઝીલતાં... હેં... રે...

સીકરલીએ દાવ હેંડ પાઈ આપું રમીએં રે..., વેવાઈ ભોઝાઝી...,
ઝુગ ઝાય નેંસાંણી ઓ... એ... રવેંહેં... રે....

સીરકલીએં ઝુંબઈ રમેં હેં ભોઝો ગુજોરન તો...,
ઝેળુ રૉણી રમણા... એ લાગાં હેં....

ધુવની...તારીએ નીર અડવા લાગાં હેં અવેંણનતો...,
કેં (જોરથી) હૉપળે ભોઝા અમારી એ...વાતો હેં... રે...

ઝગતો...ઝાહેંન ઝીલણીઑ તળાવનાં નૉમ રહેં રે..ભોઝાઝી...,
આપું ડોળા કાલીન...એ રમીએં હેં રે....

અવેં.. તમે પેંલો ડોળો કાલઝો...રૉણી ઝેળુ...,
તમે પેંલો ડોળો...એ... કાલઝો રે...

કે ઠોકીરા...ભોઝાઝી... ટૉગમા માં બોલે...એ..ભોઝાઝી...,
મરદાં પેંલી અસતરી નહીં....એન વધ હેં...રે...

અવ...ણ કેં ભોઝલો કેં ડોળા કાલેં હેં...ભોઝલોન તો....,
ભોઝલો....ડોળા...એ કાલેં હેં...રે....



(જોરથી) 'ઝેળુ રૉણી ડોળો...ઝેળુ રૉણી તનં ડોળો...'
કેં ભોઝલો ડોળા...એ કાલેં હેં....

ડોળા...કાલીન કેં જળમા બૂડેં હેં ઝીલણીએ તળાવન તો..,
જ ળનો એડું થાવા...એ...લાગો હેં...રે....

ઑણ ડગરે....પેલે ડગરે....ભાઝલો લપેં હેં....જળનો એડું થઈનતો...,
ભોઝલો લપણા....એ લાગો હેં...રે.....

ઝેળુ રઈન કેં જળમા બૂડી હેં અવેણનતો...,
ભોઝલાન એરવા...એ...લાગી હેં.....

ભોઝલા ન કેં...હાઈ ગૂંસી કેં બારો નૉખેં હેં....એકતો...,
જળનો એડું કાઢવા...એ...લાગાં હેં રે....

થાર તો ડોળો ઉતરો'લા...ભોઝાઝી...,
અવેં કેં ઉંચ ડોળા... એ... કાલું હું... રે...

(જોરથી) 'વેવાઈ ભોઝા ડોળો તન..., વેવાઈ ભોઝા ડોળો'...,
કે ભોઝલાન ડોળો...એન કાલ હેં...રે....

ભોઝલા...ન ડોળા કાલી ન કેં જળમા બૂડી હેં ઝેળુ
હોળાગણ ન તો....,
જળની માસલી ઓવા... એ... લાગી હેં... રે....

ઑણ ડગરે ...,પેલે ડગરે.... એર હેં...એંણા ઝીલણીઆ
તળાવ ઝોવા.... એ.... લાગો હેં.... રે....

ઑણ....ઝૂંટ... પેલે ઝૂંટ...ફરી ફરી ન કેં ઝોય હેં....
ભોઝલોન તો..., પણ ઝેળુ રૉણી નહીં... એ... મળતી હેં...., રે....



વળી બારો....નેંહરી ન કેં નેંહાઈઓ નોંખે હેં ન માથુ ખટોરેં હેં
ભોઝલોન તો....,

(જોરથી) 'આઈ બાપલિયા' કેં મારી રોંણી ખોવઈ...એ...રે ગિયાં હેં...રે....

મોટાંનાં... મોંનવી આતો અતાં રે... બાપલિયાન તો...ઓ....,
રાઝાનાં...મોંનવી માથ... એ.... રે... આવેં હેં... રે....

કેં રાઝાનાં.... મોંનવી આતો અતાં હોં.... રાઝાની કુવરણન તો...,
મન ઉપરનો ઓળપો... માથ...એ... આય્યો હેં...રે....

કેં મગો...ર માસા આ તો ખાઈ ગિયા રે... બાપલિયાન તો...,
મોટાં ધણીઓંન હુંય ઝબાબ...એ દેવ્વો હેં... રે...

**ઝરમરિયું**

ભોઝલા ડોળા ઝ કાલીન રમીએં રે....
મોરો કેંણો.... ભોઝલા ડોળા ઝ (૨)

જળનીત માસલી ઓયાં રે....
મોરો કેંણો.... રોંણી ઝેળુ જળની માસલી (૨)

ભોઝોત ખોળવા લાગો રે.....
મોરો કેં'ણો.... રાણી ઝેળુ ભોઝો ખોળવા (૨)

ભોઝલા ઝીલણીએં તળાવેં રે...
મોરો કેં'ણો.... ભોઝલા ઝીલણીએં ત (૨)

રોંણી ઝેળુ ખોવાઈ ગિયાં રે....



મોરો કેંણો.... ભોઝલા રાણી ઝેળુ (૨)

મેંગોર માસા ખાઈ ગિયાં રે....
મોરો કેંણો.... ભોઝલો મેંગોર માસા (૨)

મોટાં ધણીઓંનાં મોંનવી રે....
મોરો કેંણો...ભોઝલા મોટાં ધણીઓંનાં (૨)

કોંય કોંય ઝબાબ દેહું રે.....
મોરો કેંણો.... ભોઝલા કોંય કોંય ઝબાબ (૨)

હે... રા.... હે....

હોંધારીન હોંધારીન કેં રોયેં હેં...પોક મેલીનતો...,
ભોઝલો રોવા... એ લાગો હેં....રે...

રુખી રુખીન કેં રોયે હેં...પોક પેલીન તો..ઓ...,
વોંહળ પૂઠ આવી ઠીઠીઓ કરી રોંણી ઝેળુ આહવા..એ લાગી હેં રે....

સોંનો રઈ વાત સોળઝે... ભોઝાઝી...,
તું હેંણ કારણે એ...ન રોવેં હેં...રે...

પાપીરા રાઝાની કુવરણ કેં મગોર માસા ખાઈ ગા એમ કરી
મારતો સાથી ભરઈ ગેઈતી રોંણી ઝેળુ...,
થારા ઝીવને કારણ...એ...ન રોવું હું...રે....

ઠોકીરા ઉં તો અતીહી ઓંણા ઝૂંટાનતો...,
ઝૂંટા આડેં ઉ...રે અતી રે...

થાર તો ઝીવરો કેં પાતળો હેં ભોઝલાનતો....ઓ...
બઈરાના ઝેવો ઝીવરો...એ...વાઝેં હેં....



હે.... રા.... હે.....

અવેં..આપું ભૂખાંનાં મરીએ ઓ...ભોઝલા ઓ...હો,
આપું ભૂખાંનાં રે મરીએ હેં...રે.....

ઉંય ભાટ લેવા ઝઉં હું...ભોઝા ઓ...હો,
ઉંય ભાટુલાં...એ...લેવ્વા હેં....

તમે...,ઝાઈન હું કેહાં ઓ...ઝેળુ ઓ...હો,
અમારે ઝાઈન...રે હું કેં હાં...રે....

આઈઝી... કેંહું ઓ...ભોઝલા ઓ...હો,
ગૂંઆરાંન માથ...રે ઝાઈએ હેં રે.....

અળ...વર અળવળ ઝાય હેં ઝેળુ...ઓહો,
વીર...કાસોટો...રે વાળ હેં...રે...

સાટુ... ખટિયાંણી ઝોય હેં....લોંબી તો હેં
નઝરે કેવ્વી...રે ભાળે હેં.... રે...

ઝેળુ હોળાગણી આવેં હેં... હોટા તો....હો,
રૉણાની કુવરેંણ...રે આવે હેં....રે....

આઈઝી... આઈઝી તમારા દીકરાનું, ભાટ આલઝો ઓ...
આઈઝી... ઓ...હો,
એવું કેંવ્વા..એ લાગાં હેં..

તમાર...આસર અમે આવાં હૈય ઓ... ઝેળુ...ઓ...હો,
તમાર આસર...રે આવાં હેં...રે...



આઈઝી…,આઈઝી.. કેંમ કરેં ઓ…ઝેળુ ઓ…હો,
કે દિ'યાંની દીકરાની… રે વઉવેં…હેં..રે…

કાલેં…બપોરાંની હું રે…આઈઝી ઓ…હો,
કાલેં બપોરે… રે વાઝતાં હેં..રે…

બટરીનો હોગ આલેં હો…ઓ.. સાટુરી ઓ…હો,
ખટિયાંણી…આલવા…એ લાગાં હેં…રે…

સરવેં… ખાટી સાહ આલેં ઓ…સાટુરી ઓ…હો,
સરવેં ખાટી…એ સાહ હેં…રે…

અમે તો… સાહ સખીઆ વાઝીએં ઓ… ઝેળુ ઓ.. હો,
સાહના સખીઆ… એ વાઝ હેં…રે….

વાઘઝીના… ગુજ્જેર કેંવરાઈએં ઓ… ઝેળુ ઓ…હો,
તમે મોટાંનાં…એ…મૉનવી હેં…રે….

લેઈન… ઝાવા લાગી હેં… ઝેળુ ઓ…હો,
સરવેં ખાટી….એ સાહે….રે….

સરવેં…ખાટી સાહ હેં…ભૂરી તો…હો,
ભગરીની, હોગરા…રે લેવ્વે હેં રે….રે…

લેઈને…. ઝાતી ઝાતી ઠૉહઈ નૉખ હેં….ઝેળુ ઓ…હો,
ઠૉહઈ મારવા…એ…લાગાં હે….

અવેં….ઝાવા લાગી હેં…વીર….તો….હો,
કાસોટો કેવ્વો રે વાળ હેં….

હિયોર…હોટો એરાં એરે હેં…રોંણો ઓ…હો,



બાઈ આવણા....રે લાગાં હેં....રે...

ઑગ...ણ પરુમણા બેઠા હેં રે...ઝેળુ ઓ...હો,
અગહેળાં ઝાવ્વા...રે લાગાં હેં.....

ડોળી...રૉણના રૉણાઓ.... લેંબદ્દે ઓ...હો,
રૉણા પરુમણા...એ...આવા હેં....

ઝેળુની....હગાઈઓ મેળ હેં...ઝેળુ ઓ...હો,
હળવેંળ હળવેં...ળ...રે આવેં હેં...રે....

વીર....કાસોટો નેંસો મેલે ઓ...બેટા ઓ....હો,
ઑગણે પરુમણા...એ આવા હેં...રે..

થારી... હગાઈઓ મિળી હેં રે કુવરેંણ ઓ...હો,
રૉણા લેંબદ્દેનાં...રે નારી હેં....રે....

ઉં તો... રૉણાન નહીં ઝાવાની ઓ... બાપુઓ...હો,
રૉણાન નહીં...રે ઝાતી રે.....

સાહનો....સખીઓ વાઝ ઓ... ગુજરતો...હો,
સાહનો સખીઓ...રે વાઝ હેં...

રૉણા....ન ઝાહોં તો રૉણી કેંવરાહૉ દીકરા ઓ....હો,
રૉણાન ઝાહો....રે રૉણી.....

ગુજરાં...ન ઝાહૉ તો ગુજરેંણ કેવરાહૉ ઝેળુઓ...હો,
હૉપળે બેટા...રે વાતો હેં....

ધળ...મળ ધળમળ સરે વાદ્દળ મેંલ...આથમા તો...હો,
કમળ લાકરી....આથાં હેં...રે....



વાટકીએ સૂતાં....સૂરમાં કાલેં હેં.... આથમા કમળ લાખરી હેં,
નેંસી આવણા....એ લાગી હેં...રે...

ધળ...વળ ધળવળ ઝાય હેં.... એણ તો...હો,
ઝીલણીએં તળાવ...રે ઝાવેં હેં...રે....

ઝીલણીએં તળાવેં ઝાય હેં...ઝાઈ તો..હો,
ભોઝા ગુજ્જેર..રે આવેં હેં...રે....

ભાટુલાં...આલવા લાગી હેં ઝેળુ તો..હો,
આડા અવળી... રે ફીરે હેં...રે...

અવેં...ઝેળુ રૂગાં રાળ હેં....ઝેળુ ઓ...હો,
રૂગાં રાળવા...રે લાગાં હેં...રે....

કેંમ...રૂગાં રાળ ઓ...ઝેળુ ઓ....હો,
હોટા રૉણાની...રે દીકરી હેં...રે....

ઑગ...ણ...પરુમણા બેઠા એ ભોઝલા ઓ...હો,
ડોળી રૉણના...રે આવ્વા હેં...રે...

રૉણા...લેંબદેનાં નાળેર આવાં હેં... ભોઝલા ઓ...હો,
એણ કારણ...રે...રોય્ય હેં...રે....

રૂગાં....મતી રાળઝે એ... રૉણી ઓ...હો,
તુંય માર....રે રૉણી હેં.... રે...

ઉંય થારો પુરુસ સુ રે...ઝેળુરી ઑ..હો,
દલરે દખરાં માં...રે ઑણે હેં...રે....

એણી હિલાણીઓ હેં'લા ભોઝલા ઓ...હો,



હેંણ પરકાર...રે રોંણી હું.... રે...

ઑણી... વેળ તો ધાખલો બૉત હેં...ભોઝલો...હો,
દોરો બૉધવા...રે લાગો હેં...રે....

તુંય... માર રોંણી'લી...ઝેળુ ઓ...હો,
અવેં ખુસ્સી.... ઓયાં હેં...રે....

ઠીઠીઓ....કરીન આહેં હેં....રોંણી ઓ...હો,
અવેં ખુસ્સી....ઓયાં હેં.....રે....

ભોઝલા... વરનાં પૉન લઈ આવે...એ... ભોઝા ઓ..હો,
પૉનમા સૂરમું...રે સોળએં...રે....

ભોઝલો ઝાવા લાગો હેં... ભોઝલો ઓ...હો,
ઝોઈ...ઝોઈન... રે થાકો હેં... રે...

અવેં...પાસો આવેં હેં...ગુજોર ઓ....હો,
મન નહીં....રે મળતાં હેં....રે.....

ઝેળુ...ઝાવા લાગી હેં... ઝેળુ ઓ...હો,
એકે ઝાર... રે મેલી બીઝા ઝાર ઝાય હેં....

ક...રોર દેવીઓનો વાસો હેં...રે ઝેળુરી ઓ...હો,
એંણ એંદુઆ... વર રે આવી હેં...રે...

બધી...બોલી હેં.... દેવીઓ...હો,
હૉપળે ઝેળુ...રે વાતો હેં...રે...

રોંડ...કેં ગુજોરાંની હૉરો મેંઠી લાગી હેં... ઝેળુરી ઓ...હો,
તું તો સરવા...રે ગેઈ હેં...રે....



એતરાં...દઃખરાં માં ઑણઝો બાઈઓ...હો,
હૉપળાં કરોર...રે દેવ્વેં હેં...રે...

રૉણના..રૉણાનાં અવેં નાળેર આવાં હેં...રે...બાઈ ઓ...હો,
ભોઝા... ગુજોરન....રે ઝાવ્વું હું...રે...

અવેં.... વખરાં ઉં પરાવું હું... બાઈઓ....હો,
એણા ફેરામા...રે આવેં હેં...રે....

અવેં...ઉં તો કેં રૉણાન નહીં ઝાવા ઓ...બાઈઓ....હો,
ગુજોરન ઝાઈન...રેવ્વી હેં...રે...

એણી...વેળ તો કેં લો ઊડ હેં ઓ...બાઈઓ...હો,
રીટાં ખપર....રે લાવાં હાં...રે......

ઑણી....વેળ તમે આવઝો....બાઈઓ...હો,
ગુજરાંનું રણુકાર... રે કરીએં હેં....રે....

એંદુઆ...વરનાં પૉન લઈ આવેં ઓ.... ઝેળુરી..ઓ...હો,
આવણા કેવી...રે લાગી હેં....રે....

ભોઝા ગુજોરન આલેં.... ઓ...હો,
પૉને પૉન...રે આલ્લેં હેં...રે....

પૉને સૂરમાં ખાય હેં રે... રૉણી ઓ...હો,
સૂતાં સૂરમાં...રે ખાંય હેં..રે...

સૉને...સવીસ ટોળા હેં રે... ભોઝલા ઓ...હો,
વરલે પીપળે....રે બેઠા હેં....રે....

હે.... રા.... હે....



**ઝરમરિયું**

ખાખેંરીઑ ખેડાંમા રાઝ, થારાં મેંન રઈ ગાં....
ભોઝલા ખાખેંરીઑ (૨)

પેંરણીત પેંરણી રમતાં રાઝ, થારાં મેંન રઈ ગિયાં...
ભોઝલા પેંરણી પેંરણી (૨)

હાઈ હાઈ થારી માયા રાઝ, થારાં મેંન રઈ ગિયાં....
ભોઝલા લાગી માયા (૨)

હાય હાય નૉનકે માયા લાગી રાઝ, થારાં મેનં રઈ ગિયાં....
ભોઝલા નૉનકેં (૨)

હાઈ હાઈ રેંડાં પાડાં રોકતાં રાઝ, થારાં મેંન રઈ ગિયાં...
ભોઝલા રેંડાં પાડાં (૨)

હાય હાય ઝીલણીએં તળાવે રાઝ, થારાં મેંન રઈ ગિયાં...
ભોઝલા ઝીલણીએં તળાવે (૨)

હાય હાય રૉણીત રૂગાં રાળે રાઝ, થારાં મેંન રઈ ગિયાં...
ભોઝલા રૉણી રૂગાં (૨)

હાય હાય રોઈ રોઈ માં મેંરઝે રાઝ, થારાં મેંન રઈ ગિયાં...
ભોઝલા રોઈ રોઈ માતી (૨)

પેંરણી તનં સોરું રાઝ, થારાં મેંન રઈ ગિયાં...
ભોઝલા પેરણી ન (૨)

હે.... રા.... હે....



નવ...લાખ ટોળા લઈન ઝાય હેં પોઝો ઓ...હો,
અવેં ઝાવ્વા....રે લાગો હેં...રે....

પૂઠો...વાળી વાળી ઝોંવે હેં....ઝેળુરી ઓ...હો,
મારો...પોઝો...રે ઝાવ્વે હેં...રે.....

માય્યા...મેંઠી લાગી હેં...રૉણી ઓ...હો,
માયા મેંઠી...રે લાગી હેં...રે...

હોઢા રૉણાન ઘેંર ઝાય રે...રેંડાં-પાડાં લેઈન,
અવેં ઝાવ્વા...રે લાગાં હેં...રે...

ગળીઓરમા... હુગાળ આવો હેં રે... ગુજ્જેર હો,
અવેં રૉમા...રે સૉમા હેં...રે...

રૉમા...સૉમા થાય હેં... અવતો...હો,
કોરી સરવા...રે લાગા હેં...રે...

તૉણી તૉણી તગરા ભીરેં હેં... મેયો ભોઝલો...હો,
આપું ઝોઈ... રે આવીએં હેં ...રે...

અવેં..ઊડી ઊડી અસવાર થય હેં પવનેં તો...હો,
પવન કોરીઓ...રે સાલ હેં...રે...

ડોડીઆ...બરુ ખલ્લાટા માર હેં... ભાંગટી તો...હો,
હરિયે નળે ડોડીઓ...બરુ રે વાઝ હેં...રે...

ઝોઈ... પાસા આવેં હેં ગુજ્જેર તો...હો,
હિયોર હોઢાન...રે ઘેંરે હેં...રે....

હોઢા...રૉણાન ઝય હેં ઉમઝી, ખેંમઝી, એંમઝી, ઢાગઝી હો,



સવીસ ગુજોર...રે ઝાવેં હેં...રે....

ખાઝે... પીઝેન રાઝ કરઝે રૉણા ઓ...હો,
અવ તો હુગાળ... રે સમીઓ હેં....રે...

અમે... પાસા ઝાઈએં હેં... થાર તો...હો,
આસર અમે...રે આવીએ હેં...રે....

ઝા'લા... ગુજરો બોલા સાલા માફ કરઝો ગુજરો...હો,
અમારી દ્દસા...રે આવેં હેં...રે...

અમારી... દ્દસા કે દ્દિ'ક આવેં ઓ... અમે તો...હો,
તમારા દ્દેસમા...રે આવીએ રે....

અમે...એક વાત સોળીએં હેં...રૉણા ઓ..હો,
રઈ વહી...રે ઝાઈએં....હેં...રે...

થાર કુવરણનું પરણેત કરે ઓ...રૉણા ઓ...હો,
અમાંન સાવળ....રે મેલઝે રે....

હે.... રા..... હે.....

અવ...ઝાવા લાગા હેં....વાઘઝીરો...હો,
સૉન સવીસ...રે ટોળા હેં...રે...

ટઉ...કરે ટઉકરો કરેં હેં... વાઘઝીરાના બેટા ઓ....હો,
મકોરા લારેં...રે ઝાવ્વે હેં...રે...

ઓડીએ...ઉસારા કાલેં હેં.... સાટુરી ઓ...હો,
ખટિયાંણી...રે વાઝ હેં...રે....



સાટુરી....ખટિયાંણી હેં રે... રખમાં ઓ....હો,
મેયા રૉણાની...રે રૉણી હેં...રે.....

અવેં...ગળીઓરમા ઝય હેં....રૉણી ઓ...હો,
મા રે સાટુરી હેં...રે....

હઉ...હાઉઓંના સૉરા હંભાળેં...વાઘઝીરા ઓ...હો,
અવે ઝાવ્વા...રે લાગા હેં....રે...

કેવા પૉગે લાગે હેં ગુજ્જેર તો...હો,
રૂપાહેંણ... ઓકા રે ભરેં હેં..રે...

બેઠા...બેઠા સૉરાંન માથે તૉણ હેં દ્દન તો...હો,
રાતની ખબર...રે.. નહીં....રે...

અતારી હેં કેં...અઝવાળી હેં...એ....ખબર નહીં ઓ....
વાઘઝીરા ઓ..હો,
ઊગમા દ્દન....રે ઝાવ્વે હેં...રે....

ફેરવી ફેરવીને સાલોર સારે હેં જેસાંનો...હો,
નાપુરો સારવા...રે લાગો હેં...રે....

અરિયે નળે સારેં હેં.... ડોડીઆ બરુ ઓ...હો,
ખલ્લાટા મારવા...રે લાગા હેં...રે...

ડોળી રૉણના રોણાન હો....
હગાઈઓ....મિળી હેં....રે અવતો...હો,
અવ સાવળ...રે આવેં હેં...રે...

રૉણી...ઝેળુ બોલ હેં... ગુજ્જેર તો....હો,



રઈ વહી ઓ...રે ગિયા હેં....રે...

એણાં...ન સાવળ મેલઝો ઓ... બાપુઝી ઓ...હો,
ખાલી સાવળ... રે મેલ હેં..રે...

(બધા સાથે બોલે છે, ''અંબ્બે...'')

ઘરબાઈ... માંય કરઝો... ગુજરો...હો,
ખાલી સાવળ ન..રે મેલિયા હેં...રે...

રબારીન વેહે આવઝો... ગુજરો...હો,
ખાલી નૂતર...રે મળહેં...રે...

સૉ...ન સવીસ કેં વાત સોળ હેં... ગુજ્જેર ઓ...હો,
હૉભળાં બૉતમીઓ...રે વાતો રે...

કુણ... ઝૉણેં હેં... વાઘઝીરાના ઓ...હો, હોનું તો...હો,
રૂપું હૉમટું...રે વાઝ હેં...રે...

અવેં... હોનીરલો તેરઝો... વાઘઝીરો...હો,
આપણ ઑગણે...રે આવેં હેં...

આપણ...બધાં ભાઈઑન આર કરવા હેં... ગુજરો...હો,
મેયાન મોરિયું રે કરવું...હેં....

ભોઝા... ગુજ્જેરન કરવો હેં રે... ઝાલરીઓ ઓ...હો,
ઝાલરીઓ ટોપ...રે કરવો હેં...રે....

ઊમલો... ઝૂમલો હોની તો...હો હોનું તો...હો,
રૂપું કરવા...રે લાગા હેં...રે....



હે... રા..... હે....

હોળૈયો...હોળૈયો હણગાર મૉડે હેં... ગળીઓરના ગુજોર ઓ...હો,
કેવા મૉડવા...રે લાગા હેં...રે....

અવેં... કેવા મૉડે હેં... ગુજોર ઓ...હો,
કોરીઓન હઝ... રે પીરેં હેં...

માથાનાં... મોરૈયાં મેલ હેં.... મેયો રૉણો ઓ..હો,
ઝાલરીઓ ટોપ...રે મેલ હેં...રે....

ઝાલરીઓ... ટોપ તો હેં...રે.... ભોઝલાન ઓ....હો,
અવેં ઊડી...અસવાર રે ઓયા હેં...રે....

કોરાંની ખરીએ ધરતી ધુઝ હેં...રૉણા ઓ...હો,
રૉણાનાં મેંલાં...રે ધુઝ હેં...રે.....

ઝેળુ...હોળાગણન ખબેંર પરી હેં... મારા ઓ...હો,
વાઘઝીરા, રૉણો...રે વાત માડે હેં...રે....

મેંલાંના....કાંગરા ધુઝ હેં... અવ તો...હો,
કૉયકેં અઝવાળું....રે ઑય હેં...રે....

કૉયકેં...અઝવાળું થાય હેં...હેનું તો....હો,
અઝવાળું થાવ્વા....રે લાગ હેં...રે...

હોના...રૂપાનું અઝવાળું થાય હેં....ગુજરો...હો,
હોના રૂપાનું...રે અઝવાળું હેં...રે...

ગુજો...ર આવણા લાગા હેં...રે એ...બાઈ ઓ...હો,
મેંલાંના કાંગરા...રે ધુઝ હેં...રે....



ઝરમરિયું

ઈરલી બાયણીયન આવ... (૨)
ઈરલી હેંણાનો ઝળુકો... (૨)

ઈરલી હોનું રૂપું ઝળકેં.... (૨)
ઈરલી ધરણ ધુઝવા લાગું... (૨)

ઈરલી ગળીઓરના ગુજ્જેર... (૨)
ઈરલી સવ્વાસ રે ગુજરાંન... (૨)

બાઈઓ વાળ વાળ મોતી હારે.. (૨)
બાઈઓ ગુજ્જેર મૉડવે આવે... (૨)

બાઈઓ રૂપાનું અઝવાળું... (૨)
બાઈ તું ઝટ દેઈ બાયણ આવ.. (૨)

બાઈ ઓ હુરઝીન પોળાં આવા... (૨)
બાઈ ઓ ઊપાન ઝૂરણ મૉડે... (૨)

મારા લાડમીઆ ગુજ્જેર... (૨)
ઈરલી લેવી સોવની થાળીઓ... (૨)

બાઈઓ ખઝૂરીઆળા દીવલા... (૨)
બાઈઓ ટીલે ટબકે ઝાઝે... (૨)

ઈરલી થારોન બનેવી ... (૨)
ઈરલી ઝાલરીઓ હેં ટોપ.. (૨)

ઈરલી પેંલું ટીલું તૉણ... (૨)
ઈરલી કેહોર હેં ઘોરલી... (૨)



ઈરલી પેસણ ટીલાં તૉણ... (૨)
ઈરલી મેહાન હેં મોરિયું.. (૨)

ઈરલી મેહાન ટીલાં તૉણ... (૨)
ઈરલી નવન હેં લાખીઓ રેવત.. (૨)

ઈરલી ઍણાન ટીલાં તૉણ... (૨)
ઈરલી સવ્વીસ ગુજ્જોર... (૨)

ઈરલી ગુજરાંન ટીલાં તૉણ... (૨)
બાઈ તું ગુજ્જોર દ્દલગેર ઝાહેં.. (૨)

હે... રા.... હે....

અવેં...ગુજ્જોર હેં રે.. ગળીઓરના ઓ....હો,
અવેં વાગે...રે, વારીએ હેં...રે....

વાગે...વારીએ ઢાળો કરઝો... ગુજરાંનો ઓ...હો,
ફૂલરાંના ભોગી...રે વાઝેં હેં....

ફૂલરાંના ભોગી વાઝ હેં...ગુજ્જોર ઓ....હો,
લીલી ઝાઝમો...રે રાળ હેં.....

લીલી...પીળી ઝાઝમો નાખેં હેં...રૉણો ઓ...હો,
અવેં રૉણો...રે નૉખે હેં...રે....

વાગે...વારીએ..રે ઢાળો કરો હેં...ગુજરાંનો...હો,
વાગે વારીએ....રે ઢાળો હેં...રે....

હોના...રૂપાના હઝ ઉતારેં હેં...ગુજ્જોર તો...હો,
વાગે વારીએ રે બેઠા હેં...રે....



ડોળી...રૉણના રૉણાની આવી હેં ઝૉનો...હો,
વરલે પીપળે...રે બેંહ હેં...રે....

વરલે...પીપળે બેઠી હેં...ઝૉનો...હો,
વાગે વારીએ...રે ગુજોર હેં...રે....

વાગે...વારીએ ગુજોર હેં રે... ફૂલરાંના ઓ...હો,
ભોગી...રે વાઝ હેં...રે....

**ઝરમરિયું**

બેઠા..બેઠા એણી વાગન વારીઓના (૨)
ભોગી...વાઝ...રે મારા ગળીઓરના ગુજોર (૨)

ફૂલાં...ફૂલાં...રે પેલી ઝાસી રે ઝવલીનાં (૨)
ફૂલા...ફૂલા...રે પેલા સૉપા ન હેં કેવરા (૨)

ગુજોર...વાઝ..રે એણી વારીઓના...ભોગી (૨)
ફૂલા...ફૂલા...રે પેલી કતકી ...ન કેવરા (૨)

હોરા...બેહઝો...રે મારા વાઘઝીના ગુજોર (૨)

હે.... રા.... હે....

તોરણીએ... અવેં આવેં હેં... રૉણા ઓ...હો,
ઝટપટ...રે કરેં હેં...રે....

કોટ...કૂદીન તોરણ સબણાં હેં રે... રૉણા ઓ...હો,
કોટ કૂદીન...રે સબણાં હેં....રે....



હોના રૂપાનો હઝ ભીરેં હેં...લેંબદ્દેરો....
ઉલાળીઓ લગમ...રે કરેં હેં...રે....

ઊડી..અસવાર ઓય્યો હેં...રૉણો ઓ...હો,
ઊડી અસ્વાર...રે ઓય હેં...રે....

પાસો...પાસો ઝાય હેં.... કોરો ઓ...હો,
કોરો નહીં...રે ઝાતો હેં...રે...

**ઝરમરિયું**

રૉણાવાળા રૉણા રાઝ, ઝરમર ઝાલરિયું લેતું,
ઝરમર ઝાલરિયું લેતું... (૨)

પાસીન પાસી પગલી પારો,
ઝરમર ઝાલરિયું લેતું... (૨)

રૉણાનું નાક ઝાય રે બાપા,
ઝરમર ઝાલરિયું લેતું... (૨)

તોરણ નહીં કૂદ્દતો રૉણો,
ઝરમર ઝાલરિયું લેતું... (૨)

હાઈ હાઈ હરીએ ધરણ ખોદે રાઝ,
ઝરમર ઝાલરિયું લેતું... (૨)

ઝગમા ખોટું આવે રાઝ,
ઝરમર ઝાલરિયું લેતું... (૨)

હે... રા.....હે.....



અવેં વીસાર મૉંડે હેં...રૉણો ઓ...હો,
કેંમ કરી તોરણ...રે સબું રે.....

અવેં...વીસાર મૉંડે હેં...બાપા ઓ....હો,
ઝગમાં કૉમ...રે ખોટું હેં...રે....

ભોઝા...ગુજોર હારે વાગ-વારીએ ઝાય હેં... હૉપળે ઓ...હો,
માહિયાંણ મારી...રે વાતો હેં...રે....

એક લાખ...દ્રૉમ... લેતા બેં લાખ લેઝે.... માહિયાંણ ઓ...હો,
થારી કોરલી...રે આલઝેં હેં...રે....

બે લાખના.... સાર લાખ આલે ઓ...રૉણા ઓ...હો,
તોય કેસર નહીં... રે આલતો હું....રે....

સાર લાખ...આલતો પૉસ લાખ આલે પૉણ નેં આલું ઓ...
માહિયાંણ ઓ...હો,
પણ એક વાત...રે કરવી હેં...રે....

તોર...ણ સબી ઉં આલું હું....માહિયાંણ ઓ...હો,
દલે દઃખરાં માં...રે ઑણ હેં...રે...

ઝા'લા કેં કેં... તોરણિયું સબી આલે ભોઝલા ઓ...હો,
તોરણ સબી...રે આલેઝે..રે...

અવેં...તોરણીએ ઝાય હેં... તૉણી તો...હો,
તૉણી તગરા...રે પીરેં હેં...રે....

હોના...રૂપાના...મૉર કાલેં હેં ગુજોર તો....હો,
કોરલી હોને રૂપે રે... ઉઝળી હેં..રે...



અવેં... તૉણી ભીરેં... ગુજોર તો...હો,
હોના રૂપાનાં...રે હઝ્ઝ હેં...રે....

કોરીએ...અસ્વાર ઓયો હેં...ભોઝલો ઓ...હો,
ઊડી અસવાર...રે ઓયો હેં...રે....

અવેં..કુડાળે કાલે હેં... કોરી તો..હો,
કાલવા કેવ્વો...રે લાગો હેં.... રે...

હે... રા.... હે....

**ઝરમરિયું**

ઈરલી બારણીયત આવ... (૨)
ઈરલી થારોન બનેવી... (૨)

ઈરલી તોરણીએન આવે... (૨)
ઈરલી ઘોરી કુડાળે કાલે.. (૨)

ઈરલી ફરી ઝોવાની ખાંત... (૨)
ઈરલી ઝોયણિયુંન ફૂલિયું.... (૨)

**ઝરમરિયું**

ભોઝેલા ઊંસું લગમ તૉણ.... (૨)
ભોઝલા સરગાંની ફૂરઝલીઓ.... (૨)

હાઈ હાઈ રૉણી ઝેળુ એરાં એરે... (૨)
હાઈ હાઈ વાઘઝીના ગુજોર... (૨)



હાઈ હાઈ ગુજ્જોર તોરણ સબાં... (૨)
હાઈ હાઈ ફરી ઝોવાની ખાંત.. (૨)

હાઈ હાઈ કોંયકેંણ નકટો ઓઈઓ (૨)
હાઈ હાઈ વાદ્દળ મેંલાં હેં ઝેળુ... (૨)

હાઈ હાઈ લોંબો હાથ આલેં... (૨)
હાઈ હાઈ ખોંડુ આલવા લાગો.... (૨)

હાઈ હાઈ સવરીઓંમા ઝાઝે... (૨)
હાઈ હાઈ ખોંડુ લેઈ તું ફીરઝે... (૨)

હે.... રા.... હે....

(બધા શ્રોતા સાથે બોલે છે, ''અંબે....'')

અવેં રોંણો કેં વીસાર મોંડે હેં...હોંપળો ઓ....હો,
હરદ્દારો મારી.. રે વાતો હેં...રે....

સવરીઓંમા અવેં ઝાઈએં હેં...હરદ્દારો...હો,
હોળૈયો હણગાર...રે કરવો હેં....રે....

અવેં... ગીતારીઓ ગીતાં ગોંય હેં ..અવ તો...હો,
ઝાવા કેવ્વાં...રે લાગાં હેં...રે...

અવેં...ઝાવા લાગી હેં એંણા તો...હો,
રોંણો લેંબદ્દે...રે વાઝ હેં...રે...

ટીલાં...તોંણવા લાગી હેં... ઈરલી ઓ...હો,
ટીલાં કેવ્વાં...રે તોંણ હેં...રે...



નાસવા...વાળાં નાસે હેં....તમકેં તેખૂરો...હો,
કેવો ઊડવા લાગો હેં...રે....

ધમકેં... તેખૂરો ઊડ હેં...રાઝા ઓ...હો,
અવ સવરીઑમા...રે ઝાવ હેં....

સવરીઑમા... ઝાવા લાગો હેં....રાઝા ઓ...હો,
અવેં રઈ...રે ઊપો હેં....

ભણિયો....અવેં હેં રે....સૉરીઑ...હો,
સિતરવા કેવ્વો...રે લાગો હેં...

સૉરીઓ સિતરવા લાગો હેં... બે વારીઓ...હો,
બે લોટીઑ...રે મેલ હેં રે....

બે... વારીઓ બેં લોટીઓ હેં.... તીલ ઓ..હો,
ઝૉવ પરો...રે આવ્વે હેં...રે...

અવેં... સવરીઓમા ફીરે હેં... રૉણી...ઓ...હો,
પૂઠેંણ પૂઠેંણ ...રે ફીરેં હેં...રે...

ભોઝા....ગુજ્જેરનું ખોડુ હેં...રે...ઝેળુ ઓ...હો,
પરું અવેં...ઝેલ હેં..રે...

આડા...ઓળવટ કરી ઓ...ઝેળુ ઓ...હો,
ખોડુ લેઈન...રે ફીરેં હેં...

પૉસ...ફેરા તો ફીરી હેં...રૉણી તો...હો,
ખોડુ લેઈન...રે ફીરેં હેં...રે....

ડોળી... રૉણનો રાઝા હેં...રૉણો તો...હો,



લેંબ...પરો...રે પર હેં....રે...

અવેં...બેંહાં ઊઠાં કરહેં...રૉણા ઓ..હો,
પરણી ઊપા...રે થવ હેં...રે...

ફીરી...પાય તો લાગ હેં...રૉણો ઓ...હો,
અવેં રૉણી....લેવ્વ હેં...રે...

બારણીય... આવણા લાગો હેં....રૉણો ઓ...હો,
બારણીય... આવણા લાગો હેં.....

રૉણો ઓ...હો,
આવ ઍણી...રે વાટ હેં...રે...

વરલે...પીપળે આવે હેં...અવ તો...હો,
ઝેળુનો મૉડવરો...રે નાસ હેં...રે...

**ઝરમરિયું**

હાઈ હાઈ ગુજ્જોર મૉડવ આવેં... (૨)
હાઈ હાઈ માથાનાં મોરીરાં... (૨)

હાઈ હાઈ ભમ્મરીઓ ઑંખાંના... (૨)
હાઈ હાઈ કેંણા હેં રૂપાળા... (૨)

હાઈ હાઈ મણીઆ મણીઆ મોતી.... (૨)
હાઈ હાઈ હોના રે રૂપાના... (૨)

હાઈ હાઈ ગુજ્જોર મૉડવરોન રમેં.... (૨)
હાઈ હાઈ ઊડ સીખલા સૅળ... (૨)



હાઈ હાઈ વેંણી વેંણી લેં... (૨)
હાઈ હાઈ સવાસ રે ગુજરાંન... (૨)

હાઈ હાઈ નગરીવાળાં લોક... (૨)
હાઈ હાઈ વેંણે મણીઆ મોતી... (૨)

હાઈ હાઈ ઝગતો ઝાતા રેં હેં... (૨)
હાઈ હાઈ ઝગતાંની હિલાંણીઓ... (૨)

હાઈ હાઈ કુણ ઝોંણ ગુજ્જેર.... (૨)

હાઈ હાઈ માય્યાના હેં સખીઆ... (૨)

(એક શ્રોતા, ‘‘એ...બાપા....’’)

હે.... રા.... હે....

અવેં...ઈરલી ઝાઝે...થારા ઓ..હો,
રૉણાન ઝાઈન..રે આવેં હેં...રે...

ફૂલરાંના ઝબાપ લેઈ આવે...ઈરલી ઓ...હો,
કેયાં ફૂલ...રે વડાં હેં...રે....

સોનાની...પગરખીઓ પૉગે હેં...આથમા ઓ....હો,
રંગેલ ગેડીઓ...રે ઝાલે હેં...રે....

ડોળી...રૉણના રૉણા હાર ઝાય હેં...ઝાઈ તો...હો,
કેવી બોલવા...રે લાગી હેં...રે....

હૉરમા...બેહી વાત કરેં ઓ....હૉપળે ઓ...હો,
બનેવી મારી...રે વાતો હેં...રે....



ફૂલમા...ફૂલ કેં કેયાંનું..મોટું કેવું હેં રે...એવો ઓ...હો,
અમોગો બાઈએં....રે મોંગો હેં...રે...

કોંય...ફૂલરાંના ઝાબ નહીં ઝોંણતા ઓ..બાઈ ઓ...હો,
કોળીનું ફૂલ...રે મોટું હેં...રે...

એમેં...ઝાઈને કેંઝો...ઓ...બાઈઓ...હો,
તમારી બેંનન..રે કેંઝો...હે...રે,

પાસી...આવણા લાગી હેં...ઈરલી ઓ...હો,
હુંય ઝાબ...રે ઓંણ હેં...રે...

કોળીનું ફૂલ મોટું હેં એંમ કઉં હેં રે...બેંનરી ઓ..હો,
આય ...રે રોંણાના...રે ઝાબ હેં...રે...

અવ કેં... વાગ વારીએ ઝાઝે બાઈ ઓ...હો,
ભોઝો ગુજ્જેર.....રે વાઝ્ઝ હેં...રે...

કેતરા...ઝાબ કેં ઝોંણ હેં રે... બાઈ ઓ...હો,
એવા ઝાબ...રે ઓંણ હેં...રે...

આથમા...રંગેલ ગેડીઓ હેં...વાગ તો...હો,
વારીઓં ઝાવ્વા...રે લાગાં હેં...રે...

ઝાઈ...વાતન સોળ હેં...હોંપળો ઓ...હો,
બનેવી....મારી...રે વાતો હેં...રે....

ફૂલરાંના...ઝાબ કેં મોંગા હેં...ઓ...બાઈ ઓ...હો,
બનેવી તમે...રે આલઝો હેં...રે...

એક...ઝાબ હેં રે... બાઈ ઓ...હો,



તરણ અસમાંન...એ વાઝ હેં...રે...

બીઝો... ઝાબ તો વાઝ હેં...એંદ્દર તો...હો,
રાઝા એંના..રે ગરપ હેં...રે...

(તેંણમો) ઝાબ હેં... બાઈ ઓ...હો,
માનું થૉન...રે વાઝ હેં...રે...

સેલા.... ઝાબ કેં આવા હેં... ગુણ ઓ...હો
કપાસ ગુણ...રે વાઝ હેં...રે....

એતરા... ઝાબ કેં ઝાઈન કેંઝો... બાઈ ઓ...હો,
ઈરલી ઈરા...રે વેંર હેં...રે...

ખોટા...પરેં તો પાસી આવઝે... ઈરલી ઓ...હો,
ખોટા પરેં તો...રે આવઝે રે....

પાસી...ઝાવા લાગી હેં... ઈરલી ઓ...હો,
ઝાબાંનાં નૉમાં...રે કરવાં હેં...રે...

બધા... ઝાબ તો કેંવેં હેં... વૉસી તો...હો,
વૉસી વધાવણા...રે લાગાં હેં...રે...

સવાસ...સવાસ રે...મારા ઓ...હો,
ફૂલરાંના ભોગી...સવાસ રે...

સવા...સ સવાસ બોલ હેં...મારા ઓ...હો,
વાઘઝીના કીકલા...રે સવાસ રે...

ફૂલરાંના ઝાબ બધા આલા હેં...ઈરલી ઓ...હો,



ઝાઈન...રે સોળ હેં...રે...

(''બધા શ્રોતા 'સબા હો...'')

હે....રા .....હે......

અવેં... ગુજોર તો આલેં હેં...ઝબાપ ઓ...હો,
અવેં આડા...રે ઓળવટ હેં...રે...

મરદનો....વેસ લે હેં... ઝેળુરી ઓ...હો,
અવેં આડા...રે ઓળવટ હેં...રે....

અવેં...વાગ તો વારીએ ઝાય હેં... સોવની તો...હો,
થાળો ગુજરાંન....રે આલ્લે હેં...રે...

ગુજરાં...ન આલવા લાગી હેં...કોટવાળો ઓ...હો,
મોતી સૂરના લાડુ હેં...રે...

મોતી...સૂરના લાડુ હેં...ઝેળુ તો...હો,
કોટવાળાં કરવા...રે લાગાં હેં...રે...

હોરા...હોરા તમે ખાઝો...ગળીયોરના ઓ..હો,
ગુજરો તમે...રે ખાઝો....હેં...રે...

ભોઝનીઑ આલે હેં રે... હોરા ઓ...હો,
અવેં વારીઑ...રે વાઝ હેં...રે....
એક...આથે નૉમેં હેં ધારો ઓ...હો,
કી હૉરમા ઝાતું...રે રેવેં હેં...રે....

બળઝો...બળઝો કુપારીઆ થારાં અવળાં નારુંતેરં બેહારાં ઓ....



કુપારીઆ ઓ...હો,
નાદ્દરીના કુપારીઓ...રે વાઝ હેં...રે...

અવળાં...નારું કેંમ બેંઠારાં હેં...અવળાં ઓ...હો,
તીમી તારો...રે પર હેં...રે....

અવેં...એણાંન ઝમારે... ગુજરાંન ઓ...હો,
રૉણી ઝેળુ...રે વાઝ હેં...રે....

મકીનો...ખીસરો આલેં હેં...રૉણાન ઓ...હો,
રૉણાન આલવા...રે લાગાં હેં....

અવેં... અવતો ખાઈ...પીન ઊઠેં હેં...અવતો...હો,
તૉણી તંગરા...રે પીરેં હેં...રે...

હોના રૂપાના ખોગીર સરાવેં હેં... ગુજરાં ઓ...હો,
અવેં ઝાવ્વા...રે લાગા હેં...રે...

મિળી..હૉમળીન ઝાઈએ હેં...એણા ઓ...હો,
હિયોર હોટાન...રે ઝાઈએં હેં...રે....

લાડી...કાટી આલઝો... અમાર ઓ...હો,
અમે અવ્વેં...રે ઝાઈએં હેં...રે...

અવેં...લાડી તો કાઢ હેં... રૉણો તો...હો,
મેંલાંમા ઝાવ્વા...રે લાગા હેં...રે...

લેઈનેં... બાયણ આવેં હેં... રૉણો ઓ...હો,
બાયણ આવણા....રે લાગો હેં....રે....



અવેં... સેરા તો સોરે હેં...ઝેળુ...ઓ .....હો,
સેરો સોરવા... રે લાગાં હેં..રે...



બાર...જુરીઑનો એક સટો માર હેં... ખેમલો કાહીદીઓ...
એક...સટો...માર હેં...રે....

તુવારે...તુવારે ઊડ હેં...ખેમલો કાહીદીઓ....હો,
રૉણી ગુજરાં વૉહળ....રે ઝાવ્વેં હેં....રે....

રૉણી...કે ગેઈ'લા રૉણી ઓ...હો,
મેંતા મસુદી...રે ઝોવ્વે હેં...રે....

અવેં..રૉણી તો ઑં તો નહીં ઓ...રૉણી ઓ...હો,
કેય પાખેં...રે... ગઈ હેં...રે...

ગુજરાંન...વૉહળ હેંડી નેંકરી ઓ....રૉણી ઓ...હો,
ઝાઈન પાસી...રે વાળ હેં...રે...

અવેં ઊડી...ઊડી અસવાર થય હેં...કોરીઓ...હો,
તીખા તાઝણા...રે રોળવેં હેં...રે...

તીખા...તાઝણા રોળવે હેં....ઝય ઓ...હો,
ઍણા ગળીઓર...રે કોટમા હેં... રે....

ડોળી...રૉણમા ઝય હેં...ઝૉનો ઓ...હો,
અવેં ગૉમન...રે ગૉદ્દર...હેં...રે...

રૉણી...મુઢે બોલ હેં...હૉપળો ઓ..હો,



હરદ્વારો મારી...રે વાતો હેં...રે...

ઉં તો...મેંલે નહીં સરતી ઓ... હરદ્વારો ઓ...હો,
મેંલે નહીં...રે સરે હેં...રે...

નવો... મેંલ કેં કરેં તો ઉં તો ઝઉં ઓ...મેંલમા ઓ...હો,
ઝૂને નહીં...રે ઝાતી હેં...રે....

વાગ...વારીએ ડેરા દ્વેતા હેં...રૉણી ઓ...હો,
વાગ...વારીએ...રે ડેરા હેં...રે....

અવેં...ઝાવા લાગા હેં...એરમા તો...હો,
તેરીઆ પનર...રે ઝાવેં હેં...રે...

બધા...કરીઆ લેઈ આવઝો...બૉતમીઓ..હો,
કરીઆ લેઈ...રે આવેં હેં...રે...

એકા...પાઈયો ગોડઝો...બૉતમીઓ...હો,
ઝૂના મેંલે રૉણી નહીં...રે આવતી હેં...રે...

કેંતે...લાગી વારન ઓ...એંના તો....હો,
પાઈયો ગોડવા...રે લાગા હેં...રે...

ઝટ...પટ તો કરેં હેં...રૉણી ઓ..હો,
રૉણી નવીનાં...રે મેંલાં હેં...રે....

મેંલાં ...કરવા લાગા હેં....કરીઆ ઓ...હો,
સરી ઉપર...રે ઑણ હેં....રે...

મેંલાં.... પૂરાં થાં હેં...રે રૉણી ઓ...હો,
આપણાં મેંલાં...રે ઓઈયાં હેં...રે...



અવ કેં... મેંલ તો ઉં ઝઉં ઓ... રાઝા ઓ...હો,
પણ નવો...રે ઢોલ્લિયો હેં...રે...

ઝૂને ઢોલ્લિયો ઉં નહીં સરતી ઓ... રાઝા ઓ...હો,
નવો ઢોલ્લિયો...રે કરઝે હેં...રે...

હુતા...રીઆના બેટા ઓ... વારીએ ઓ...હો,
ઝાર ઓરાં...રે વાઝ હેં...રે...

વાલમો...હો,
વારીએ સદ્દણ...રે ઝાર હેં...રે...

વારીએ....સદ્દણ ઝાર હેં...હુતારીઆ ઓ...હો,
ડેંગા ડોળ....રે કરેં હેં....રે......

ડેંગા ડોળ...રે કરેં હેં... અવ તો...હો,
ટોલીઓ કરવા...રે લાગો હેં...રે...

અવ કેં... ઝાય હેં...રૉણી ઓ...હો,
નવાં મેંલ...રે ઝાવ્વેં હેં...રે...

અવે...રઈન બોલી હેં...રૉણી ઓ...હો,
એણા હોટા...રે રૉણણા હેં...રે...

હોઢા...રૉણાન અતી ઓ...તે દિ' ઓ....,
રેંડાં પાડાં...રે રોકતી હેં...રે....

તે દિ' તેઝીઓ તાવ આવો હો...તેઝીઓ...હો,
તાવે આવણા... રે લાગો હેં...રે...

ભોઝા...ગુજોરે દોરો કરો....હેં...રે રાઝા ઓ..હો,



એવી રીત...રે કરેં હેં...રે...

એંણી...વેળ કેં રૉણો લેઈ ઝાહેં ઓ...રૉણી ઓ...હો,
ઝેળુ હોળાગણી..રે હૉપી હેં...રે...

ઉંય...ખાખર ખેડાંમા રે સારતી ઓ...રેંડાં ઓ...હો,
તેદિ' તેઝીઓ...રે તાવ હેં...રે...

કાસો...દ્વોરો કરો હેં...રે ભોઝા ગુજ્નેર...ઓ....હો,
કાસો દ્વોરો...રે કરો હેં...રે...

રૉણા....ન ઝય તેદિ' નવોનેંવ કરઝે રૉણી ઓ...હો,
નવા ઢોલીઆ...રે કરઝે હેં...રે...

નવો..હુઓર મારી... મેંલાં રગઝે...રૉણી ઓ...હો,
એવો દ્વોરો...રે કરો હેં...રે...

મારી..રૉણી તો મૉદ્દી પરી હેં'લા...સાંસુરીઆ ઓ...હો,
હૉપળે માર...રે રૉણી હેં...રે...

ઑણી...વેળ અવણ કેં ઝાય હેં... સાંસુરીઓ ઓ...હો,
પાટ ઝાવ્વા...રે લાગો હેં...રે....

હવા... કરહીનો ઝોહ ઉતારો હેં...સાંસુરીએં ઓ...હો,
વીસાર કેવ્વા...રે મૉડે હેં...રે....

આઝ તો... દેવીઆવાળો હેં...રે બૉતમીઓ...હો,
કાલેં મનખી...વાળો હેં...રે...

હવા...મુઠી ભરેં હેં... સાંસુરીઓ પાટવી ઓ...હો,
આઝ તો દેવીઆ...રે વાળો હેં...રે...



કાલેં...મનખીવાળામા નેં કરી હકેં ઓ...એંણા તો...હો,
હવા કરહીનો...રે ઝોહ હેં...રે...

ગળીઓર ઝાઈ... વાત સોળ હેં... સાંસુરીઓ ભાડીત ઓ...હો,
રૉણી મૉદ્દી...રે પરી હેં...રે....

ભોઝો... ગુજ્જેર ઝોહ સોળ હેં.. સોળી તો...હો,
એક વાત...રે સોળ હેં...રે...

ધવળો....હૂઓર મારઝો'લા... સાંસુરીઆ ભાડીત ઓ...હો,
લઈન રગત...રે હેં...રે....

એંનો...રગી નૉખઝો....ઢોલીઓ....હો,
ધવળો હૂઓર...રે મારવો હેં...રે...

રગતાંના...સૌંટણા કરઝો... મેંલમા...હો,
ઘરો ભરેલો..રે વાઝ હેં..રે...

પાસો...આવણા લાગો હેં...રે સાંસુરીઓ....હો,
ભાડીત આવણા...રે લાગો હેં...રે...

આવી...કસેરીએ ઝાય હેં... મેંતાં મસુદ્દી ઓ...હો,
તેરમા ડુંગાઈસા...રે બેઠા હેં...રે..

પાસો... તળવો હૂઓર મારઝો... મેંલાં ઓ..હો,
ઢોલીઓ રંગી...રે નૉખઝો હેં...રે....

ઑણી...વેળ તો કેં કૂદ્દી...કૂદ્દી બેઠા થાંય હેં...રૉણા ઓ...હો,
એકના પનર...રે બેઠા હેં...રે...

હૂઓ...ર મારતેં કેતરી વાર હેં...રે ...સરો સપાઈઓ...હો,



રૉણી દુઃખી...રે થાવ્વ હેં...રે...

ટેડ ડૂબ...કુપાર કોઈ માં રેંઝો...ઑણ ઓ...હો,
ડોળી રૉણમા...રે રેંવેં હેં....રે...

ધવળો હૂઓર મારવો હેં...રે.. સરદ્દારો...હો,
મેર સેમેર...રે ઝાવેં હેં...રે...

અવેં...તો એતો કેં...ઝાવા લાગા હેં..રૉણો ઓ...હો,
બુદ્દી કોટાંની...રે બદ્દૂકો હેં...રે...

રૉણો...અવ કેં ઝાય હેં...રૉણો ઓ...હો,
અવેં રૉણી...રે બોલ હેં...રે....

બધું...સેંર હૂનું પરું હેં રે... બાપલિયા ઓ...હો,
અવેં માર...રે ઝાવ્વું હેં...રે...

અવેં...ટુટાફાટું લેય હેં.... ટોપલું ઓ...હો,
ટુટો કેંહલો...રે પેર હેં...રે...

ટુટું ઓટણું ઓટ હેં... ઝેળુ ઓ...હો,
અવેં કુપારીઆનાં...રે કેંર હેં...રે...

(''અંબ્બે...'')

કૉહન...કૉદ્દાળા લેય હેં... એક તો...હો,
ગતેરું લારેં...રે આવેં હેં...રે

અવેં...ઝાવા લાગી હેં.... ઝેળુ ઓ...હો,
અવેં....ઝાવ્વા...રે લાગી હેં...રે....



કુપારીઆ...નો વેસ લેય હેં...અવ ઓ...હો,
પરઝા...પથનો...રે વેસ હેં...રે....

અવેં ઝાવા લાગી હેં...પોળીઓ....હો
પોળન મુટે....રે બેઠા હેં...રે......

કૉયક....કવેળું કુણ હેં'લા ઓ....અવેં ઓ...હો,
કુણ કવેળું....રે હેં....રે.....

પરઝા...પત ઉં વાઝું'લા...કુપારીઆ...ઓ...હો,
ડોળી રૉણનો રાઝા હેં...રે...

અગ...ળ ગો હેં રે... તવળો ઓ....હો,
હૂઓરીઓ મારવા...રે ગો હેં...રે...

મેંલાં...આરોસી નૉખવાં હેં...રે પોળીઆ વીરા ઓ...હો,
બાર લેઈન...રે આવેં હેં...રે...

ઍંમ...કઈન નેંહરી હેં.....ઝેળુ ઓ...હો,
અગહેળી ઝાવ્વા...રે લાગાં હેં...રે...

ગતેરો...ઠોકી દેતો હેં રે... ઝેળુરીએ ઓ....હો,
ટોપલો નૉખી...રે દેવેં હેં....રે...

કૉહન...કૉદ્દાળા નૉખી દેય હેં...રૉણી ઓ....હો,
અવેં હોળૈયો....રે હણગાર રેં....

અવેં વાળ વાળ મોતી હારેં હેં....ઝેળુ ઓ...હો,
ઑંખે કાઝળ રે કાલે હેં...રે....



હોળૈયો હોળૈયો હણગાર કરે હેં.....રે....
ઝાવ્વા કેવ્વી રે લાગ હેં રે......

❖ ❖ ❖ ❖ ❖

અગ..હેળી ઝાય ન ઑમ હો આવેં હેં...ખેંમલો કાહીદ્દીયો...,
આહનો આવણા....રે લાગો હેં..રે...

કેંમહી...આવેં કેંમ ઝય'લી...રૉણી ઓ..હો,
કેંમહી આવ્વે...રે ઝાવ્વેં હેં...રે...

ઉંતો...ઑમહી આવું'લા...ડોળી ઓ...હો,
રૉણ હી ખેંમલા...રે કાહીદ્દી હેં...રે...

થાર...પૂસવાનું હું કૉમ હેં'લા...ખેંમલા ઓ...હો,
વાટની વટાઉરી રે વાઝું હું....રે.....

ગુજરાંન....ઝાઈન હું કરે'લી ઝેળુ ઓ....હો,
ખાટી સાહના...રે પીનાર હેં...રે...

થાર...માર ઘરવાસો કરીએં ઓ...રૉણી ઓ...હો,
થાર....માર...રે કરીએં હેં...રે...

ગુજ્જોરાં....ન ઝાઈ હું કરહાં ઓ...રૉણી ઓ...હો,
મૉંહનો પવ્વાર..રે આવ્વે હેં... રે...

નાળો...પરી નવોર હેં...રે રૉણી ઓ...હો,
કીનો પવ્વાર...રે આવેં હેં...રે...

ઘેટી બાકરી એક હેં...રે... ગૂસાં ઓ...હો,



પાહેરો કી...રે મળહેં...રે...

ખાહું...પીહુંન રાઝ કરહું...રૉણી ઓ...હો,
ગુજરાંન ઝાઈ...રે હું કરહાં...રે...

મન તો...ઝાવા દેઝે... ખેંમલા ઓ...હો,
ઉંતો ઝોગણી...રે વાઝું હું...રે..

મનતો... ઝોગ સરો હેં રે.... ખેમલા કાહીદી ઓ...હો,
ઝઉ ગુજરાંન...રે કેંર હેં...રે...

ઝાતે...થકે માં રોકઝે...ખેમલા...કાહીદી ઓ...હો,
ઝાતે... માંય રે રોકઝે હેં રે....

ઝાવ્વા નહીં દેતો'લા રૉણી ઓ....હો,
રાખું માથા....રે હાટ....રે....

એક ફૂકતો માર હેં ઝેળુરી ઓ...,
કૂકરો કરવા...રે લાગી હેં..રે...

હૂસેણો...થાવા લાગી હેં...સરગાંનાં તો...હો,
સરગે સરવા...રે લાગી હેં...રે...

કાંની...પૉંખો વાળ હેં ઝેળુ ઓ...હો,
પાસી પરવા...રે લાગી હેં...રે..

હૉમર...નેંસી ઉતર હેં નેંસી ઓ...હો,
કૂકરાની ભોડકી...રે લેવ્વ હેં...રે...

અવેં...પૂતળો કરી ફેરવેં હેં....ઓ...હો,
ભોડકી સૂથવા...રે લાગાં હેં...રે....



અવેં...હોળૈયો હણગાર મૉંડે હેં રૉણી ઓ...હો,
વાળે વાળે મોતી હાર હેં....રે....

ગાલાં...પરમાંણ મૉંખ મૉંડે હેં ઑંખ્યો સો....હો,
કાઝળ કાલવા....રે લાગાં હેં.... રે....

કેરાં...પરમાંણ પેરે હેં...મેઘા ઓ...હો,
એ ડૉમોરનો સારણો...રે રાળ હેં...રે..

દેઈયાં પરમાંણ ઓટે એં ઑસાં તો હો,
હાળુ આપલી હાળી હેં...રે...

ઉલાળી સરગે ઝાય હેં રે...ઝેળુરી ઓ...હો,
સૉંપી પેયાળાં...રે ઉતર હેં...રે...

વાઝીઑ...ગઆંની પેંડાં હેં ઓળી તો...હો,
ભળકો એવી...રે આવ્વે હેં...રે...

ગુજરાંન..કેંર ઝાવ્વે હેં પૉગમા તો..હો,
હોનાની પગરખીઓ...રે પેરે હેં...રે...

રંગે...લ ગેડીઓ આથાં ઝાલ હેં ઝેળુ ઓ...હો,
ઝાય ગુજરાંન....રે કેંર હેં...રે...

બાર...સૉરા હેં....રે.... તેરમી ઓ....હો,
લેંબરીઓ પરી...રે વાઝ હેં....રે.....

તેરમી...લેંબરીઓ વાઝ હેં... પમ્મરીઆ ઓ...હો,
સૉરે મેંઝા..રે કરેં હેં...રે....

ઝાઈ...ઊપી રઈ હેં...રે રૉણી હો...હો,



મેયો રૉણો...રે બોલ હેં...રે...

ઝેળુ હોળાગણી આવી ઓ... રૉણી ઓ...હો,
રૉણી ઝેળુ..રે આવી હેં...રે...

સાઢુ....ખટિયાંણી બોલ હેં...હૉપળાં ઓ...હો,
બેટા મારી...રે વાતો હેં...રે....

રખમાં...રાઠોરણ વાત સોળ હેં...દેવરીઆ ઓ...હો,
ખોટું કૉમ...રે આવ હેં...રે...

માય્યાના...સખીઆ તમે વાઝાં હાં...દેવરીઆ ઓ...હો,
મોટાંનાં મૉનવી...રે વાઝેં હેં...રે...

આપું તો...ગુજ્જેર કેંવરાઈએં હેં....દેવરીઆ ઓ...હો,
માયાના સખીઆ...રે વાઝીએં હેં...રે..

આવાં કૉમાં માં કરઝો...ગુજરો ઓ...હો,
ખોટું કૉમ્મ...રે આવ્વેં હેં...રે...

હેરીએ...વાસરું આવાં હેં પાબીઝી ઓ...હો,
કેંર નાર...રે આવેં હેં...રે..

ઘર...પર મસ્કલ લરહેં ઓ...પાબીઝી ઓ...હો,
કેવી નેય....રે આવીએં હેં...રે....

મારું... કેંયું મૉનઝો’લા દેવરીઆ ઓ...હો,
અધારીઓ ખડ થઈ...રે ઝાવ્વે હેં...રે...

ઝગમા ખોટું આવહેં’લા દેવરીઆ ઓ....હો,
ઝગમા ખોટું... રે કૉમ હેં....રે.....



એવી...વાતો ઝાવા દેઝો.... પાબીઝી..હો,
કેંર તો નારી..રે આવ્વી હેં...રે..

કેદિ'...નેં આલું ઓ...રોંણી ઓ...હો,
ઘર પરહેં ઓ...રે પાબી રે....

બઈરાનો...બોલ મારો આડો આવહે'લા ગુજરો....હો,
ઝોખો મતી...રે કરઝો હેં...રે...

હે... રા.... હે...

અવેં...બોંતમીઓ એંમ કરઝો બોંતમીઓ...હો,
એકેં વાત...રે સોળ હેં...રે..

લાવરી કૂતરી કોંમ...હુઝણી વાઝ હેં...દન તો...હો,
રાતની તપઝી...રે મારે હેં...રે...

એંણી...કૂતરીનાં બાર કૂતરાં લેઝો બોંતમીઓ..હો,
આપણી સોંકી....રે માર હેં રે...

હવેં..કૂતરીના કૂતરા પારેં હેં...ગુજ્જોર...હો,
ખાટી સાહના...રે પીનારા હેં રે...

બાર..બાર... ગાઉંના માથ ઓ...કૂતરા ઓ...હો,
ખેર ઝાવ્વા...રે લાગાં હેં રેં...

કૂતરી.. મુઢ બોલ હેં ગુજરો હો...,
મારાં બાર...રે બસીઓં હેં...રે..

બાર બા...ર વરહ મારો વાળો આવો ઓ...ગુજરો...હો,
લેઈન તેરમે...રે સૂટી હેં...રે...



કૂતરીનાં...કૂતરાં બાર ગાઉંના માથે ફીર હેં...કૂતરા ઓ...હો,
ગુજોર લોટ...રે નોંખ હેં....

મઈના....ગણતે દનરા ઝય ઓ...ગુજોર ઓ...હો,
વરસાં પૂરાં... રે આઈયાં હેં...રે...

વરસાં પૂરાં ઓઈયાં ઓ...ગુજરો ઓ..હો,
એકમું બેમું...રે વરસ હેં...રે....

તેરમું વરસ આવું હેં રે...ગળીયોરમા ઓ...હો,
દલરે દુઃખી રે ગુજોર હેં...રે...

અમારો વારો ઉતરે ઓ....ગુજરો ઓ...હો,
હઝી હકાં તો રે હઝઝો..રે...

હઝી હકાં તો હઝાં રે ગુજરો ઓ...હો,
તમારું કરમ એ આવું હેં...રે...

સોંન સવીસ ગુજોર...વાતો સોળ હેં...રે,
નવલાઈની વાતો સોળ હેં...રે...

હોંપળાં મારી વાતો ઓ....પાબીઝી..હો,
આપું હુંય રે કરીએં હેં...રે..

અવેં તમારાં કરમ ઝોંણાં ઓ...દેવરીઆ...હો,
મારા બઈરાનો રે બોલ હેં...રે...

ખોટી ખોટી વાતો ઝાવા દેઝો...દેવરીઆ...હો,
ખોટી વાતો રે આવેં હેં.....



(''સબા હો...'')

એ..રખમાં રાઠોરણ વાઝેં હેં માળા માળદ્દરાની દીકરી...
કાળી વાદ્દળીની ભણેલી એ વાઝે..હેં...

તમાંન તો દેવરીઆ ના કેંતી'લા...મારા લાડમીઆ દેવોર....,
અવેં હુંય પૂસણાં રે પૂસાં હેં...રે...

અવેં હુંય પૂસણાં પૂસેં હેં દેવરીઆન તો હો,
થારો કાળો દ્દન રે...આવો હેં...રે...

બાર ભમ્મરીએ સૉરાં પાખેંળ કેં ફીરેં હેં, તેર લેંબરીન તો...હો,
બણાવટી ઘૂંટા કરવા એ...લાગાં હેં....

બણાવટી ઘૂંટા કરં હેં...રખમાંન તો...હો,
પોઝલાન આલવા એ...ન લાગાં હેં....

લેં'લા પોઝલા કેં ફોઝાં હૉમા મેલઝે અમર ઘૂંટાન...તો,
રૉણા લેંબદ્દેની ફોઝાંન ઘૂંટા એ લરહેં..રે...

બાર બાર વરહાં આ ઘૂંટા લરહેં પોઝાન...ઝી,
કેં ફોઝાં ન ઘૂંટા એ ...લરહેં...રે...

અવણ ઘૂંટા કેં બાર બાર ગાઉના માથેં લહેં હેં રૉણા
લેંબદ્દેન તો...હો,
કોરાં માથેં લરવા એ...ન લાગા હેં...

રૉણા લેંબદ્દેની કેં ઉમરાં-સુબરાંની ફોઝો પાસી વાળેં હેં ઘૂંટાન તો,
ફોઝો વાળવા એન...લાગા હેં...



બારમું વરસ પૂરું થઉં હેં અવણ તો...હો,
બાર વરસ એન...ઓઈયાં હેં.....

રૉણો લેંબદ્દે કેં માથાનું ફાળિયું ઉતારેં હેં રૉણો.. લેંબદ્દે,
ફાળિયું ઉતારી પૉગે લાગેં હેં...રે....

મારી પોતાની રૉણી લેતી હેં અમર ઘૂંટા...ન..તો,
અમાં હૉમા ફરીન લરાંહાં રે....

બાર બાર કેં સોવીસ વરહ રાખી હેં રૉણીન તો..હો,
રૉણો લેંબદ્દે પૉગે એ...લાગેં હેં...

માથાનું ફાળિયું ઉતારી પૉગે લાગેં હેં અમર ઘૂંટાંન...તો,
અવણ ઘૂંટા ફરવા ન લાગા હેં...

પાસા ગુજરાં હૉમા ફરા હેં અમર ઘૂંટાન તો...,
અવેં ભમ્મરીએન સૉરે હેં...રે...

ભમ્મરીએ સૉરે અવેં કે આવેં હેં અમર ઘૂંટાન...તો,
કેં ગુજરાંનો ખો એં કાઢવા એ...લાગા હેં...રે...

ગુજરાંન માથેં કેં અવેં પરા હેં અમર ઘૂંટાન....તો...હો,
ગુજરાંનો ખો એ કાઢવા એ...... લાગા હેં.....

ગાભણિયાનાં ગાભ કેં કાઢેં હેં અમર ઘૂંટાન તો...હો,
ઝોઈ ઝોઈ ગાભણિયાંના ગાભ એ કાઢેં હેં...રે....

ગુજરાંનો વસ નહીં મેલો રે બાપલિયાન તો...હો,
હારા ગુજ્જેર મારી એન નાખા હેં...

રગતાંની નદીઓ વળી હેં ગળીઓરમા...નતો..હો,



ગુજરાંની ખૂનની નદીઓ એ...વળી હેં...

વેંકુટપરમા અવે કેં ખબર પરેં હેં ઝેળુ રોણીન..તો...હો,
નવલાખ દ્વેવીઆંન ખબેંર આલેં હેં...

તમારાં લીટાં ખપર લેતી આવઝો ઈરું-રોંપું ન ઓ...હો,
ને મારાં ખપર લેતી એ...ન આવઝો રે....

આઝ કેં ગુજરાંનાં ખૂન કેં સેલા સેલી ભરખીએ...ઈરું-રોંપુંન તો,
ટુટી ટાવળી દ્વેવીઓ આવણા એ...ન લાગી હેં....

ગુજરાંનાં ખૂન અવેં કેં ખપર મોંડી ભરખેં હેં દ્વેવીઓન તો...હો,
અવેં દ્વેવીઓનું મન એ વળું હેં...રે...

કોઈનું કેંયું નતા મોંનતા ગુજરાંન તો...હો,
અવેં દ્વેવીઓનું મન એન વળું હેં.....

ભૂખિયા દ્વેવી માથાં કાપેં હેં ગુજરાંન તો...હો,
હાર બનાવણા એ...ન લાગી હેં...

માથાંના હાર પેરેં હેં અવણ તો...હો,
વેંકુટપરમા ઝાવે હેં...રે...
ખાંમદ્દન પાય દખણા કરે હેં દ્વેવી તો..હો,
પોંગે કેવી લાગેં...હેં...રે...

### દ્વેવનારાયણ

હે... રા... હે....

બારેં...બાર સોંરાના હૂના પરા હેં...ગળીઓરમાન તો...ઓ...,



ભમ્મરીઆ...સૉરા હૂના એ...ન પરિયા હેં...રે...

હૂનાં કોરલાં રઈ ગિયાં હેં અવણ ઓ...,
સાલોર હૂનાં એ...ન રઈયાં હેં...રે...

કેં હૂના...ગળીઓરમા કાગલા બોલેં હેં ગળીઓરમાન તો...ઓ,
કાળા કાગલા એ...ન બોલ હેં...રે...

મઈના ગણત ઝય હેં...દ્દનરા ઓ...હો,
મઈના ગણત...રે દ્દનરા હેં...રે...

બાર બા...ર વરસ થાં હેં...રે. ગુજરો ઓ...હો,
બાર વરસાં...રે ઓય્યાં હેં...રે...

તેરમું...વરસ આવું હેં...ગળીઓરમા ઓ...હો,
મેયા ભોઝા...રે ગુજોર હેં...રે...

સાટુ ખટિયાંણી દ્રૂહકાં દ્રૂહકાં રોએં હેં...સાઢુ ખટિયાંણી...,
ઝેળુનું ખરીઆ ખોડ...એ....ન ઝાઝો હેં...રે....

રોતી...ઝાયન પૉણીનો ફૂણીઓ લેં હેં... સાટુ ખટિયાંણી...,
કેં ઝાંઝર વાવરીએ..ન ઝય હેં...

ઝાંઝર વાવરીએન કેં પૉણી ઝાય હેં સાઢુ ખટિયાંણી..કેં વાવને
માથે ઝાવા એ...ન લાગાં હેં...

દ્દાતુણ...ડૉળ હેં મેયા ભોઝાની...મારલી...,
આથ પૉગ ધોવા...એ..ન લાગાં હેં....

એતરાં...માન તો કેં ફૂલ રમેં હેં ઝાંઝર વાવાંમાન તો...ઓ...,
ફૂલ રમણા એ...ન લાગાં હેં....



એણા...કરામા ફૂલ રમેં હેં...કમળનાં નતો..ઓ...,
ફૂલ રમણા એ...ન લાગાં હેં....

કેં સાટુ...ખટિયાંણી અવકેં ઊગતા હુરુઝ ઑદે હેં...
સાટુનતો...ઓ....,
મેયા ભોઝાની મારલી ઑઢવા એ...ન લાગાં હેં...રે...

રૉણા...લેંબદેનું ફૂલ એં તો ઝાઝે...અગહેળુંન તો...ઓ...,
કેં રૉણા લેંબદેનું ફૂલ એંતો અગહેળુંન તું એ...ન ઝાઝે હેં...રે...

મારા ગુજરાંનું ફૂલ એં તો આવઝે...મારા ખોળામાનતો...ઓ...,
ગુજરાંનું ફૂલ એંતો મારા ખોળાએ...ન આવઝે રે....

રમતું...રમતું કેં ખોળામા આવેં હેં... ગુજરાંનતો...ઓ...,
રમતું...રમતું કેં આવણા એ...ન લાગું હેં...રે....

કોરા વૉટ્ટીઆમા ઘાલે હેં ફૂલનતો...ઓ...,
કેં મુઢાં બૉંધવા..એ...ન લાગાં હેં...રે...

લેઈન... પાસાં આવેં હેં...ગળીઓરમા ન તો...ઓ..,
ફૂલરાં લેઈન આવણા...એ...ન લાગાં હેં...રે...

અવે... ગહારો કરી બૉત હેં કોરો વૉટીઓ...,
બૉતવા એ..ન લાગાં હેં....

નવ મઈના... નવ દન રઈન કેં સોરીઓ હેં અવણ ન તો..ઓ...
નવ મઈના નવ એ..ન દન હેં...રે...

કેં દેવઝી...કુવર ઝલમો હેં દેવઝી ન તો...ઓ...,
દેવઝી કુવોર એ...ન ઝલમો હેં....



સાટુ... ખટિયાંણી ખોળામા લેં હેં...દેવઝી ન તો...ઓ...,
ખોળામા લેવા એ...ન લાગાં હેં...

દેવઝી..કુવોર ઝલમો હેંન રૉણા લેંબદેનો મેંલ ધુઝ હેં...
રૉણા લેંબદેનો તો...ઓ...,
મેંલાંના કાંગરા તુઝવા એ...ન લાગા હેં...

ઝો'લી સોરીઓ કેં હા કેંઝો...દૂતી નાવેંણનતો...હો...,
આ કોઈક સૂબો એ...ન ઝાગો હેં...રે..

ગળીઓરમા..કોઈકણ સૂબો ઝાગો હેં ગુજરોન તો...ઓ...,
મારાં મેંલાંના કાંગરા એ...ન ધુઝ હેં..રે...

એકની...કેઈ પન્નર આવે હેં દૂતી નાવેંણોન તો...ઓ...,
એકની કેઈ પન્નર એ...ન આવેં હેં..રે..

ઝો'લી...બાઈઓ કેં ગળીઓરમા ખબર કરી આવઝો...
બાઈઓન તો...ઓ...
કેંક આખું આખું રાઝ એ...ન આલું હું...રે...

કોઈકણ સૂબો ઝાગો હેં ગળીઓરમાનતો...ઓ...,
કેંત ઘરીએક વાર લાગી દૂતી નાવેણાંનતો...ઓ...,
ગળીઓરમા આવણા એ...ન લાગાં હેં...રે..

અવકેં કોઈ આવી દરવાઝે રોવે હેં ગળીઓરમાન તો...ઓ...,
દૂતી નાવેંણ રોવા એ...ન લાગાં હેં...રે....

કેં રૉણા લેંબદેનું ખરીઆ ખોડ ઝાઝો રે...બાપલિયાન તો...ઓ..,
મારા બાર...બાર સૉરા હૂના એ...ન પરીઆ હેં...



કે બાર...બાર સૉરા હૂના પરા બાપલિયાન તો...ઓ....,
ગળીઓરમા કાગલા એ...ન બોલ હેં....

આખી ફરીઑના મૉરમેલણ અતા મારા મેયો  ભોઝોઝી..,
ગળીઓરકોટ હૂનો હેં...ન પરીઓ હેં...

કેં બાર ફરીઆ સૉરા હૂના પરા હેં બાપલિયાન તો...ઓ...,
વેંરાગ કરી રોવા એ... ન લાગાં હેં...

સાટુ...ખટિયાંણી કૉનિયા મૉડે હેં... ભોઝાની મારલીનતો...ઓ...,
આ કુણ વનારી રોવા એ...ન લાગાં હેં....રે...

આતો..કેં કોરીએ સરી ફરતા હા ઑણા દેસમાન તો...ઓ...,
કોઈક કૉસરીની બૂન એ...ન ભમ્મરીએ આવી હેં...રે...

નાવેં...ણ રાળવા લાગી હેં રૂંગાં ઓ...હો,
કેવી રાળવા...રે લાગી હેં...

હોરા...રેંઝો મારા સવ્વીસ ઓ...હો,
ગુજ્જેરોના સૉરા..રે રેંઝો હેં...રે...

મારા મેયોન ભોઝો હેં...હરદ્દારો ઓ...હો,
ગળીઓર કોટમા...રે ગુજ્જેર હેં...

વનારી... વનારી રોવેં હેં...
ખરીઆ ખોર ઝાઝો...હો,
ડૉળી રૉણના...રે રૉણા હેં..રે...

અવ...વીસાર મૉડે હેં... સાટુરી ઓ..હો,
ખટિયાંણી વીસાર...એ મૉડે હેં...રે..



આવી... રોવાવાળી ઓ... અમારા ઓ..હો,
પખની કોઈકેં...રે વાઝ હેં...

(''ઓવે...'')

કેં હેળી... આવ ન કેં ઝય ઓ..બેંનરી ઓ...હો,
કેંમ રૂંગાં...રે રાળ હેં...રે....

રૉણાનું...ખરીઆ ખોર ઝાઝો..રૉણાનું ઓ...હો,
મારો વસ...રે લેતો હેં...રે...

મેયા...ભોઝાની મારલી હેં કેવ્વી..ઓ...હો,
લેઈન આવણા...રે લાગાં હેં...રે...

આવી ફરે... ગળીઓરમા ઓ...હો,
ફીરી...ફીરી...રે ઝોવેં હેં...રે...

હોનાનો...કાપલો આલેં હેં નાવણ ઓ..હો,
ઝોવ્વા કેવ્વી...રે લાગી હેં...રે...

અવ...પાઈ એક નેંબઝો હેં રે બેંનરી ઓ..હો,
બીઝકા કેવ્વા..રે લેવેં હેં...રે..

મારા...બૉતમીઆ વાઝ હેં અવ ઓ...હો,
એક દ્દન બેય રે ઊગ હેં...રે...

પૉણીને... પીસકે ઝાય હેં... એ તો ઓ...હો,
સાટુ ખટિયાંણી.. વાઝ હેં...રે...

વખની..કૂપ્લિઓ સોપર હેં...અવ તો...હો,
થૉનોલીએ સોપરવા...રે લાગાં હેં...રે..



લેઝે... બેટા ધાવઝે એવી તો ઓ...હો,
રીતે આલવા...રે લાગાં હેં...રે...

દેવઝી... બાળકો હેં...રે ઓ...ગુજોર ઓ...હો,
બાપા...તાવવા રે લાગો હેં...રે...

નવ નવ...નાળો તૉણ હેં ઓ....હો,
કેવ્વા તૉણવા...રે લાગા હેં..રે...

તૉબા..પિતળના ઘરા હેં...રે મરવાનાં અટુમણાં...હો,
ખેરીએ આવણા કેવ્વી...રે લાગી હેં...રે...

હૂકઈ..હવણ થઈ ગેઈ હેં..રે... અવ ઓ...હો,
હૂતી નાવણ...રે વાઝ હેં...રે..

થારું...ખરીઆ ખોર ઝાઝો..રૉણા ઓ...હો,
કેંમહી આવી લૂંબી હેં...રે..

હૂતી... બેઠી થાય ઓ... નાવણ ઓ...હો,
અવ ઝાવ્વા...રે લાગી હેં...રે...

ઝીવતી... ઝાવ્વા...રે દેઝે ઓ..બાપલિયા ઓ...હો,
ઝીવતી...ઝાવ્વા..રે દેઝે હેં...રે..

ડૉળી..રૉણમા ઝાય હેં... ઝાઈ ઓ...હો,
ઝટ રોવા...રે લાગાં હેં...રે...

ગળીઓરમા ગોરખ ઝાગો હેં...રે લેંબદે ઓ...હો,
ગળીઓરમા ગોરખ...રે ઝાગો હેં...રે...

કૂકરીએ રોળ સૉડ હેં... સાટુરી ઓ...હો,



પીળિયાં...પરભા...ત ઓઈઆં હેં....

પીળિયાં...પરભાત ઓઈઆં હેં... આથમા ઓ....,
કમળ રાખરી...રે રાખ હેં...રે...

ડસકારે...ડસકારે ઈહકારો ઈહકારો કર હેં...નાપુઓ...હો,
સાલોર નહીં રે ઊઠતી હેં...રે...

કૉનાંના ટપોરા મૉડે હેં સાલોર ઓ...હો,
મારો નવલો દ્દન રે આવો હેં...રે...

હૉપળે...નાપુરા વાતો હો...મારાં પરબ..હો,
અળવાઈ નહીં...રે કરતો રે...

હાતમે....ભૂયરે ઝાઝે...નાપુરા ઓ...હો,
વડાં તણીઓની....રે રઝા હેં...રે....

હાતમે ભૂયરે ઝાય હેં... નાપુરો ઓ..હો,
હાતમે ભૂયરે....ઝાવ હેં...રે..

દેવઝી...કન ઝાય હેં... નાપુરો ઓ...હો,
દેવઝી ગુજોર કન..ઝાવ હેં....

દેવઝી...ગુજોર કેં હૂતો હેં ભમ્મર ઢોલિયેંન તો...ઓ...,
અધમણની તળાઈએ હૉર તૉણી...હો હૂતો હેં...

હાતમું તાળું નહીં ખૂલતું...,
તાળું નહીં એ...ન ખૂલતું હેં...રે...

કેં ટસી..આઁગળી વાટી કેં સાઁટણા કરેં હેં...તાળું ન તો...ઓ...,
તાળાં ખોલવા એ...ન લાગો હેં...રે...



આડી...પરી હેં ભમર હલાઠ અવણ ન તો...ઓ...,
હુંય સૉંટણા...એ...ન નૉખ હેં...રે...

કેં ખમા રે... ખમા...અવ તો...ઓ...,
દ્વેવઝી... આપણ સાલોર નહીં એ...હેંડતી હેં...રે...

આઝતો...એણાં પરબ આવાં હેં તે નહીં હેંડતી
સાલોરદ્વેવીન તો...ઓ...,
મારી હેંડારી સાલોર નહીં એ...ન હેંડતી હેં...રે...

આપણાં..ધણીઑની રઝા મૉગેં હેં...બાપલિયાન તો...ઓ...,
આપણી રઝા એ...ન મૉગે હેં...રે..

અવેં...ણ દ્વેવઝી કુંવર હેં તે...ઝટ દ્વેઈ ઝાય હેં...દ્વેવઝીનતો...ઓ...,
સોનાની પગરખીઓ પૉગે ઘાલવા એ...ન લાગો હેં...

હેયાં...ન હાડકો આથ ઝાલ હેં... દ્વેવઝીનતો...ઓ...,
ઝાવ્વા કેવો...ન લાગો હેં...રે...

કેં બોલાં...માઝી કેં સાલોરદ્વેવી કેંમ નહીં હેંડતી ઓ...
સાલોરન તો...ઓ
આઝ કેંમ નહીં એ...ન હેંડતી હેં...રે....

કેં આપણા...બાપા તો ગરી ગા હેં ડગરમાન તો...ઓ...,
આઝ ડોળી રૉણમા એ...ન ઝાઉં હું...રે...

કેં આપણા બાપાંનું મેયા-ભોઝાનું વૅર વાળવા ઝાઉં હું
ડોળી રૉણન તો...ઓ,
અમાંન રઝા એ...ન આલઝે હેં...રે...



મારો...એં એટલો હણગાર મૉગું હું...દેવઝી કુવોરન તો....ઓ...,
મારો હણગાર બતો અ...ન આલઝે હેં...રે..

કેં હુંય...હેં થારો હણગાર ...સાલોરદેવીન તો...ઓ...,
કૉય તારો એ...ન હણગાર હેં....

મેંડી..મોગરન હોના...રૂપાનાં હેંગ હેં...મેંડી મોગરના ઝોટન તો...ઓ...,
પારૈયા હૉઢન...હોના રૂપાના એ...ન સાંખલા હેં....

પારૈયા હૉઢન હોના રૂપાના સાંખલા હેં દેવી સાલોરન તો...ઓ...,
માર હોના રૂપાનાં એ...ન હેંગ હેં...રે..

અવતો...ભરો દન આવો હેં નવો દન તો...ઓ...,
આઝ હણગાર પેરી એ...ન ઝાવું હેં...રે..

હોળૈયો..હઝ્ઝ પેરીન રે ઝાવું હેં સાલોર દેવીન તો...ઓ...,
પૂસવા...કેં માઝીન પૂસવા એ...ન ગેઈઓ હેં....

કેં માઝી...હૉપળે રે માઝીનનો...ઓ....,
સાલોરદેવીન અવ...બોલ હેં...

કેંક..સાલોરદેવી કેં મેંડી મોગરનાં ઝોટ મૉગહ હોનારૂપાનાંન તો...,
પારૈયા હૉઢન હોના રૂપાના સૉખલા એન મૉગ હેં...રે...

દીકરા...દેવઝી કેં કાળ દુકાળ પરા હેં... દેવી સાલોરન તો...ઓ...,
કાળ દુકાળમા સોળીઆ મેલી એ...ન ખાધા હેં....

મેંણાંનાં ધારાં આવાં હેં તે ધારાંમા લૂટઈ ગેઈયાં હૈય,
મારા દેવઝી કુવરનતો...ઓ....,
રળથર એ...ન ઓઈયાં હેં...



રૉણા લેંબદ્દેની ફોઝો આવીન કેં રળથર થઈ ગઉં મારા
દ્દેવઝીકુવરન તો..ઓ...,
તારા (ધારા)મા હરબ ઝાતું...એન રઈયું હેં...રે...

પાસો...આવી કેં સાલોરન હું કેંહ..દ્દેવઝી કુવોરનતો....ઓ...,
કેં કેવું બોલવા એ..ન લાગો હેં...

કેં ડોળી..રૉણની ફોઝો આવી હી એણાં કેંરમાહીન તો...ઓ...,
ફોઝોમા ઝાતાં એ...ન રઈઆં હેં...

અરતાં રચલાં કાળ દુકાળ પરો તેદ્દિ' મેલી ખાતાં હેં....
સોળીઆનતો...ઓ,
થારો હણગાર નહીં એ...મળતો હેં...

હાતમા તાળામા મારો હણગાર પરેલો હેં દ્દેવઝીનતો..ઓ,
પૉણ પાસી વળતી નહીં એ...ન આવું હું...રે....

ગળીઓરમાં પાસી વળતી નેં આવું પૉણ ડૉળી રૉણ તો
ખણી...ખોદ્દી નૉખું હું... દ્દેવઝી કુવોરન તો...ઓ...,
મારા મેયા-ભોઝાનું વૅર વાળી એ....ન ઝાવું હું...રે.

હે.... રા... હે...

અવ.. સાલોર મુટે બોલ હેં...સાલોરન તો...ઓ...,
કેં મખરે બોલવા એ...ન લાગાં હેં...

કેં આઝ તો.. મારો દ્દન દ્દિવાળીનો ન તો..ઓ..,
આઝ વાલાં પરબ આવાં એ...ન હેં...રે...

આઝ તો..મારાં પરબ આવાં હેં વાલાંન તો..ઓ..,



મારો દ્દન એ...ન આવિયો હેં...રે...

કેં ખાઝે પીઝેન ગળીઓરમા રાઝ કરઝે, દેવઝી કુવોર...,
મુંય ગળીઓરમાહી...એ...ન ઝાવું હું રે...

ઘૂઘયાળી...ઝૉપલી થરકાવે નાપુરોન તો...ઓ...,
ઝૉપલી થરકાવા એ...ન લાગો હેં...રે..

ઝૉપલી...થરકાવન સાલોર કેં કૉનિયા મૉડે હેં સાલોરનતો..ઓ...
કેં સાલોર કૉનિયા એ...ન માડે હેં...રે...

અવેંણ...ગળીઓરમા કેદ્દિ' નેં આવું'લા દેવઝી કુવ...ર,
ખાઝે પીઝે કરઝે ગળીઓરનું રાઝ એ....ન હેં...રે....

કેં ખમા.... ખમા રે.. મા સાલો...ર

(એક ગાયકઃ ''દ્દલર દ્દઃખ માં ઑણીએં'')

કેં દ્દલર દ્દઃખ માં એ...ન ઑણઝે હેં...રે...

કેં કાળ...દુકાળમા લેઈ થાકા હેં...સાલોર દેવીનતો...ઓ...,
કેં દ્દલર દ્દઃખ માં એ... ઑણઝે હેં...રે...

નવલા...ખ ટોળા અવેં કે ઝાવેં હેં અવણ ન તો...ઓ...,
કેં નવલાખ ટોળા મકોરા લારેં ઝાવા એ...ન લાગા હેં....

અવેં...ણ ધરતી તુઝ હેં... અવણ ન તો...ઓ...,
હુંય સાલોર વખરા એ...ન પર હેં....રે...

કેં ઢોર..ઢોરમા ઢોર ન ગાઈયો ગાઈયોમા ગાઈયો હેં...
અવણ ન તો...ઓ...



તરતી તુઝવા એ...ન લાગી હેં....

અવેં... ગળીઓરમાહી ઝાય હેં સાલોરન તો..ઓ...,

ડોળી રૉણમા એ....ન ઝાવેં એં...

રૉણા....લેંબદેનાં કેરાં ધુઝ હેં... થર થર ન તો...ઓ...,
મેંલાં ધુઝવા એ...ન લાગાં હેં...રે...

રૉણા લેંબદેન કેં અગાં સલોરાં પાસાં સલોરાં મારેં હેં
સાલોરન તો...ઓ....,
ડૉળી રૉણનાં મેંલાં પારવા એ...ન લાગાં હેં...રે...

અરધા તો હેંગરાંના ટોયે મારા હેં...

(ગાયક : ''હવા હવા મણના પથર તર હેં...'')

સાલોર દેવી નતો... ઓ....,
અરધા પાટવે પારવા એ...ન લાગાં હેં...રે....

બાર...બાર... મણના પથર તો કૂદીન કૂદીન દૂરા પર હેં અવ
ડોળીરૉણમા ન તો...ઓ...

ડોળીરૉણ પારવા એ...ન લાગાં હેં...
કેં ડોળી...રૉણનો વસ નહીં મેલો રે અવણન તો...ઓ...
ગાભણીઑના ગાભ કાઢવા એ...ન લાગાં હેં...રે...

ગાઈયો ગાઈયોમા ગાઈયો ન ડોળી રાણમા ઘણી ઘણીમા ઘણી
થઈ હેં સાલોર દેવીનતો...ઓ...,
અરધાં ડાસે મારવા એ...ન લાગાં હેં રેં....



અવ કેં... ખલોરા મારન કરાંઝો કરહેં સાલોરદેવી તો...ઓ...
રળથર કરવા એ...ન લાગાં હેં...રે....

ગુજરાંના કેંરે બોલા એમ કેં ડોળી રાણમા કાગલા બોલ હેં...
અવણનતો...ઓ....
ડોળી રૉણમા લેંબદેરાનો વસ નહીં મેલો હેં...રે...

(બધા સાથે '''અંબે....'')

હે.... રા.... હે...

કેં દેવઝી કુવોર કેં અવ હણગાર મૉડે હેં.. અવણતો...ઓ...,
દેવઝી હણગાર એ...ન મૉડે હેં...રે...

કેં માઝી હો પૂસવા ઝાય હેં માઝીનતો...ઓ...,
મેહા ભોઝાની મારલીન પૂસણાં એ....ન પૂસ હેં....

કેં માઝી...મારલી ઝઉં હું ડોળી રૉણમાન તો...ઓ....,
મારા ગુજરાંનું વૅર (વાળવા) એ...ન ઝાવું હું...રે...

કેં બાર...અળાંના બળદ લઉં હું બાર કળહણીન તો...ઓ...,
ઉતે અળે રળ (રૉણ) ખેરી એ...ને આવું હું...રે...

કેં ઝટ કરીન ઝાઝે મારા દેવઝી કુવોરન તો...ઓ....,
તું ઝટ કરી એ...ન ઝાઝે હેં...

કેં દેવઝી કુવોર તો અલમો ફરેં હેં બાર બળદાંનતો...ઓ...,
બાર અળાંના બળદ લેવા ઓ.....ન લાગા હેં....રે....

બાર...અળ લેઈન ઝાઉં હું બાર બળદનતો...ઓ....,



ઉંતે અળે રૉણ ખેરવા એ..ન લાગા હેં...રે....

ઉંતે અળે રૉણ ખેરન...મેહા ભોઝાનું તરતી તરતીનું વૅર લેય
અવણન તો..ઓ...,
મારાં બાપાંનું વૅર વળી એ..ન રઉં હેં...રે..

અવેં રળથર કરેં હેં...ડોળી રૉણમા...તો...હો,
હૂની રૉણમા કાળા કાગલા બોલેં હેં....





# શબ્દાર્થ સૂચિ

અઝ્ઝર વઝ્ઝર રાત (સ્ત્રી.) ઉજાગરાવાળી રાત

અણઝણો (વિ.) અમાપ, અજાણ્યો

અણણાટો (પું.) ઘોડાનો બોલવાનો અવાજ, હણહણાટ

અણપણિયો (વિ.) ભણ્યા વિનાનો,અભણ

અતારી (વિ.) અંધારી

અમલ (પું.) અફીણ

અમોગો (પું.)અર્થ, બોલ, ઉખાણું

અમાર (સર્વ.) અમારે

અરતી (વિ.) અડધી

અરિયાં નળાં (ન.બ.વ.)લીલા ઘાસનાં સ્થળ, ઝોડ

અલમીકાસ (પું.) દર્પણ

અવઝો (પું.) દોષ

અસતરી (સ્ત્રી.) સ્ત્રી

અસ્તિ (પું.) હાથી, હસ્તિ

અહળી (સ્ત્રી.) ઓસરી

અળ (ન.) હળ

અળવાઇયો (સ્ત્રી.) અડપલાં, અટકચાળા

આઈઝી (સ્ત્રી.) સાસુ



આકવું (ક્રિ.) હાંકવું

આકલવું (ક્રિ.) મારવું

આકોરિયો (પું.) આકડો

આડા ઓળવટ કરવા (ક્રિ.) સ્નાન કરવા કટિ નીચે વસ્ત્ર પહેરવું

આપલી હાળી (સ્ત્રી.) આકાશ જેવા રંગની સાડી

આપાં (ન.) આભ

આપું (સર્વ.) આપણ

આબુનો વળો (પું.)આબુનું શિખર

આયરણ (સ્ત્રી.) શિકારની દેવીનું નામ

આરોસી નૉખવું (ક્રિ.) લીંપી નાખવું

આહવું (ક્રિ.) હસવું

ઈલોર કીલોર (સ્ત્રી) વ્યક્તિ વિશેષનું નામ

ઈરલું (ન.) હૈયું

ઈરું (સ્ત્રી.) દેવીનું નામ

ઈલેમ (ન.) ઈનામ, પુરસ્કાર

ઉં (સર્વ.) હું

ઉખેળવું (ક્રિ.) ઉખેડવું

ઉંદણી તુદણી (સ્ત્રી.બ.વ.) હલકા પ્રકારની ઘોડીઓનાં નામ

ઉબરાં-સુબરાંની ફોઝો (સ્ત્રી.બ.વ.) ઉમરાવ-સૂબાઓની ફોજો

ઉલાળીઑ (વિ.) છૂટાં

ઉસીયારી (વિ.) હોશિયાર



એક ઓળીના ઢુઢિયા (પુ.) એક હોળીએ સાથે ઢુંઢ નામનો ઉત્સવ ઊજવ્યો હોય તેવા, એક વર્ષે જન્મેલા

એખા (અ.) અહીં

એતરું (વિ.) એટલું

એરવું (ક્રિ.) શોધવું

એલે (પું.) મદદે

એલો મારવો (ક્રિ.) બોલાવવું

એંકાર (ન.) અભિમાન

એંકારી (વિ.) અભિમાની

એંકરાળી (સ્ત્રી.) અભિમાન

એંડવું (ક્રિ.) ચાલવું

એંડોળો (પું.) હિંડોળો

એંદર (પું.) ઇંદ્ર, મેઘ

એંદુઓ વર (પું.) સિંદૂર રંગનો વડ

એંસવું (ક્રિ) હીંચવું

ઓકો (પું.) હોકો

ઓડણ કરવું (ક્રિ.) ગાવું

ઓયરી (સ્ત્રી.) ઓરડી

ઓલ્લી (સ્ત્રી.) ઓરડી

ઓળપો (પું.) ઠપકો, આરોપ

ઓરી (સ્ત્રી.) હોળી

ઑઝિયો (વિ.) સંતાન  વિનાનો



ઑતાર (પું.) ગર્ભ

ઑદવું (ક્રિ) પૂજવું

ઑમળી પીપળી ફીરવી (ક્રિ.) એકબીજાને પકડવાની રમત રમવી

ઑં (અ.) અહીં

ઑંદી (સ્ત્રી.) શિકાર માટે ખાડો ગોડીને તૈયાર કરેલી જગ્યા

ઑંતો રૂડ (વિ.) આંધળો

કકુ (સ્ત્રી.) કંકુ

કમળા દે (સ્ત્રી.) વ્યક્તિ વિશેષનું નામ

કરાંખ (ન.) કલંક

કરીઆ (પું.બ.વ.) કડિયા

કરહી (સ્ત્રી.) કળશી

કરો (પું.) મોટું કઢાયું

કરો (પું.)ઘડો, જંગલી વેલો

કલારેંણ (સ્ત્રી.) કલાલ સ્ત્રી, દારૂ વેચનાર સ્ત્રી

કવલી કાજોર (સ્ત્રી.) ધોળી ખરીઓવાળી અને રંગે કાબરચિતરી ગાયનું નામ

કસી (વિ.) ખરાબ,ગંદી

કળહણી (પું.) ખેડુ

કળસિયો (પું.) લોટો

કળહી (સ્ત્રી) કળશી

કળા (સ્ત્રી.) નવીનતા

કાહીદી (પું.) અટકનું નામ

કાળીઓ રેવત (પું.) એક ઘોડા વિશેષ નામ



કાળી ડૂંબ (સ્ત્રી) કાળમીંઢ પથ્થર

કાંગરો (પું.) શિખર

કાગલા (પું.બ.વ.) કાગડા

કાટવું (ક્રિ.) કાઢવું

કાતરીઓ (સ્ત્રી.બ.વ.) ચીરીઓ

કાલાં મૅત (ન.) દારૂ

કીકલો (પું.) દીકરો

કીટકાં (ન.બ.વ.) સળગાવવાનાં લાકડાં

કીનો પવ્વાર (પું.) ઘીનો સ્વાદ

કુપારિયો (પું.) કુંભાર

કુમેંર (સ્ત્રી.) ઘૂમર

કુવોર (પું.) કુંવર, કુમાર

કુવરેંણ (સ્ત્રી.) કુંવરી, રાજકુમારી

કૂઆરી (સ્ત્રી.) કુહાડી

કૂગરી (સ્ત્રી.) ઘૂઘળી

કૂણીઓ (પું.) પાણી ભરવાનું પાત્ર

કૂરઝલી (સ્ત્રી.) પક્ષીનું નામ

કૂપ્લિઓ (સ્ત્રી.) કૂપી

કેંર (ન.) ઘર

કેખા (અ.) ક્યાં

કેડા (અ.) ક્યાં

કેણો (વિ.) ઘણો

કેલ્લો (પું.) ઊંટનું તરુણ બચ્ચું, બોતડું



કેવ્વા (સર્વ.) કેવા

કેહાઇયા (પું.) એક જાતના જંગલી છોડનાં બીજ (કેહાઈયાનો આકાર કાનમાં ઘાલવાના પુરુષના ઘરેણાં, ગંઠોડા જેવો હોય છે.)

કેહોર કારમી ઘોરી (સ્ત્રી.) કાળી કેસર ઘોડી

કોરી (સ્ત્રી.) ઘોડી

કૉમહુઝણી (વિ.) ભવિષ્ય જાણવાવાળી

કૉસરીની બૂન (સ્ત્રી.) ધર્મની બહેન

કૉસીઑ (પું.) ઘાંચી

કૉસુઓ (પું.) કાંચળી

કૉહ (સ્ત્રી.) કોશ

ખઝૂરિયો દીવલો (પું.) ખજૂરીના પાન જેવી જ્યોતવાળો દીવો

ખપર (ન.) ખપ્પર, જેમાં આવેલું બધું નાશ પામે એવું દેવીનું પાત્ર

ખરીઆખોડ (ન.) સત્યનાશ,નખ્ખોદ

ખલ્લાટા મારવા (ક્રિ.) (ઘાસનું) પવનથી ડોલવું

ખલોરો મારવો (ક્રિ.) હુમલો કરવા માટે ઝડપથી આઘા-પાછા થવું

ખલોળવું (ક્રિ.) અંગારા તાજા કરવા દેવતા ઉપરથી રાખ ઉડાડવી

ખવવું (ક્રિ.) થવું, વીજળીનું ચમકવું

ખળૂકવું (ક્રિ.) વહેવું, ખળખળ વહેવું

ખાંખાં (ન.બ.વ.) સુકાઈ ગયેલાં પાંદડાં

ખાંડી (સ્ત્રી.) લાકડાનું મોટા દાંતાવાળું ખેતી ઉપયોગી એક સાધન

ખાંમદ (પું.) ભગવાન

ખાખેંરખેડાં (ન.) પુષ્કળ પ્રમાણમાં ખાખરાનાં વૃક્ષો ઊગ્યાં હોય તેવો પ્રદેશ



ખેઉરો (પું.) ધૂળ

ખેતલો (પું.) સીમદેવનું નામ

ખેરુ (ન.) ગામની સીમ

ખેવરો (પું.) ધૂળ, રેતી

ખોગીર (ન) પલાણ

ખૉર (ન.) ઘાસ

ખૉત (પું.) ખાંધ

ગઆં (પું.) ઘઉં

ગઠોરા (પું.) ગંઠોડા, પુરુષના કાનના ઘરેણાનું નામ

ગતી (સ્ત્રી.) કોદાળી, ત્રિકમ

ગતેરું (પું.) ગધેડું

ગરપ (પું.) ગર્ભ

ગળીઓરકોટ (પું.) સ્થળ વિશેષ

ગરરપૉંખ (ન.) ગરુડ પક્ષી

ગાવતરી (સ્ત્રી.) ગાય

ગીતારીઓ (વિ.) ગીતો ગાનારી

ગૂઆરો(પું.) વાડો

ગૂબરારો (વિ.) ગૂમડાંવાળો

ગેતી (સ્ત્રી.) કોદાળી, ત્રિકમ

ગેરવણું (ક્રિ) ગાળવું

ગોળિયું (ન.) વાડો



જનોર (ન.) જાનવર, પક્ષી

જૂરી (સ્ત્રી) જૂડી

ઝખવું (ક્રિ.) ઝંખના કરવી

ઝણ (ન.) માણસ, દૂત

ઝબાપ (પું.) જવાબ

ઝરમરિયું (ન.) ગીત વિશેષનું નામ

ઝવલી (સ્ત્રી.) ફૂલ-છોડનું નામ, જાસૂદ

ઝળુકો (પું.) પરાવર્તિત થતો પ્રકાશ, તેજ લિસોટો

ઝાંઝર વાવરી (સ્ત્રી.) એક વાવનું નામ

ઝાસાં (વિ.) ગરમ

ઝીલણીઓં તળાવ (ન.) તળાવ વિશેષનું નામ

ઝીલવું (ક્રિ.) સ્નાન કરવું

ઝાસી (સ્ત્રી.) ફૂલછોડનું નામ, જૂઈ

ઝેણાકો (પું) અવાજ

ઝેઝવો (પું.) ઘાસ વિશેષનું નામ

ઝેવા (પુ.બ.વ.) ઘોડાની ખરીઓ

ઝેળુ (સ્ત્રી.) એક વ્યક્તિ વિશેષનું નામ

ઝોઆર (પું.) જુહાર

ઝોગની (સ્ત્રી.) યોગિની, જોગણી

ઝોતાર (પું.બ.વ.) યોદ્ધા

ઝોવ (પું.) જવ

ઝોહ ઉતારવો (ક્રિ.) માંદા માણસ ઉપરથી દાણા ઉતારીને માંદગી જોવાની



ક્રિયા કરવી

ટીહીઓ (સ્ત્રી.) ટીશીઓ, પશુના કાનના અગ્રભાગ

ટુઠવું (ક્રિ.) પ્રસન્ન થવું

ટેડ (પું.) ઢેઢ

ટૉગ (સ્ત્રી.) કટાક્ષ

ટૉપું (ન.) ટાંપું, આંટો

ટોગરાં (ન.બ.વ.) ઢોર

ટોટ (સ્ત્રી.) નુકસાન, ઘટ

ટોડિયો (પું.) ઊંટનું બચ્ચું,બોતડું

ટોયો (પું.) ટોચ

ટોસી (સ્ત્રી.) ચોટી, ટોચ

ઠીઠીઓ કરી આહવું (ક્રિ.) જોરથી હસવું

ઠેયા (પું.બ.વ.) જેના પર પાત્ર મૂકવામાં આવે છે તે ચૂલાના ઢેકા

ઠોકવું (ક્રિ.) અંદર નાખવું

ઠુગારા કરવા (ક્રિ.) હથેળીમાં અફીણનું પાણી લેવું, કસુંબો પીવો

ડગરા (પું.બ.વ.) પથરા, પથ્થરો

ડસ્સાવવું (ક્રિ.) બચકાં ભરીને ખાવું

ડળવું (ક્રિ.) દળવું

ડૉમોર (પું.) ભીલની અટકનું નામ

ડાપું (ન.) દાપું, કન્યા શુલ્ક



ડૂંબ (સ્ત્રી.) સખત પથ્થર

ડેગાડોળ કરવું (ક્રિ.)ડહોળીને લાકડું ઘડવાલાયક કરવું, ટુકડા કરવા

ડેટું (ન.) પાનને અને ડાળીને જોડતું ડીટું

ડેખરી (સ્ત્રી.) લાકડી, ડાળખી

ડેરા (પું.) પડાવ

ડોલરીઓ (પું.) હીંચકો, ઝૂલો

ડોળા કાલીન રમવું (ક્રિ) પાણીમાં ડૂબીને એક બીજાને પકડવાની રમત રમવી

ઢગરા (પું.બ.વ.) ઢગલા

ઢુઢીઆ (પું.બ.વ.) એક વરસે જન્મેલા, એક હોળીએ ફરેલા

ઢૂહકે રોવું (ક્રિ) પોક મૂકીને આંસુ સાથે રડવું

ઢોલ્લિયો (પું.) ઢોલિયો

ત્યેંર (અ.) ત્યારે

તગરો (પું.) ઘોડાના પેટ ફરતો પલાણનો પટ્ટો, તંગડો, તંગ

તણી (પું.) ધણી,ભગવાન

તથુરા (પું.બ.વ.) ધમણ

તપઝી (ન.) તપ

તપઝી (પું.) તપસ્વી

તમઝોળા (પું.બ.વ.) ઝુંડ

તરતી (સ્ત્રી.) ધરતી

તા સોંડવી (ક્રિ.) ગરમી છોડી દેવી

તાડા ઊડવા (ક્રિ.) શિકારને મારવા માટે ગોફણમાંથી ફેંકાયેલા પથ્થરોના



અવાજ થવા

તાઝણા (પું.બ.વ.) ચાબુક

તાવવું (ક્રિ.) ધાવવું

તીરી (વિ.) ધીમી

તીલ (પું.) તલ

તીહ (સ્ત્રી.) તરસ

તૂણી (સ્ત્રી.) ધૂણી

તુણાગેંર (પું.) પર્વત વિશેષનું નામ

તૂવા (પું.) ધુમાડો

તેણું (સ્ત્રી.બ.વ.) ગાયો

તેર (અ.) ત્યારે

તેખૂરી (સ્ત્રી.) રેતી

તેઝીઓ (વિ.) તેજદાર

તોરણ સબવું (ક્રિ.) લગ્ન સમયે વાંસના તોરણે વરરાજા દ્વારા તલવારનો ઝટકો મારવો

થપોરવું (ક્રિ.) પંપાળવું

થાર (સર્વ.) તારો

થાઓર (પું.) શનિવાર

થોંનોલી (સ્ત્રી.) સ્તન

દલગેર ઝાવું (ક્રિ) દિલગીર થવું

દસા (સ્ત્રી.) દશા



દીપલી નાડી (સ્ત્રી.) દીપલી નામના નાના તળાવનું નામ

દેવઝી (પું.) એક વ્યક્તિ, દેવનારાયણ

દેરાવટ (સ્ત્રી.) નગરીનું નામ

ધાખલો બૉતવો (ક્રિ.) દોરો બાંધવો

ધવળો ઝુગ (પું.) મૃત્યુલોક, પૃથ્વીલોક

ધવળો (વિ.) ધોળો

ધળૂકવું (ક્રિ.) ઉત્સાહિત થવું

ધાખલો (પું.) દોરો

ધોંવ (સ્ત્રી.) જંગલી વૃક્ષનું નામ

નકર (અ) નહીંતર

નકટો (પું.) કળા,નવીનતા

નકુસો(પું.) નકૂચો

નનકો (વિ.) નાનો

નવરવ ગઢ (પું.) ગઢ વિશેષનું નામ

નળો નાકૂવો (પું.) વહેળાના બંને કિનારાના ઘાસવાળો પ્રદેશ

નાવોર (પું.) વરુ

નારું (ન.) નાળચું

નારુતેર (ન.બ.વ.) નાળચાં

નાળું (ન.) નાડ

નાળો (સ્ત્રી.બ.વ.) વાંસની નળીઓ

નીનકો (વિ.) નાનો



નૂતર (સ્ત્રી.) નૉતરું, આમંત્રણ

નેખલો (પું.) નખ

નેથરી (સ્ત્રી.) નકલ, નાથ

નેબઝવું (ક્રિ.) નીપજવું

નેં (અ.) નહીં

નૉનેરાં (વિ.) નાનાં

નૈઈણ (ન.) નેત્ર

નૉખવું (ક્રિ.) નાખવું

પણિયું (વિ.) ભણેલું

પણિયો (વિ.) ભણેલો

પધ્યમ (ન.) પદ્મ, કમળ

પરજાપતેણ (સ્ત્રી) પ્રજાપતિ સ્ત્રી, કુંભારણ

પરબેંત (પું.) પર્વત

પરુમણા (પું.) મહેમાન, પરોણા

પરાં (વિ.) પૂરેપૂરાં, સંપૂર્ણ

પવ્વાર (પું.) સ્વાદ

પાઈ (પું.) ભાઈ

પાખ (સ્ત્રી.) બાજુ, તરફ

પાગ (પું.) ભાગ

પાગોર (સ્ત્રી.) ભાગોળ

પાટવી (વિ.) મુખ્ય, મોટો, વડો

પાડેર (ન.) ભાડેર, રાજસ્થાન



પાપીરા (વિ.) પાપી

પાબી (સ્ત્રી) ભાભી

પારેવરી (વિ.) પારેવા (કબૂતર)જેવા રંગનો

પારૈયો (વિ.) પારેવા(કબૂતર) જેવા રંગનો

પાવઠરો (પું.) પગની મદદથી ચાલતો રેંટ

પાવોર (પું.) પર્વત, પહાડ

પાસારો (વિ.) પાચવાળો

પાસપૂદે પૉગે (ન.) પાછે પગલે

પાસેળ (અ.) પાછળ

પૂઝારાં (ન.બ.વ.) કાકડા

પૂતાવેંળ (સ્ત્રી.) ભૂતાવળ

પૂયરું (ન.) ભોંયરું

પીરવું (ક્રિ.) ભીડવું

પિયાવો (પું.) ઢોરોને પાણી પીવાનું સ્થળ

પિયારવું (ક્રિ.) પાવું

પેસકું (ન.) જ્યાં પાણી રહેતું હોય તેવું સ્થળ

પેંઝારાં (ન.) જોડા, પગરખાં

પેંયાળ (ન.) પાતાળ

પોતી (સ્ત્રી) પોથી, ટીપણું

પૉડિયાં (ન.) ભાંડુ

ફૂલવસેરો (પું.) એક ઘોડા વિશેષનું નામ

ફોટ (સ્ત્રી.) કેડ



ફેંસવું (ક્રિ.) કાપવું

બખનું (વિ.) સરસ, સુંદર

બાર કોઠી કાળ (પું.) બાર કોઠીઓ ભરેલું અનાજ ખૂટી જાય એવો દુષ્કાળ

ભઝ (પું.) વ્યક્તિનું નામ,રામનો ભાઈ ભરત

ભમરીઓ સૉરો (પું.) ગોળ ચૉરો

ભાથુરી (સ્ત્રી.) એક વ્યક્તિ વિશેષનું નામ

ભૂખિયા દેવી (સ્ત્રી.)એક દેવી વિશેષનું નામ

ભોઝો (પું.) એક વ્યક્તિ વિશેષનું નામ

ભોડકી (સ્ત્રી.) ભોડું,મસ્તક

મઉરા (પુ.બ.વ.) મહુડા

મકી (સ્ત્રી.) મકાઈ

મખ (ન.) મુખ

મગોર (પું.) મગર

મટોરાં(ન.બ.વ.) મીંઢળ

મડોવરું (ન.) દેશનું નામ

મસ્કલ (ન.) મસ્તક

મસુદી (પું.) દરબારી, મુત્સદ્દી

માયર (સ્ત્રી.) માતા, મા

માળો માળદરો (પું.) માળદરા દેશનો રાજા

મૂળો (વિ.) ઘણાં



મેઘા ડૉમોરનો સારણો (પું.) ચઢી આવેલા મેઘના રંગ જેવા કાપડનો ચણિયો, એક વિશેષ પ્રકારના કાપડનો ૧૬ વારનો ચણિયો

મેંડી મોગર (સ્ત્રી.) મીંડાં શીંગડાંવાળી ગાય

મેંણાંનાં ધારાં (ન.બ.વ.) મીણા ભીલોનાં ધાડાં

મેંણાં (પુ.)એક જાતિ, મીણા

મેંતાં (ન.બ.વ.) મધ

મેર સેમેર (પું.) પર્વત વિશેષનું નામ,મેરુ–સુમેરુ

મેયો (પુ.) વ્યક્તિનું વિશેષ નામ

મોતીસૂર (પુ.) લાડુનો એક પ્રકાર, ચણાના આટાનો લાડુ

મોરિયું (ન.) મોર

મોરીરાં (ન.બ.વ.) મોરિયા,મુગટ

મોરો (પું.) આનંદ

મોંખ (સ્ત્રી.) માખી, મુખની શોભા માટે ચિબુકે માંડવામાં આવતી માખ

મૉર મેલણ (પું.) આગેવાન

મૉન હરોવર (પું.) માનસરોવર

રખમાં રાઠોરણ (સ્ત્રી.) એક વ્યક્તિનું વિશેષ નામ

રડણ પડણ (ન.) સત્યાનાશ, પાયમાલી

રણરીજાં (ન.) જંગલ

રણકાર કરવો (ક્રિ.) ખો કાઢવો

રાતરીઆ (વિ.)રાતા, લાલ

રૉપું (સ્ત્રી.) ભીલ દેવીનું નામ

રીટાં (વિ.) ખાલી



રીવળિયો (સી.બ.વ.) કિકિયારીઓ (શિકાર કરવા માટે એક સ્થળે પ્રાણીઓને એકઠાં કરવા માટે પાડવામાં આવતી બૂમો)

રુરી તરસે (વિ.) સારી રીતે

રૂગાં (ન.બ.વ.) આંસુ

રૂણીઆં પૂણીઆં (ન.) પૂણો મણ વજનના ઘડા

રેકોટા કરવા (ક્રિ.) ગાય ભેંસનું રેંકવું, બાંઘડવું

રેંડાંપાડાં (ન.બ.વ.) ઢોર, અહીં ગાયોનો ટોળો

લખણી (વિ.) લક્ષણવાળી

લવારીઓ (પું.) વાછરડો

લસો (પું.) લચકો, કેરીઓનો સમૂહ

લીટ (સ્ત્રી.) પંખીની અઘાર, ચરક

લો (ન.) લોઢું, લોઢાનું હથિયાર

લોઆરિયું (ન.) લુહારવાડો

વટાઉરો (પું.) વટેમાર્ગુ

વનકદળી (ન.) કેળનું વન, કદળીવન

વનારવું (ક્રિ.) યાદ કરવું

વળુંઝણી વેલ (સ્ત્રી) વીંટળાયેલી વેલ

વાઝમી (વિ.) વાગે તેવી

વાતરિયા (પું.) પાડા

વાહરી (સ્ત્રી) ઊભી ચીરી

વાસંગરો (પું.) વાસુકિનાગ



વાળીઓ (સ્ત્રી.બ.વ.) ઘી પીરસવાનું નાળચાવાળું માટીનું પાત્ર

વીખો (પું.) સાંજ, વિખવાદ

વીર કાસોટો વાળવો (ક્રિ.) લંગોટ જેવો કાછોટો વાળવો

વેત (ન.) વેતર

વેરાગ કરી રોવું (ક્રિ.) યાદ કરીને રોવું

વેવાઈરા (પું.) અહીં ગોઠિયો (અહીંના ડુંગરી ભીલો ગોઠિયાને વેવાઈ કહે છે)

વેલો વેવારિયો (પું.) વ્યક્તિ વિશેષનું નામ

વૉંટવું (ક્રિ.) વહેંચવું

વૉટ્ટીઓ (પુ.) ઘડો

સગાસણ (સ્ત્રી.) સિંહાસન

સતરુ (પું) શત્રુઘ્ન, રામના ભાઈનું નામ

સદેણ (ન) ચંદન

સમાટો સરવો (ક્રિ) રીસ ચડવી

સરણાઈ (સ્ત્રી.) ચરાઈ, ઢોર ચારવાના પૈસા

સવરી (સ્ત્રી.) ચોરી, લગ્નમંડપ

સાટુ ખટિયાંણી (સ્ત્રી.) વ્યક્તિ વિશેષનું નામ

સાવળ (પું.) આમંત્રણ આપવા માટેના હળદરથી પીળા કરેલા ચોખા

સાળી (સ્ત્રી) બકરી

સાંસુરીઓ (પું.) વ્યક્તિ વિશેષનું નામ

સીતરા (પું.બ.વ.) ચિત્તા

સીયાં (ન.) ઘાસનો એક પ્રકાર, સીયો

સુરી (સ્ત્રી.) છોકરી



સૂતાં સૂરમાં (ન.બ.વ.) ચૂતાં ચૂરમાં, ઘીથી નીતરતાં ચૂરમાં

સૂંખવું (ક્રિ.) ધાવવું

સેનારી (સ્ત્રી) છિનાળું

સેલો (વિ.) છેલ્લો

સૉપરીઓ (વિ.) ભણેલો

સોકવું (ક્રિ.) સંભોગ કરવો

સોકાવવું (ક્રિ) સંભોગ કરાવવો, ચોદાવવું

સોદ્દો (વિ.) ચોઘ્યો, અકકલ વિનાનો

સોરટો (પું.) ચોર

સોવની (વિ.) સુહાવની,સુંદર

હગાળ (પુ.) સુકાળ

હાગી (વિ.) સાચું

હઝ (પું.) શણગાર

હરિયાં નળાં (ન.બ.વ.) લીલા ઘાસનો પ્રદેશ

હતિયા (સ્ત્રી) હત્યા

હવણ (ન.) એક વૃક્ષ વિશેષનું નામ

હારસીર (ન.) ગળાનાં ઘરેણાં

હાહરી (સ્ત્રી.) ચીરી,કાતરી

હોણેસો (પુ.) અશ્વપાલ

હીલાંણી (સ્ત્રી.) નિશાની

હીતરીઆં (વિ.) કાબરચિતરાં

હીરખી (સ્ત્રી.) રજાઈ



હીરવી (પું.) પાણી જોવાવાળો

હીલ્લકો (પું.) વાઘ

હીળી (વિ.) ઠંડી

હૂઓર (પું.) સુવર

હુયમણું (વિ.) સોહામણું

હુરુઝ ઑંદવો (ક્રિ.) સૂરજ પૂજવો

હુરઝીપોળ (સ્ત્રી.) ઉગમણી પોળ

હુળાળી (સ્ત્રી.) કિરણ, પ્રભાતનાં કિરણ

હૂરલા (પું.બ.વ.) સૂડા, પોપટની એક જાત

હૂસણો (પું.) બાજ પક્ષી

હેલ (પું.) ભાલો

હેંગરાં (ન.બ.વ.) શીંગડાં

હેંદ્રી (વિ.) સિંદૂરવર્ણી

હેંદુરિયો (વિ.) સિંદૂરિયો

હેગરો (પું.) ચોખાની ડાંગરની એક જાત

હોનૈયાં (વિ.) સોનૈયાં

હોવની (વિ.) સુહાવની, સુંદર

હૉર (સ્ત્રી.) સોડ

હૉટ (પું.) સાંઢ

હૉતરું (અ.) સીધું

હૉમળવું (ક્રિ.) પંપાળવું



